ભારતીય વિદ્યા સંશોધન ગ્રંથમાળા અં. ૧૯

શામળ ભટ કૃત

# સિંહાસનબત્રીશી

[ વાર્તા ૧૮ થી ૨૨ ]

ભૂમિકા, કોશ, અનેક
હસ્તપ્રતોને આધારે
સંપાદિત મૂળ પાઠ તથા
વિવિધ પાઠાંતરો સહિત

શ્રી. કનૈયાલાલ મુનશીના આમુખ સાથે

: સંપાદક :

હરિવલ્લભ ચુનીલાલ ભાયાણી
અધ્યાપક, નર્મદ ગુજરાતી શિક્ષાપીઠ,
ભારતીય વિદ્યા ભવન



ભારતીય વિદ્યા ભવન
મુંબઈ
૧૯૬૦

# પ્રાક્કથન

મહારાજા સર પ્રતાપસિંહ ગાયકવાડે ૧૯૪૮ માં ભારતીય વિદ્યા ભવનને રૂા. ૩૦,૦૦૦ નું અનુદાન કર્યું હતું. અનુદાનનો ઉપયોગ પ્રાચીન ગુજરાતી સાહિત્યની પ્રશિષ્ટ કૃતિઓના શાસ્ત્રીય સંપાદનને અર્થે કરવાનો હતો. એ શરત અનુસાર શામળ ભટની જે કૃતિઓ પ્રામાણિક રૂપમાં પ્રગટ ન થઈ હોય તેમનું સંપાદન કરાવવાનો નિર્ણય કરવામાં આવ્યો. એ નિર્ણય પ્રમાણે ભારતીય વિદ્યા ભવનની નર્મદ ગુજરાતી શિક્ષાપીઠ તરફથી જે કૃતિઓનું સંપાદન કરાવવામાં આવ્યું, તેમાંથી આ શામળ ભટની 'સિંહાસનબત્રીશી' માંથી પાંચ વાર્તાઓનું સંપાદન પ્રગટ કરવામાં આવ્યું છે. પ્રસ્તુત આવૃત્તિ તૈયાર કરવાનો યશ ભવનની નર્મદ શિક્ષાપીઠના પ્રાધ્યાપક શ્રી ભાયાણીને છે.

આ પ્રસંગે ભવન તરફથી મહારાજા શ્રી પ્રતાપસિંહ ગાયકવાડનો હું આભાર માનું છું.

કનૈયાલાલ મુનશી

# પ્રાસ્તાવિક

સદ્ગત રામનારાયણ પાઠકના પ્રધાન સંપાદકત્વ નીચે ભારતીય વિદ્યા ભવને શામળ ગ્રંથાવલીનું સંપાદનકાર્ય ૧૯૪૮ થી હાથ ધરેલું. એ યોજના નીચે તૈયાર થયેલી કૃતિઓમાંથી પ્રસ્તુત 'સિંહાસનબત્રીશી'ની પાંચ વાર્તાઓ પહેલા ગ્રંથ તરીકે પ્રસિદ્ધ કરવામાં આવી-છે. ૧૯૨૬માં સદ્ગત અંબાલાલ જાની દ્વારા પ્રામાણિક રૂપમાં સંપાદિત સિંહાસનબત્રીશીની પહેલી સત્તર વાર્તાઓ પ્રકાશિત થયેલી. બાકીની વાર્તાઓનો વિશ્વસ્ત મૂળપાઠ મળતો ન હતો. એ ખોટ પૂરી પાડવાની દૃષ્ટિએ એ દિશામાં આ પ્રયાસ કરવામાં આવ્યો છે.

શામળની આ રચનાઓનો અત્યારે તો મુખ્યત્વે લોકકથા, ભાષા કે સાહિત્યઈતિહાસની દૃષ્ટિએ જ રસ છે. અત્યારની સાહિત્યિક રુચિ ધરાવતો વર્ગ સાચા અર્થમાં તેમને કલાકૃતિ કેટલે અંશે કહે એ વિચારવું રહ્યું. અંગત રીતે મને એમાં ઝાઝી આશા નથી લાગતી. આ વાતનો વિચાર કરનારે શામળના શ્રોતાવર્ગની સામાજિક કક્ષા અને એમનો 'સાહિત્ય'નો ખ્યાલ નજર સામે રાખવો અનિવાર્ય છે. એ પણ ભૂલવાનું નથી કે વાર્તાઓ વાંચતાં અને સાંભળતાં પડતી છાપ જુદી જુદી હોય છે.

પ્રસ્તુત સંપાદન માટે હસ્તપ્રતો સુલભ કરી આપી તેમનો ઉપયોગ કરવા દેવા માટે હું ફાર્બસ ગુજરાતી સભા (મુંબઈ), ગુજરાત વિદ્યા સભા (અમદાવાદ), પ્રાચ્ય વિદ્યા મંદિર (વડોદરા), એમ. ટી. બી. કૉલેજ (સૂરત) અને ડાહીલક્ષ્મી લાયબ્રેરી (નડિયાદ) એ સંસ્થાઓનો ઋણી છું. ભૂમિકામાં 'શામળનું વાર્તા સાહિત્ય' (નવલરામ જ. ત્રિવેદી), 'કવિ શામળ'માંનો લેખ 'ભાભારામની વાર્તા' (મંજુલાલ ર. મજમુદાર), 'સિંહાસનદ્વાત્રિંશિકા' (એજર્ટન), 'મલયચંદ્રકૃત સિંહાસનબત્રીશી' (રણજીત પટેલ) અને 'લોકવાર્તાવિષયક પ્રાચીન ગુજરાતી સાહિત્ય' (ભોગીલાલ સાંડેસરા) એ

કૃતિઓમાંથી કેટલીક સામગ્રી ઉપયોગમાં લીધી છે અને તે માટે તેમના કર્તાઓનો હું ઋણસ્વીકાર કરું છું. ડૉ. રણજીત પટેલ તેમનો અપ્રકાશિત મહાનિબંધ સદ્ભાવપૂર્વક સુલભ કરી ન આપ્યો હોત તો ભૂમિકા થોડીક વધુ દૂબળી-પાતળી થાત. સદ્ગત રામનારાયણભાઈએ ખૂબ જ સદ્ભાવથી મને આ કામ સોંપેલું તે બદલ તેમના પ્રત્યે, અને ભારતીય વિદ્યા ભવને કરી આપેલી અભ્યાસ અને પ્રકાશનની અનુકૂળતા બદલ તેના કુલપતિ શ્રી. મુનશીજી પ્રત્યે અહીં મારી આભારની લાગણી વ્યક્ત કરું છું.

નાળિયેરી પૂનમ, ૨૦૧૬
ભારતીય વિદ્યા ભવન,
મુંબઈ.

હરિવલ્લભ ભાયાણી

# અનુક્રમ



★

# ભૂમિકા

## ૧. ગ્રંથપાઠના આધારભૂત સાધનસામગ્રી

સંપાદિત વાર્તાઓના પાઠનિર્ણય માટે ઉપયોગમાં લીધેલી હાથપ્રતોની ભાળ કે. કા. શાસ્ત્રીની ગુજરાતી હાથપ્રતોની સંકલિત યાદી(૧૯૩૯, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ) ને આધારે મેળવેલી છે. તે અનુસાર કયા સંગ્રહની પ્રત છે તે નીચેના સંકેતો દ્વારા સૂચવેલું છે:

द. = ગુજરાત વર્નાક્યુલર સોસાયટી(ગુજરાત વિદ્યા સભા)નો કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તકસંગ્રહ.

फा. = ફાર્બસ ગુજરાતી સભા(મુંબઈ)નો હસ્તલિખિત પુસ્તકસંગ્રહ.

डा. = શ્રી ડાહીલક્ષ્મી લાયબ્રેરી(નડિયાદ)નો હાથપ્રતસંગ્રહ.

व. = વડોદરા પ્રાચ્યવિદ્યામંદિરનો સંગ્રહ.

डे. = ડેક્કન કૉલેજ લાયબ્રેરી(પૂના)નો સંગ્રહ.

इ. = સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઈનો ગુજરાતી પ્રેસ(મુંબઈ)નો હાથપ્રતોનો સંગ્રહ.

अं. = શ્રી અંબાલાલ બુ. જાનીનો ખાનગી સંગ્રહ.

पु. = શ્રી પુરુષોત્તમ વિશ્રામ માવજીનો ખાનગી સંગ્રહ.

सू. = એમ. ટી. બી. કૉલેજ(સુરત)નો સંગ્રહ.

દરેક વાર્તા વાર ઉપયોગમાં લીધેલી પ્રતોનું વર્ણન વગેરે નીચે આપવામાં આવ્યું છે. તેમાં પ્રતોનું પ્રાપ્તિસ્થાન, તેમની પત્રસંખ્યા, તેમાં મળતી ઇતર કૃતિઓ, ઉતાર્યાસાલ, તેમની પુષ્પિકાઓમાંથી મળતી ઉપયોગી માહિતી, તેમની લેખન તેમજ જોડણીવિષયક વિશિષ્ટતાઓ વગેરે વિશે વીગતો આપેલી છે. દરેક વાર્તા માટે ઉપયુક્ત પ્રતોનું વર્ણન સામાન્યતઃ એ પ્રતોની પાઠપરંપરાની વિશ્વસનીયતાના ઊતરતા ક્રમે કરવામાં આવ્યું છે. ક. પ્રતનો પાઠ સામાન્ય નિયમ તરીકે ખ. ગ. વગેરેના પાઠ કરતાં વધારે વિશ્વસનીય છે. ખ.નો પાઠ ગ.ઘ. વગેરે કરતાં પ્રાચીન છે. માત્ર એક ૨૧મી વાર્તામાં ખ. કરતાં ગ. પરંપરાની દૃષ્ટિએ પ્રાચીન જણાય છે. સંકલિત યાદીમાં નોંધાયેલી બધી પ્રતો પ્રસ્તુત સંપાદન માટે ઉપયોગમાં નથી લઈ શકાઈ, કારણ કે પ્રયત્ન કર્યા છતાં એક કે બીજા કારણે તે પ્રતો મળી નથી.

**૧૮ મી વાર્તા.** સંકલિત યાદીમાં ૧૮ મી વાર્તા (વહાણની વાર્તા)ની द. ८२, फा. ११९ ख., द. १०३९ ब, अं. ५० (નકલ), અને व. ४५५८ એમ પાંચ પ્રતો નોંધાયેલી છે. આમાંથી પ્રસ્તુત સંપાદન માટે મને માત્ર પહેલી બે, એટલે કે फा. ११९ ख. અને द. ८२ મળી શકી છે. એટલે ૧૮ મી વાર્તાનો ગ્રંથપાઠ એ બે પ્રતોને આધારે તૈયાર કરાયો છે.

(૧) फा. ११९ ख. પ્રસ્તુત સંપાદનમાં તેને માટે ક. સંકેત યોજ્યો છે. આ પ્રતમાં ૮૨૯ પૃષ્ઠ છે. પૃષ્ઠસંખ્યા કોઈએ પાછળથી મૂકેલી છે. મૂળમાં અનુકૂળતા પ્રમાણે બે ત્રણ કે વધારે વાર્તાઓને માટે એક સળંગ ક્રમાંક આપેલો છે, અને જમણા પૃષ્ઠ પર નવી કૃતિ શરૂ થતાં નવેસરથી નંબર અપાયો છે. આરંભના ૨૫ પૃષ્ઠ શામળની **નંદબત્રીશીએ** રોક્યા છે. પછીથી સિંહાસનબત્રીશી શરૂ થાય છે. તેમાં ૧૪ મી વાર્તાનાં પત્ર કોરાં છે. આખી પ્રત સળંગ એક જ હાથે લખાયેલી છે અને લેખનને લગતી છૂટકત્રૂટક વીગતો **નંદબત્રીશીને** અંતે તથા સિંહાસનબત્રીશીની સાતમી, દસમી, બારમી, પંદરમી, સોળમી, વીશમી, એકવીશમી, ત્રેવીસમી, ઓગણત્રીશમી ને બત્રીશમીને અંતે આપેલી છે. તે ઉપરથી આપણે જાણીએ છીએ કે પ્રત સંવત ૧૮૩૬ થી ૧૮૪૬ ના ગાળામાં કપડવણજમાં ગોરજી શ્રી ૫ મીઠાજીના શિષ્ય જીવણજીએ પરોપકારાર્થ લખી છે. લેખન ઘણું શુદ્ધ અને મૂળની ભાષાને ચીવટથી સાચવવાના વલણ વાળુ છે.

ઇકારની માત્રા બાબત કેટલીક શિથિલતા છે: ચોકિ, સુકિ, આવિયો–લાવાયો, ભરી–હરિ, કાપીઈ–આપિઈ; હકાર તથા યકાર વાળાં રૂપો મળે છે. ભૂતકાળમાં જાણ્યો, વાય્યું, ચલવલ્યું, કર્યો એ નિયમ છે. તેડો, ટાલું જેવા અપવાદે; ક્વચિત સકાર–સુભ, સુક. ખાસ વિશિષ્ટતા તે અર્વાચીન ગુજરાતીમાં જ્યાં વિવૃત એકાર મળે છે, તેવો એકાર સાનુનાસિક 'એ' (=એં) તરીકે લખવાનું પ્રબળ વલણ: પ્રતેં કહેં, છેં, રહેં, ઍંર, હેતેંથી, જેણેં, સુઝનેં, વગેરે. ભાંડારકર પ્રાચ્ય વિદ્યામંદિરમાંની મડાપચ્ચીશીની (નં. ૧૯૯, ૧૮૭૨–૭૩) પ્રતમાં પણ આ વલણ. તેમા બેંઠા, કહેંસ્યું, વેંપાર, ઝવેંર, બેંહ, ઍંર, વેંર, કરેં, છેં, સવા બેં, બેંસારિ, સોં વરાં, પેંલા, ઘેંલા, ઘેંર, પેંર, નોંધારા વગેરે છે. ક. પ્રત અનેક દષ્ટિએ શુદ્ધ અને પ્રાચીનતર છે.

(૨) દ. ૮૨. એને માટે ખ. સંકેત યોજ્યો છે. પૃ. ૧–૭૦. ઉતાર્યાસાલ નથી. ક. ની તુલનાએ ખ. ની ભાષા અર્વાચીન છે. વિશિષ્ટતાઓ : (૧) 'એ' સર્વત્ર 'ડો' જેવો. (૨) 'ડ' 'ઠ' 'ઢ' વચ્ચે સંભ્રમ. (૩) 'ત' ને 'જ' વચ્ચે પણ ક્વચિત. (૪) 'દ્ર' ને 'ડ' વચ્ચે સંભ્રમ (૪) 'ઞ' ને બદલે ઘણુંખરુ 'જ'. (૫) તૃતીયા-સપ્તમીના 'ઇ' ને બદલે 'યે'. (૬) સર્વત્ર 'રુ' (દીર્ઘ). (૭) 'બ્યા' ને બદલે 'યા'. (૮) 'તમો', 'તમારી' 'નવ'ને બદલે 'ત્મો' 'ત્મારી' 'ન્વ'.

મુખ્ય પ્રત તરીકે फा ११९ ख. ને ગણી છે.

**૧૯ મી વાર્તા. સંકલિત યાદીમાં** આ વાર્તા(ભાભારામની વાર્તા)ની फा. ११९ ख., द. ८८, व. ९८६c., सू. ४, द. १००३, द. ७३७, अं. ५१, पु. २८. એમ આઠ પ્રતો નોંધી છે. તેમાંથી પ્રસ્તુત સંપાદન માટે પહેલી પાંચ પ્રતોનો ઉપયોગ કરી શકાયો છે. તેમનું વર્ણન આ પ્રમાણે છે :

(૧) फा. ११९ ख. આનો ક. સંકેત રાખ્યો છે. આનું વર્ણન આગળ આવી ગયું છે.

(૨) द. ८८. આનો ખ. સંકેત રાખ્યો છે. પૃ. ૧–૨૮. ઉતાર્યાસાલ નથી.

(૩) व. ९८६. આનો ગ. સંકેત રાખ્યો છે. આ પ્રતમાં પ્રેમાનંદનું ઓખાહરણ (પા. ૧૮–૮૦), શામળની સિંહાસનબત્રીશીમાંની કસ્તુરચંદની વાર્તા (૨૩ મી વાર્તા) (૮૦–૧૩૪), ભાભારામની વાર્તા (૧૩૪–૧૫૮) અને સિંહાસનબત્રીશીમાંની ભરથરીની વાર્તા (૩૦ મી વાર્તા) (૧૫૯–૧૬૩, અધૂરી) એટલી કૃતિઓ છે. ભાભારામની વાર્તાની ઉતાર્યા સાલ સં. ૧૯૦૯ છે. આ પ્રતની બીજા કૃતિઓની પુષ્પિકામ.થી ઉપયોગી માહિતી આ સાથે આપી છે :

ઓખાહરણની પુષ્પિકામાથી : સ્વંત્ ૧૯૦૬ ના પોષ વદિ ૮ વાર ચંદ્રે બોટાદમધ્યે લખું છે. લખિતંગ દવે રાંમચંદ્ર મોરારજી વાસ્તવ્ય લીબડીમધ્યે અનદિચ ગ્નાતિ.

કસ્તુરચંદની વાર્તાની પુષ્પિકામાંથી: સંવત્ ૧૯૦૮ શાકે ૧૭૭૩ ના પ્રવર્તમાંન્યે કારતગ વદી ૭ ને શનો સંપૂર્ણ:। લખિતંગ દવે રામચંદ્ર મોરારજી ઇદં પુસ્તકં.

આની ભાષા બીજી પ્રતોની તુલનાએ અર્વાચીન છે.

(૪) સૂ. ૪ : આનો ઘ. સંકેત રાખ્યો છે. પૃ. ૧–૪૪. ઉતાર્યાસાલ સં. ૧૯૩૦.

(૫) દ. ૧૦૦૩. આનો ચ. સંકેત રાખ્યો છે. પહેલું અને છેલ્લું પૃષ્ઠ નથી. પૃ. ૨–૨૮.

ક. ને મુખ્ય પ્રત ગણી છે. એક પક્ષે ક. અને બીજે પક્ષે ખ. ગ. ઘ. ચ. વચ્ચે ગ્રંથપાઠમાં ઘણો મોટો ફરક છે. ક. માં તે ૮૫૨ કડી જેટલો છે, જ્યારે ગ. માં ૪૪૬ કડી જેટલો. આમ ૪૦૦ કડી જેટલો મોટો તફાવત મૂળ ગ્રંથપાઠની પરંપરામાં મોટી ગરબડ થઈ હોવાનો સૂચક છે. પ્રસ્તુત સંપાદનમાં એક નિયમ તરીકે फा. ११९ ख. ને મુખ્ય પ્રત ગણેલી છે, એટલે તેને આધારે જ ગ્રંથપાઠ તૈયાર કરવામાં આવ્યો છે.

અન્ય પ્રતોનાં પાઠાંતરોને લક્ષમાં લેતાં ખ. ગ. ઘ. ચ. ઘણુંખરું ક. ના વિરોધમાં હોય છે. ચ. ઊતરતા ક્રમે ગ. ઘ. ખ. ને મળતી આવે છે. ઘ. કેટલીકવાર ગ. ચ. થી જુદી પડે છે, તો ગ. ઘ. ચ. ક્યાંક ખ. થી જુદી પડે છે.

ચ. માં તત્સમોની જોડણી શુદ્ધ કરવા તરફ અને તદ્‌ભવ શબ્દોમાં સર્વત્ર હ્રસ્વ ઇ વાપરવા તરફ વલણ છે.

**૨૦ મી વાર્તા.** સંકલિત યાદીમાં આ વાર્તા(વેતાલ ભાટની વાર્તા)ની फा. ११९ ख., द. ८१, द. ४४८, इ १७३, अं. ५२ એમ પાંચ પ્રતો નોંધાઈ છે. તેમાંથી પ્રસ્તુત સંપાદન માટે પહેલી ત્રણ ઉપયોગમાં લઈ શકાઈ છે. તેમનું વર્ણન આ પ્રમાણે છે:

(૧) फा. ११९ ख. આનો સંકેત ક. રાખ્યો છે. વર્ણન આગળ આવી ગયું છે.

(૨) द. ८१. આનો સંકેત ખ. રાખ્યો છે. પૃ. ૧–૩૫. ઉતાર્યાસાલ નથી.

(૩) द. ४४८. આનો સંકેત ગ. રાખ્યો છે. શરૂઆતના ત્રણ પૃષ્ઠ નથી. આમાં વઈતાલની વાર્તા (પા. ૪–૪૬), સિંહાસનબત્રીશીમાંની સરસ્વતીબુદ્ધિ–લક્ષબુદ્ધિની વાર્તા (વાર્તા ૨૭ મી) (૧–૫૧), પાનની વાર્તા (વાર્તા ૨૧ મી) (૫૨–૧૦૬), મેનાપોપટની વાર્તા (વાર્તા ૧૫ મી) (૧૦૭–૧૩૮), ગુટકાની વાર્તા (વાર્તા ૨૪ મી) (૧૩૯–૧૭૬) એટલી

કૃતિઓ છે. લિપિ કોઈ અક્ષર બાદ કરતાં ગુજરાતી. ઉતાર્યાસાલ નથી. ભાષા મુકાબલે અર્વાચીન છે. પહેલી પ્રતને મુખ્ય ગણી છે.

**૨૧ મી વાર્તા.** સંકલિત યાદીમાં આ વાર્તા(પાનની વાર્તા)ની फा. ११९ ख., द. ९४, द. ४३१, फा. ९८ ग., द. ४४८, डा. ३–१ અને वं. ५३ એમ સાત પ્રતો નોંધાઈ છે. પ્રસ્તુત સંપાદન માટે તેમાંથી પહેલી છ પ્રતોનો ઉપયોગ કર્યો છે. તેમનું વર્ણન આ પ્રમાણે છે.

(૧) फा. ११९ ख. આનો સંકેત ક. રાખ્યો છે. વર્ણન આગળ આવી ગયું છે.

(૨) द. ९४. આનો સંકેત ખ. રાખ્યો છે. પૃષ્ઠ ૧–૨૯. ઉતાર્યાસાલ નથી.

(૩) द. ४३१. આનો સંકેત ગ. રાખ્યો છે. આમાં ૧–૨૬ પૃષ્ઠ પાનની વાર્તાએ રોકયા છે. ઉતાર્યાસાલ સં. ૧૮૩૪.

(૪) फा. ९८ ग. આનો સંકેત ઘ. રાખ્યો છે. આ પ્રતમાં સિંહાસનબત્રીશીની પહેલી વાર્તા (પા. ૧–૫૦), સ્ત્રીચરિત્રની વાર્તા (૨૯ મી વાર્તા) (૧–૩૫), પાનની વાર્તા (૧–૨૮) એટલી કૃતિઓ છે. ઉતાર્યાસાલ સં. ૧૮૩૯. બીજી કૃતિઓની પુષ્પિકાઓમાંથી અગત્યનો ભાગ નીચે ઉતાર્યો છે:

પહેલી વાર્તાની પુષ્પિકામાંથી: સં. ૧૮૩૮ ના વરખે આશાડ શુદ ૫, વ. શોમે લખી છે.

સ્ત્રીચરિત્રની વાર્તાની પુષ્પિકામાંથી: સંવત ૧૮૩૯ ના વરખે માશોતંમ માશે ફાલગુણ માશે શુકલપક્ષે અસ્ટમી ને રવીવાર (સુધારીને, રવીવાશરે), રાત્ર પોહોર એ શમે શંપુરણ કરૂ છે. શાંમી પરત માફક ઉતારી છે. અક્ષર અદકો ઓછો શંભાલી વાંચજો. લખનારને દોશ દેવો નહી. એ ચોપઠી શોની શીવદાશ દઆલદાશની છે. પોતાને હસ્તે ઉતારી છે. એ ચોપડી જો કોઈ વાંચવા લઈ જાએ ને રાખે, અથવા ચોરી લઈ જઈને રાખે, અથવા કોઈ પાશે મગાવીને રાખે, અથવા ભુલેચુકે રાખે તેને માતા હરશીધ પુછશે તે જાંણજો. કથા વાંચીને ધરંમ ઉપર મંનશા રાખજો. ધરમે કરીને જેએ થાશે. શહી. શંપુરણ.

(૫) द. ४४८. આનો સંકેત ચ. રાખ્યો છે. આ પ્રતનું વર્ણન ૨૦ મી વાર્તાની પ્રતોના વર્ણનમાં આપેલું છે. આમાં પૃ. ૫૨–૧૦૬ પાનની વાર્તાએ રોકયા છે. ઉતાર્યાસાલ નથી.

(૬) ડા. ૩-૧. આનો સંકેત છ. રાખ્યો છે. શરૂઆતનાં બે ત્રણ પાન નથી. પાનને સંખ્યાંક નથી આપવામાં આવ્યા. આ પ્રતમાં સિંહાસન. બત્રીશીમાંની અબોલારાણીની વાર્તા (૬ ઠ્ઠી વાર્તા) અપૂર્ણ ઉતારેલી છે. છેવટના પાના તૂટે છે. ઉતાર્યાસાલ સં. ૧૯૦૦. લિપિ ગુજરાતી.

આ ૭ પ્રતો ઉપરાંત બૃહત્કાવ્યદોહન, ભાગ ૩, પા. ૩૨૬-૩૭૮ પર છપાયેલી 'પાનની વાર્તા'નો પણ તુલના માટે ઉપયોગ કર્યો છે. તેનો સંકેત જ. છે. તેના જોડણીભેદોને લક્ષમાં લીધા નથી. માત્ર મહત્ત્વનો શાબ્દિક ફરક નોંધ્યો છે.

આમાં ક. ને મુખ્ય પ્રત ગણી છે. ખ. અને જ. એક જ પરંપરાની છે. તેવી જ રીતે ઘ. ચ. વચ્ચે પણ પાઠપરંપરાની બાબતમાં સારી સમાનતા છે. ગ. કેટલીક વાર ઘ. ચ. સાથે મળે છે, પણ વધારે તો સ્વતંત્ર ખ. ની જેમ સ્વતંત્ર પરંપરા રજૂ કરે છે. છ. કેટલીક વાર ચ. સાથે મળે છે, તો કેટલીક વાર જુદો પાઠ રજુ કરે છે. ખ. માં 'ળ' છે, પણ પાઠાંતરોમાં તે નોંધવામાં નથી આવ્યો. ચ. છ. ને જ. ની અને કાંઈક અંશે ખ. ની ભાષા અર્વાચીનતાની છાંટવાળી છે. ઘ. કરતાં ગ. પ્રાચીન ભાષા જાળવી રાખે છે. એટલે બંનેમાં એક જ પાઠ હોય ત્યારે ગ. ની જોડણીવાળો પાઠ જ ગ. ઘ. નાં નામે નોંધ્યો છે. ઘ. માં 'ક', 'ખ', 'ગ', 'ટ', 'જ', 'તુ' ને 'એ' નો વળાંક ધ્યાન ખેંચે તેવો છે.' 'શ' ને 'સ'ને બદલે ઘણું ખરું 'શ' જ મળે છે.' સંખ્યાબંધ સ્થળે ત-ટ, થ-ઠ, દ-ડ વચ્ચે ગોટાળો કરેલો છે. (પ્રચંદ=પ્રચંડ, પટની=પતની, મહોતો-મહોટો, °ઠી=°થી વગેરે). છ.માં અનુનાસિક નથી. ચ. માં બધે 'શ' જ છે, છ.માં 'સ' જ.

**૨૨ મી વાર્તા. સંકલિત યાદીમાં** આ વાર્તા(**કામધેનુની વાર્તા**)ની फा. ११९ख., डा. ८-१२, द. ९२, व. ७५०८ અને ઢ. ૫૪. એમ પાંચ પ્રતો નોંધાઈ છે. તેમાંથી અહીં પહેલી બે પ્રતો જ ઉપયોગમાં લઈ શકાઈ છે. તેમનું વર્ણન આ પ્રમાણે છે.

(૧) फा. ११९ ख. આનો સંકેત ક. રાખ્યો છે. વર્ણન આગળ આવી ગયું છે.

(૨) डा. ८-१२ આનો સંકેત ખ. રાખેલો છે. લિપિ ગુજરાતી. આ પ્રતમાં આટલી કૃતિઓ છે: સિંહાસનબત્રીશીમાંની વિક્રમચરિત્રની વાર્તા

(૨૯મી વાર્તા) (પા. ૧–૩૮), અબોલારાણીની વાર્તા (૬ટ્ઠી વાર્તા) (૧–૧૨), કામદુરગાની વાર્તા (૧–૨૭); સ્વર્ગારોહણી (૧–૨૧). પ્રતનો વચ્ચેનો ભાગ ઉધઈથી ખવાઈ ગયેલો છે. ઉતાર્યાસાલ સં. ૧૮૮૭. બીજી કૃતિઓની પુષ્પિકામાંથી :

વિક્રમચરિત્રની વાર્તાની પુષ્પિકામાંથી: સંવત ૧૮૮૪ના આષાડાદિત્ય શા. ૧૭૫૦ પ્રવર્તમાને પ્રથમ અસાડ શુદી ૧૩ વાર બુધે સંપૂરણ સમાપ્તં. શ્રીરસ્તુ. કલ્યાણમસ્તુ. લી. પડા. કાલીદાસ વિ. દઆરાંમનુ પૂસ્તક છે. પરત પરમાણે ઉતારુ છે. વૃધ પોટ માપ કરવી. જે વાંચે તેને અંમારો નમસકાર કેહજો. ગાંમ ડભાંણ મધે વડે ફલીયે રેહુ છે. શ્રી રણછોડજી સત્ય છે.

સ્વર્ગારોહણી: સંવત ૧૮૮૭ના શા. ૧૭૫૨ પ્રવરતમાને પોસ વીદી ૧૦ વાર શનીવારે સંપૂરણં. લા. પંડા. કાલીદાસ દઆરાંમની ચોપડી છે. પોતે લખુ છે.

ખ. માં 'ડ' 'ઢ'નો વળાંક 'ઠ' જેવો જ છે. 'જ'નો વળાંક 'જા' કે 'જી'ને મળતો છે. 'ય' નથી. કને મુખ્ય પ્રત ગણી છે.

## ૨. સંપાદનપદ્ધતિ

ઉપલબ્ધ પ્રતોમાંથી સમયની કે જોડણી ને ભાષાની પ્રાચીનતાના ધોરણે પ્રાચીનતમ ઠરાવી શકાય તેવી પ્રતને મુખ્ય પ્રત ગણી છે, અને સંપાદિત ગ્રંથપાઠ તેને આધારે તૈયાર કરવામાં આવ્યો છે. બીજી પ્રતોનાં પાઠાંતરો સંપાદિત ગ્રંથપાઠની કડી અને પંક્તિના ક્રમે નોંધવામાં આવ્યાં છે. સંદર્ભ માટે આવશ્યક હોય તેવા અપવાદો બાદ કરતાં બીજી પ્રતોમાં મળતા વધારેના પાઠને સંપાદિત ગ્રંથપાઠમાં સ્થાન આપવામાં નથી આવ્યું. તેજ પ્રમાણે, મુખ્ય પ્રતની એક કે વધારે કડીઓ બીજી એકે પ્રતમાં ન મળતી હોય તેવી બાબતોમાં તે કડીને સંપાદિત ગ્રંથપાઠમાંથી કાઢી નથી નાખવામાં આવી. પણ સંદર્ભ, જોડણી કે ભાષાની પ્રાચીનતા, અર્થનું ઔચિત્ય વગેરે દૃષ્ટિએ મુખ્ય પ્રતનો પાઠ સ્પષ્ટ રીતે નિકૃષ્ટ લાગ્યો ત્યાં અન્ય પ્રતનો ઉત્કૃષ્ટ લાગ્યો તે પાઠ સ્વીકાર્યો છે, અને મુખ્ય પ્રતના પાઠને નોંધમાં મૂક્યો છે. ટૂંકમાં એક નિયમ તરીકે પ્રમાણ, ક્રમ, ભાષા ને જોડણી એમ દરેક વિષયમાં મુખ્ય પ્રતને આધારભૂત ગણવામાં આવી છે.

પ્રાચીન ગુજરાતી કૃતિઓના સંપાદનમાં પાઠાંતરોની નોંધ એ એક ખૂબ ગૂંચવે તેવો પ્રશ્ન છે. અનેક કારણે પ્રતોમાં જોડણી બાબત સંપૂર્ણ અરાજકતા પ્રવર્તતી જોવામાં આવે છે. એકની એક પ્રત એકના એક શબ્દની જોડણીની બાબતમાં તદ્દન વિસંગત માલુમ પડે છે. આ પ્રકારની અવ્યવસ્થા (૧) હ્રસ્વ ને દીર્ઘ 'ઇ' તથા 'ઉ', (૨) 'ઓ' અને 'ઉ', (૩) અનુસ્વાર તેમ જ અનુનાસિક, (૪) તૃતીયા-સપ્તમીનો 'ઇં', 'યે', 'એ', (૫) 'ય' કાર, (૬) 'ક્ષ', (૭) 'સ' અને 'શ', (૮) 'હ'કાર અને તેના અનુગામી સ્વરની પૂર્વાક્ષર પર અસર ('કહે', 'કેહ' વગેરે), (૯) 'જ' ને 'ઝ', (૧૦) 'ટ' ને 'ઠ', તથા 'ડ' અને 'ઢ' (૧૧) 'ષ' અને 'ખ', (૧૨) 'લ' અને 'ળ' એ વિષયમાં હોય છે. એક જ શબ્દની જોડણીમાં એક જ પ્રતમાં 'ઇ' ને 'ઉ' એક સ્થળે હ્રસ્વ મળે ને બીજે સ્થળે દીર્ઘ પણ મળે; શબ્દારંભે ક્યાંક 'ઉ' મળે તો ક્યાંક 'ઓ'. તૃતીયા-સપ્તમીનો પ્રત્યય સાનુનાસિક તેમ જ નિરનુસાસિક બંને રૂપે મળે. તેવું જ વર્તમાન ત્રીજા પુરૂષના 'ઇ' પ્રત્યયનું ને નાસિક્ય ધ્વનિઓ (nasals) પૂર્વેના સ્વરનું ('રામ', 'રાંમ'). 'ય'કાર ભૂતકાળમાં (તથા અન્યત્ર) બાબતમાં પણ જે પ્રત 'ય' આપતી હોય તેમાં પણ કોઈવાર 'ય' વગરનો શબ્દ હોય છે. તત્સમ શબ્દો પણ મૂળ રૂપે લખવાનું વલણ કોઈક જ પ્રતમાં હોય છે, અને ત્યાં પણ સંપૂર્ણ સુસંગતતાની આશા રાખવી નકામી છે.

આ તો થઇ માત્ર જોડણીભેદોની વાત. જોડણીભેદો સિવાયના પાઠભેદો પણ કમ નથી. બહુવચન અને એકવચનની અદલબદલ કે એક કાળના રૂપને બદલે બીજા કાળનું રૂપ, અથવા તો 'ને', 'જ', 'જે', 'તે', 'તો', 'આ', 'કે' વગેરે જેવા પાદરપૂરકો : એ સૌને લઈને ઉદ્ભવતાં પાઠાંતરો પણ પાર વગરનાં છે. વળી અમુક એક પ્રતના પાઠને બદલે દરેક પ્રત્યંતરમાં જુદાજુદા પર્યાયો ને સમાનાર્થ કે લગભગ સમાનાર્થ ઉક્તિઓ પણ અનેકાનેક સ્થળે મળે છે: અને અર્થફેર હોય તો પણ મૂળ વાત માટે કશી જીવ જેવી અગત્ય ન ધરાવતાં હોય એવાં પાઠાંતરની સંખ્યા પણ અલ્પ નથી. આ કારણે એક જ કડીના ત્રણ ચાર પ્રતોની તુલનાને આધારે જોવામાં આવતાં પાઠાતરોની સંખ્યા એવડી હોય છે કે તેની નોંધનું કામ એ બધી પ્રતોનો સળંગ પાઠ ઉતારવાના કામ કરતાં પણ વધારે જટિલ બનવા જાય છે.

પ્રાચીન ગુજરાતી કૃતિઓ ઘણુંખરું પદ્યમાં હોવાથી, અને તેમને માટે વધતે-ઓછે અંશે ગેય હોય તેવા, મુકાબલે મુક્ત માપના દેશી છંદો પ્રયોજાયા હોવાથી, પાઠનિર્ણયમાં અન્યત્ર જે છંદનું સાધન ખૂબ મૂલ્યવાન બની રહે છે; તે અહીં જરાયે કાર્યસાધક ઠરતું નથી.

આવા સંજોગોમાં બધાંયે પાઠાંતરો નોંધવાં કે અમુક જ? બધાંયે નોંધવાં જતાં જે સમય, શ્રમ વગેરેનો વ્યય થાય તેના પ્રમાણમાં તેમનું મૂલ્ય ખરું? અમુક જ નોંધવાં, તો પસંદગીનું ધોરણ શું રાખવું? વગેરે પ્રશ્નો પ્રાચીન ગુજરાતી કૃતિના સંપાદકની સામે આવીને ઊભા રહે છે. અને પાઠાંતરના જંગલને લક્ષમાં લેતાં તેમાંથી એક છાપ આપણા ઉપર એવી પડે છે કે અમુક અંશે ગ્રંથપાઠ પ્રવાહી કે અનિશ્ચિત સ્વરૂપનો જ હતો—એટલે કે સંસ્કૃતપ્રાકૃતાદિ કૃતિઓના મૂળ પાઠના સ્વરૂપ અંગે જે નિશ્ચિતતા હતી, તેવી મધ્યયુગીન ગુજરાતી કૃતિઓ માટે ન હતી. ઉપર ઉલ્લેખ્યું તેવા જોડણીના વૈવિધ્યથી કે અહીંતહીં દેખાતા શાબ્દિક પરિવર્તનથી પણ મૂળ ગ્રંથકારને યે પોતાની કૃતિમાં કોઈ ખાસ ફેરફાર થયો હોવાનું—કે તેમાં કશું વાંધાભર્યું હોય તેવું નહીં લાગતું હોય. મુખ્ય કથયિતવ્યમાં કે હકીકતો ને વીગતોમાં પરિવર્તન થયેલું ન લાગે ત્યાં સુધી પાઠમાં થતો શાબ્દિક ફેરફાર લક્ષમાં લેવાની કોઈને જરૂર જ ન લાગતી.

હસ્તપ્રતોમાં જોડણીને લગતી વ્યવસ્થા કે સુસંગતતા નથી જોવા મળતી એ ખરું, પણ ચીવટ અને ચોક્કસાઈથી તપાસવાને બદલે સ્થૂળમાને જોનાં દરેક હસ્તપ્રતમાંથી અમુક જોડણીવલણો સ્પષ્ટ રીતે તારવી શકશે અને તે તે પ્રતોની જોડણી કાંઈક અંશે એ તારવેલાં વલણોને અનુરૂપ જોવામાં આવશે. જે પ્રત 'સ' ને 'શ' ને બદલે માત્ર 'સ' જ લખતી હોય, તેમાં ઘણુંખરું સર્વત્ર 'સ' મળશે, બીજી કોઈમાં ઘણુંખરું 'શ' મળશે. કોઈમાં 'ય' શ્રુતિ કે 'હ' શ્રુતિ નોંધવાનું વલણ સ્પષ્ટરૂપે જોઈ શકાશે, તો કોઈમાં તેનો અભાવ જણાશે. જો કે 'ઇ'કાર કે અનુનાસિકની બાબતમાં આવું ચોક્કસ વલણ ઓછું જોવા મળે છે. એટલે એક વાર એક પ્રતના જોડણીવલણો નજરમાં આવી જાય એટલે પછી તેની લેખનવિષયક વિશિષ્ટતાઓ વિશે નવું જાણવાનું બહુ ઓછું રહે છે. બધાંયે પાઠાંતરો નોંધવામાં આવે તો તેમાં, જોડણીને લગતાં પાઠાંતરો એકના એક આવ્યા કરશે અને તેથી તે તે પ્રતનાં ભાષાવલણ કે જોડણીગત વિશિષ્ટતાઓ વિશે કશો વધારાનો પ્રકાશ નહીં પડે.

આ હકીકતને લક્ષમાં રાખીને પ્રસ્તુત સંપાદનમાં પાઠનોંધની એક વિશિષ્ટ પદ્ધતિ ગ્રહણ કરવામાં આવી છે. મુખ્ય પ્રતની પહેલી સો પંક્તિ સુધી તુલનાપ્રાપ્ત પ્રતોના બધાંયે પાઠાંતરોની નોંધ લેવામાં આવી છે. પછીની સો પંક્તિ સુધી શાબ્દિક ભેદો નોંધ્યા છે. તે પછીથી ખાલી જોડણીવિષયક, પર્યાયાત્મક કે પાદપૂરકને લગતાં પાઠાંતરોની નોંધ નથી લીધી--સિવાય કે વ્યાકરણની, વિશિષ્ટ જોડણીની કે એવી કોઈ દૃષ્ટિએ તેમની અગત્ય હોય. પણ પાઠ વધતો ઓછો હોય તેવાં સર્વ સ્થળોની નોંધ લીધી છે. બે પ્રતોમાં જોડણીભેદે એક જ પાઠ હોય, ત્યાં પ્રાચીન પાઠ બંને પ્રતોના સંકેત નીચે આપ્યો છે. આ રીતે દરેક પ્રતની લેખનવિષયક વિશિષ્ટતાઓનો અને તેનાં વિશિષ્ટ જોડણીવલણોનો જરૂરપૂરતો ખ્યાલ આપણને મળી રહે છે, અને સાથે નિરર્થક પાઠાંતરોથી સંપાદનને ફુલાવવાના શ્રમમાંથી બચી જવાય છે. પણ ભાષાની, અર્થની યા બીજી કોઈ દૃષ્ટિએ મૂલ્યવાન જણાતાં પાઠાંતરોની નોંધ અચૂક લેવામાં આવી છે. અને સંપાદિત ગ્રંથપાઠમાં, મૂળની કોઈ પ્રતમાં ન હોય તેવા એકે કલ્પિત પાઠને સ્થાન આપવામાં નથી આવ્યું. એકે પ્રતમાં ન હોય તેવી જોડણીવાળો પાઠ વિશિષ્ટ કારણે ક્યાંક મૂકવો ઉચિત ધાર્યો છે, ત્યાં પાઠને આડકતરી રીતે પ્રતોનો આધાર છે.

ચરણ ના ચાલ્યા, ચરણ ન ચાલે  
મેંહલી, મેહેલી, મેહલીને  
આંણે, એણે  
તુજને તાંહાં માર્યો જાંણશુ, તુઝને માર્યો અમે જાણસ્યું  
રઢીયાલે રુપ, રઢિયાળાં રૂપ, રઢીઆલું રુપ  
ઘણો, ઘણું, ઘણા  
મનમાં આણી પ્રીત્ય, મન આણીને પ્રીત  
કેહેં જયો મુંને, કહોજી મુંને, કહો જો મુને.  
પ્રધાંનને સુંપ્યું પાટ, પરધાનને તો સોંપ્યો પાટ

આ જાતના પાઠભેદોની પ્રસ્તુત સંપાદનમાં નોંધ લેવામાં નથી આવી, સિવાય કે બીજી કોઈ દૃષ્ટિએ તેમની અગત્ય હોય.

સંપાદિત ગ્રંથપાઠની જોડણી મુખ્ય પ્રત પ્રમાણે નિયમ તરીકે રાખી છે. તેમાં વિસંગતતા હોય તો પણ ઘણુંખરું જેમની તેમ રહેવા દીધી છે. માત્ર જ્યારે કોઈ વાર મુખ્ય પ્રતને આધારે નિયમ તરીકે સ્વીકારેલી જોડણીથી

જુદી જોડણીવાળો પાઠ મુખ્ય પ્રતમાં હોય, અને અન્ય પ્રતોમાંથી કોઈનો પાઠ, સ્વીકૃત જોડણીને અનુરૂપ હોય ત્યારે મુખ્ય પ્રતના પાઠને જતો કરી, તે બીજી પ્રતોના પાઠને લેવામાં આવ્યો છે. કેટલીક વાર મુખ્ય પ્રતથી મુકાબલે અર્વાચીન ભાષાભૂમિકા રજૂ કરતી પ્રતનો પાઠ અન્ય કારણે ઉત્કૃષ્ટ લાગતાં સંપાદિત ગ્રંથપાઠમાં સ્વીકારવામાં આવ્યો છે, ત્યાં ગ્રંથપાઠની સામાન્ય જોડણીથી તે પાઠની જોડણી જુદી પડતી હોવા છતાં અને એ રીતે સંપાદિત ગ્રંથપાઠમાં એ પ્રકારની જોડણીનું કોઈક કોઈક સ્થળે મિશ્રણ થતું હોવા છતાં, તેને એમને એમ રાખી છે; એટલે કે ક્વચિત જોડણીની એકરૂપતાને ભોગે પણ પ્રતોના મૂળ પાઠ સાથે કશી છૂટ લેવામાં નથી આવી. તત્સમ શબ્દોની બાબતમાં પણ પાઠને શુદ્ધ કરવાનો કે અન્ય પ્રતોમાં શુદ્ધ જોડણીવાળો પાઠ મળતો હોય તો તેને સ્વીકારવાનો આગ્રહ નથી રાખવામાં આવ્યો.

સંસ્કૃતપ્રાકૃત ગ્રંથોના સંપાદનમાં સ્વીકારાતી પાઠનોંધની પદ્ધતિથી જુદી પડતી પદ્ધતિ પ્રાચીન ગુજરાતી કૃતિઓના સંપાદન માટે અહીં સ્વીકારવાનું મુખ્ય કારણ શરૂઆતમાં સૂચવ્યું તેમ એક જ છે. આપણી મધ્યકાલીન જોડણી એટલી અનિશ્ચિત સ્વરૂપની હતી, અને મૂળ કૃતિનાં ભાષા, જોડણી કે ગ્રંથપાઠ જાળવી રાખવા માટે એટલી ઓછી ચીવટ રખાતી કે ઉપલબ્ધ હસ્તપ્રતોને આધારે પાઠ, ભાષા ને જોડણી નિશ્ચિત કરવાનું કામ અશક્યવત હોય છે. તેમાં ભાષાસ્વરૂપમાં ચાલુપણે થયેલાં ઝડપી પરિવર્તનોનો ફાળો પણ ઘણો છે. આથી સંસ્કૃતપ્રાકૃત કૃતિઓના માટે, પ્રતોની તુલનાદ્વારા કૃતિના મૌલિક સ્વરૂપની નજીક પહોંચવાની જે શક્યતા છે, તે પ્રાચીન ગુજરાતી કૃતિઓ માટે નથી. આમ હોવાથી સંસ્કૃતપ્રાકૃત કૃતિઓના સંપાદનમાં પ્રયુક્ત પાઠનોંધની પદ્ધતિ પ્રાચીન ગુજરાતી કૃતિઓના સંપાદનમાં કાર્યસાધક નથી બનતી. એટલે પ્રસ્તુત સંપાદનમાં એ સામાન્ય પદ્ધતિ આવશ્યક ફેરફાર કરીને સ્વીકારી છે.

## ૩. સિંહાસનબત્રીશીની પરંપરા

### શામળની પુરોગામી રચનાઓ

સિંહાસનબત્રીશીનું નામ લેતાં જ પરદુઃખભંજન રાજા વીર વિક્રમની પ્રભાવશાળી મૂર્તિ આપણા માનસપટ પર ઝળકી ઊઠે છે. અંધારપછેડો ઓઢી

રાતે નગરચર્ચા જોવા ઘૂમતા, આગિયાવેતાળ અને હરિસિદ્ધ માતાની સહાયતાથી અનેક સાહસ ખેડતા, અસાધારણ પરાક્રમો કરી દુખિયાંનાં દુખ ભાંગતા, ઉદારતાની અવધિ સમા એ નરવીર વિક્રમથી કોણ અજાણ હશે? શામળ-ભટ્ટની બત્રીશ પૂતળીની વાર્તાએ રચેલી અદ્દ્ભુત–કૌતુકથી ભભકતી સૃષ્ટિમાં આપણી ઉત્તેજિત બાળકલ્પના મુક્તવિહાર કરતી હતી, તે વેળા અનુભવેલા રોમાંચ આપણી સ્મૃતિ પર કેટલા ચિરંજીવ સંસ્કાર મૂકતા ગયા છે!

શામળની આ સિંહાસનબત્રીશી તેના વસ્તુની દૃષ્ટિએ કોઈ મૌલિક રચના નથી. કાંઈ નહીં તો પાંચ સો વર્ષની અતૂટ રચનાપરંપરાના અંત ભાગમાં એ આવે છે. ને શામળ પોતે જ કહે છે ને કે 'સંસ્કૃતમાંથી સોધિયું'— આ કૃતિ મેં સંસ્કૃતને આધારે રચી છે. એ તો વળી રાજા ભોજના આશ્રિત કવિ કાલિદાસની કૃતિ ઉપરથી પોતે સિંહાસનબત્રીશી બનાવ્યાની વાત કરે છે. પણ આપણે એવા કોઈ કવિ કે કૃતિને જાણતા નથી. આપણી તપાસમાં તો શામળ પૂર્વે જુદેજુદે સમયે ને જુદેજુદે હાથે રચાયેલી હોય તેવી એકબે નહીં પણ ચારેક સંસ્કૃત સિંહાસનબત્રીશીઓ અને તે ઉપરાંત અગિયારેક પ્રાચીન ગુજરાતી સિંહાસનબત્રીશીઓ મળે છે. અને વિક્રમવિષયક બીજા કથાગુચ્છોને લગતી તથા વિક્રમચરિત્રને લગતી તો અનેકાઅનેક કૃતિઓ શામળ પહેલાંની શતાબ્દીઓ પર વેરાયેલી પડી છે.

સંસ્કૃત સિંહાસનબત્રીશીઓમાં જે સૌથી પ્રાચીન હતી, તે ઈ. સ. ૧૩૦૦ લગભગની ગદ્યરચના હતી. તેના કર્તાના નામથી આપણે અજાણ છીએ એટલું જ નહીં, તેના મૂળ રૂપમાં પણ તે આપણને અત્યારે મળતી નથી. મળે છે માત્ર તેનાં પાછળથી થયેલાં ને 'સિંહાસનદ્વાત્રિંશિકા,' 'વિક્રમાર્કચરિત' વગેરે નામે જાણીતાં પાંચ ભિન્ન ભિન્ન રૂપાંતરો કે વાચનાઓ (recensions). એમનું સંપાદન ને સૂક્ષ્મદર્શી તુલનાત્મક અધ્યયન કરનાર સંસ્કૃત–વિદ્વાન એજર્ટને એ પાંચ વાચનાઓને દક્ષિણી, લઘુ પદ્યમય, જૈન ને વારરુચ એવાં નામે ઓળખાવી છે. તેમને મતે દક્ષિણી વાચના મૂળ કૃતિની નિકટતમ છે. 'સિંહાસનદ્વાત્રિંશિકા'ની એ દક્ષિણી વાચનાની યોજના ને કથાસૂત્ર આપણે સંક્ષેપમાં જોઈ લઈએ, જેથી સમયે સમયે થયેલી વધઘટ ને રૂપાંતરને પરિણામે મૂળ કૃતિની છેવટે શામળ સુધીમાં કેવી કાયાપલટ થઈ ગઈ તે તપાસવું અનુકૂળ પડે.

## સિંહાસનદ્વાત્રિંશિકાનું કથાસૂત્ર

કથાપીઠ

(૧) **ઉપક્રમ :** એક વાર કૈલાસમાં પાર્વતીને વિનોદ ને મનોરંજનની કોઈ સરસ કથા સાંભળવાનું મન થયું. તેમનું કુતૂહળ સંતોષવા શંકરે રાજા ભોજને પ્રાપ્ત થયેલા અદ્દ્ભુત સિંહાસનની અને એ સિંહાસન પરની બત્રીશ પૂતળીઓએ કહેલી બત્રીશ વિક્રમકથાઓની વાત માંડી:

(૨) **અમરફળ :** ઉજ્જયિનીના કોઈ દરિદ્ર બ્રાહ્મણને ભુવનેશ્વરીની ઉપાસનાથી અજરતા ને અમરતા અર્પે એવું એક અદ્દ્ભુત ફળ મળ્યું. દરિદ્ર અમર થઈને શું કરે, એ વિચારે બ્રાહ્મણે એ અમરફળ રાજા ભર્તૃહરિને ભેટ આપ્યું. તેણે તે પોતાની પ્રાણપ્રિય રાણી અનંગસેનાને આપ્યું. અનંગસેનાએ એ ફળ પોતાના પ્રેમી અશ્વપાલને, અશ્વપાલે દાસીને, દાસીએ ગોવાળને ને ગોવાળે છાણા થાપતી છોકરીને એ ફળ પ્રેમની ભેટ તરીકે દીધું. છોકરીને માથેના ટોપલા ઉપર મૂકેલું અમરફળ જોઈ ભર્તૃહરિએ તપાસ કરી ને બધી વાત જાણી. સંસાર પર વૈરાગ્ય આવ્યો. પોતાને સ્થાને નાના ભાઈ વિક્રમાર્કનો અભિષેક કરીને ભર્તૃહરિએ વનવાસ લીધો.

(૩) **વેતાલસિદ્ધિ :** ન્યાય ને ઉદારતાથી પ્રજાપાલન કરતો વિક્રમ એક વાર કોઈ સિદ્ધની મંત્રસાધનમાં ઉત્તરસાધક તરીકે સ્મશાને ગયો. કપટથી સિદ્ધ વિક્રમનો બલિ દેવા માગતો હતો, પણ વિક્રમે સિદ્ધને જ હોમી દીધો. એ પ્રસંગથી એક વેતાળ તેના પર પ્રસન્ન થયો ને તેને અષ્ટ મહાસિદ્ધિ આપી.

(૪) **સિંહાસનપ્રાપ્તિ :** એક વાર વિશ્વામિત્રનો તપોભંગ કરાવવા રંભા ને ઉર્વશીમાંથી જે વધુ કુશળ નર્તકી હોય તેને મોકલવાનું ઇંદ્રે વિચાર્યું. નૃત્યપ્રયોગ પરથી કુશળતાનો નિર્ણય ન થઈ શક્યો, એટલે નારદની સૂચનાથી ઇંદ્રે નૃત્યકોવિદ વિક્રમને બોલાવ્યો. વિક્રમે ઉર્વશીને વધુ કુશળ ગણી ને પોતાના નિર્ણય માટે શાસ્ત્રપ્રમાણ આપ્યાં. પ્રસન્ન થયેલા ઇંદ્રે વિક્રમનું સન્માન કરી તેને એક રત્નજડિત બત્રીશપૂતળીવાળું અદ્દ્ભુત સિંહાસન ભેટ આપ્યું.

(૫) **વિક્રમનું મૃત્યુ :** કેટલાંયે વરસ વિક્રમે રાજ કર્યા પછી ઉજ્જયિનીમાં દૈવી ઉત્પાત થવા લાગ્યા. દૈવજ્ઞોએ તેમને રાજા માટે અનિષ્ટસૂચક ગણ્યા.

વિક્રમને શંકરનું વરદાન હતું કે અઢી વરસની સ્ત્રીથી જન્મેલા પુત્રને હાથે જ તેનું મૃત્યુ થાય. તપાસ માટે મોકલેલો વેતાળ ખાત્રી કરી લાવ્યો કે પ્રતિષ્ઠાનમાં અઢી વરસની બ્રાહ્મણપુત્રીને શેષનાગથી પુત્ર જન્મેલો છે. નામ શાલિવાહન. વિક્રમ ખડ્ગ લઈને પ્રતિષ્ઠાન પહોંચ્યો, શાલિવાહનને મારવા ગયો ત્યાં તેના દંડપ્રહારથી પોતે ઊડીને ઉજ્જયિનીમાં પડયો, ને ઘાની વેદના અસહ્ય બનતાં મરણ પામ્યો. ભટ્ટિ-મંત્રીએ તપાસ કરાવી તો અપુત્ર વિક્રમની એક રાણીને સાત માસનો ગર્ભ હતો. તેનો અભિષેક કર્યો. મંત્રીઓ રાજ્યપાલન કરવા લાગ્યા. ઈંદ્રે આપેલું સિંહાસન ખાલી પડેલું, તેને આકાશવાણીના આદેશથી પવિત્ર ક્ષેત્રમાં ભંડારી દેવામાં આવ્યું.

(૬) **ભોજની સિંહાસનપ્રાપ્તિ (ચમત્કારી ટીંબો)**: અનેક વર્ષો પછી રાજા ભોજ રાજ્ય કરતો હતો, ત્યારે જ્યાં સિંહાસન દાટેલું હતું તે અતિ ફળદ્રુપ ખેતરનો માલિક કોઈ બ્રાહ્મણ હતો. સિંહાસનવાળી જગાએ બનેલા ટીંબા ઉપરના માચડેથી તે રોયો કરતો. એક વાર સેના સાથે ભોજ ત્યાંથી નીકળ્યો એટલે માચડા પર રહેલા બ્રાહ્મણે રાજાને ધાન્યનો યથેચ્છ ઉપયોગ કરવા નોતર્યો. પણ માચડા ઉપરથી ઊતર્યો તેવો જ તેણે અંદર આવેલા રાજાને જાકારો દીધો. આવું બે વાર બન્યું, તેથી સ્થળનો ચમત્કાર સમજી, ભોજે પોતે ટીંબા પર ચડીને અસાધારણ ઉદારતાનો ઉદય અનુભવ્યો. બ્રાહ્મણ પાસેથી ખેતર ખરીદી લઈ, ટીંબો ખોદાવતાં નીચેથી અદ્ભુત સિંહાસન નીકળ્યું. ખસેડવા માંડયું, પણ ખૂબજ ભારે થઈ ગયું. મંત્રીની સલાહથી બલિ, પૂજા વગેરે વિધિ કર્યાં ને સિંહાસન હળવું બની પોતાની મેળે જ ખસ્યું. ભોજે મંત્રીની બુદ્ધિ વખાણી. મંત્રીબુદ્ધિની કાર્યસાધકતા પર મંત્રીએ એક દૃષ્ટાંત કહ્યું.

(૭) **શંકિત રાજા તથા કૃતઘ્ન રાજકુમાર ('સસેમિરા')**: વિશાલા-નગરીના રાજા નંદને રાણી ભાનુમતી વિના ઘડી પણ ન ચાલે. રાજસભામાં સિંહાસન પર પણ સાથે બેસાડે. આવા મર્યાદાભંગમાંથી બચવા, મંત્રી બહુશ્રુતની સલાહ માની, આંખ સામે રાખવા તેણે રાણીનું ચિત્ર દોરાવ્યું. રાણી પદ્મિની. ચિત્રકારે લક્ષણ વરતીને દોરેલા ચિત્રમાં રાજગુરુ શારદાનંદને એક ખામી બતાવી: એક ગુપ્ત સ્થાન પર મત્સ્યાકાર

તલ દર્શાવવો રહી ગયો છે. રાજાએ આ સાંભળ્યું. તપાસતાં સાચું નીકળ્યું. રાજગુરુને રાણી સાથે સંબંધ હોવાનું માની, મંત્રીને વાત કરી ને રાજગુરુને મારી નાખવા આદેશ દીધો. ડાહ્યા મંત્રીએ રાજગુરુને મારવાને બદલે ગુપ્તપણે પોતાને ત્યાં રાખ્યો.

શિકારે નીકળેલા રાજકુમારને અપશુકન થતાં જોઈ, પ્રધાનપુત્રે વાર્યો, પણ તેણે ન માન્યું. હરણિયાની પાછળ પડતાં, સૌથી વિખૂટો પડી એક અઘોર વનમાં અશ્વ પરથી ઊતરી તે વિસામો લેતો હતો, ત્યાં વાઘ આવ્યો. ઘોડો નગર તરફ ભાગી છૂટ્યો. ધ્રૂજતો રાજકુમાર ઝાડ પર ચડી ગયો. ત્યાં પહેલેથી જ એક રીંછ ચડીને બેઠું હતું. તેણે રાજકુમારને અભયવચન આપ્યું, રાતે પોતાના ખોળામાં સુવાડ્યો, ને વાઘના લોભાવવા છતાં શરણે આવેલાનો વિશ્વાસઘાત ન કર્યો. પણ પછી રાજકુમારે સૂતેલા રીંછને વાઘના કહેવાથી નીચે ધકેલ્યો. વચ્ચેની ડાળી પકડી બચી ગયેલા રીંછે રાજકુમારને શાપ દીધો: 'સસેમિરા' બોલતો તું પિશાચ થઈને ભમ્યા કર. સવારે વાઘ ને રીંછ ચાલ્યા ગયા. ખાલી ઘોડાને જોઈ રાજા વનમાં જઈ શાપિત રાજકુમારને શોધી લાવ્યો. અનેક ઉપાય કર્યા છતાં તે સાજો ન થયો. રાજાને રાજગુરુની ખોટ સાલી ને મંત્રી પાસે તેને માર્યાનો પસ્તાવો વ્યક્ત કર્યો. રાજકુમારને સાજો કરે તેને અરધું રાજ્ય આપવાની ઘોષણા કરાવી. મંત્રીએ રાજગુરુને બધી વાત કરી. તેની સૂચના પ્રમાણે રાજાને કહ્યું કે મારી નાની છોકરી પાસે રાજકુમારને લઈને આવો. તે ઉપાય કરશે. સૌ મંત્રીને ત્યાં આવ્યા. 'સસેમિરા' જપતા રાજકુમારને પરદા આગળ બેસાડ્યો. પરદા પાછળથી શારદાનંદને 'સ' 'સે' 'મિ' ને 'રા' અક્ષરથી શરૂ થતા, ને રાજકુમારે કરેલા વિશ્વાસઘાત ને મિત્રદ્રોહને લગતા ચાર શ્લોક કહ્યા. શ્લોકે શ્લોકે રાજકુમારનો એક એક અક્ષર છૂટતો ગયો. તેણે બનેલી વાત પિતાને કરી. 'અહીં બેઠાં વનનો વૃત્તાંત ને પ્રાણિભાષા તેં ક્યાંથી જાણી?' એવા રાજાના પ્રશ્નના ઉત્તરમાં રાજગુરુ શારદાનંદને કહ્યું કે દેવકૃપાએ મારી જીભે શારદા વસે છે, ને તેથી જેમ રાણીના તલની વાત જાણી, તેમ આ પણ જાણ્યું. પડદો હટાવી રાજાએ બોલનારનું સાચું સ્વરૂપ જાણ્યું ને અગમચેતી વાપરવા માટે મંત્રીની પ્રશંસા ને સન્માન કર્યાં.

**(૮) બોલતી પૂતળી :** આ પછી ભોજ સિંહાસનને નગરીમાં લાવ્યો. હજાર સ્તંભના મંડપમાં મૂક્યું. પૂજા, દાન વગેરે કરી શુભમુહૂર્તે પૂતળીના મસ્તકે પગ મૂકી સિંહાસન પર ચડવા જાય છે ત્યાં મનુષ્યની વાણીમાં પહેલી પૂતળી બોલી : હે રાજા, તારામાં તેના જેવાં શૌર્ય, ઔદાર્ય, સાહસ, સત્ત્વ વગેરે હોય તો જ આ સિંહાસન ઉપર બેસજે. ભોજના દાનેશ્વરી હોવાના દાવાને પૂતળીએ આત્મપ્રશંસા કહી. ભોજના પૂછવાથી સિંહાસનના મૂળ માલિકની ઉદારતાની વાત કરી. અને એમ એક પૂતળીની વાત પૂરી થાય એટલે ફરી ભોજ સિંહાસન પર બેસવા જાય. એટલે બીજી પૂતળી વિક્રમના ઔદાર્યની નવી વાત કહે. એમ એકત્રીશ વાર બન્યું.

### વાર્તા પહેલી—વિક્રમનો દાનનિયમ.

પહેલી પૂતળી બોલી : આ સિંહાસન વિક્રમાર્કનું છે. એની ઉદારતા એટલી હતી કે યાચકને જોતાં હજાર સોનામહોર, તેની સાથે વાત કરતાં દસ હજાર, તેની સાથે હસતાં લાખ અને સંતુષ્ટ થાય તો કરોડ આપવાનો તેનો નિયમ હતો. તું એટલો ઉદાર હો, તો આ સિંહાસન પર બેસ.

### વાર્તા બીજી—મસ્તકનું બલિદાન.

બીજી પૂતળી બોલી : એક વાર ગુપ્તચરે આવીને વિક્રમને જણાવ્યું ચિત્રકૂટ પાસેના તપોવનમાં એક દેવાલય છે, ને તેની પાસે પર્વત પરથી જળધારા પડે છે. ત્યાં મહાપાપી નહાય, તો તેના શરીર પરથી કાળું પાણી નીસરે ને પાપ જાય. ત્યાં એક બ્રાહ્મણ કેટલાંય વરસોથી હોમ કરે છે, ને કોઈની સાથે બોલતો નથી. આ સાંભળી વિક્રમ એ સ્થળે ગયો. સો વરસથી હોમ કરતા બ્રાહ્મણની સહાયતા કરવા પોતે આહૂતિ નાખી. જગદંબા પ્રસન્ન ન થયાં એટલે મસ્તક હોમવાનું કરતો હતો, ત્યાં દેવતા પ્રસન્ન થયાં. બ્રાહ્મણ એકભાવે ક્રિયા ન કરતો હોવાથી તેને દેવતા નહોતાં ફળતાં. વિક્રમની વિનંતિથી દેવતાએ બ્રાહ્મણનો મનોરથ પૂર્યો.

### વાર્તા ત્રીજી—ચાર અદ્‌ભુત રત્ન.

ત્રીજી પૂતળી બોલી : દાનમાં જ ધનની સફળતા માનતા વિક્રમે જેમાં સર્વસ્વ દક્ષિણામાં આપવાનું હોય તેવો યજ્ઞ માંડ્યો. દેવ, ઋષિ, ગંધર્વ, રાજાઓ, બ્રાહ્મણો વગેરે આવ્યા. એક બ્રાહ્મણને સમુદ્ર નોતરવા મોકલ્યો. સમુદ્રે

પ્રત્યક્ષ થઈ વિક્રમને માટે ચાર અદ્‌ભુત રત્ન ભેટ મોકલ્યાં : એક રત્ન ચિંતિત વસ્તુ આપે; બીજું અમૃત ભોજન, ત્રીજું ચતુરંગ સેના, ચોથું દિવ્ય વસ્ત્રાભરણ. બ્રાહ્મણ ભેટ લઈને આવ્યો ત્યાં સુધીમાં તો યજ્ઞ સમાપ્ત થઈ ગયેલો. રાજાએ સર્વ સંપત્તિ દક્ષિણામાં આપી દીધી હતી, એટલે બ્રાહ્મણને સમુદ્રે દીધેલાં રત્નમાંથી દક્ષિણામાં કોઈ પણ એક રત્ન લઈ લેવા કહ્યું. બ્રાહ્મણ, તેની પત્ની, પુત્ર ને પુત્રવધૂ જુદું જુદું રત્ન લેવાના મતનાં હોવાનું જાણી વિક્રમે તેને ચારેય રત્ન આપી દીધાં.

## વાર્તા ચોથી—કૃતજ્ઞતાની કસોટી.

ચોથી પૂતળી બોલી : ઉજ્જયિનીના એક અપુત્ર બ્રાહ્મણને ઈશ્વરની આરાધનાથી પુત્ર થયો. દેવદત્ત નામ. મોટો થતાં પરણાવ્યો; સદુપદેશ આપીને બ્રાહ્મણ જાત્રાએ ગયો. એક વાર સમિધ લેવા દેવદત્ત વનમાં ગયો, ત્યારે મૃગયા રમતાં ભૂલા પડેલા વિક્રમને તેણે નગરનો માર્ગ બતાવ્યો. ઉપકારવશ વિક્રમે તેને યોગ્ય કામ સોંપીને આશ્રય આપ્યો. વારંવાર કૃતજ્ઞતા વ્યક્ત કરતા વિક્રમની કસોટી કરવા દેવદત્તે રાજકુમારને પોતાને ઘરે સંતાડી, નોકરને રાજકુમારનાં ઘરેણાં વેચવા મોકલ્યો. ગુમ થયેલા કુમારની તપાસ ચાલી. નોકર પકડાયો. દેવદત્તને બોલાવવામાં આવ્યો. ધનલોભે મેં કુમારને મારી નાખ્યો છે, એમ દેવદત્તે કહ્યું. મંત્રીઓએ તેને કઠોર પ્રાણદંડ દેવા કહ્યું, પણ આશ્રિત ને ઉપકારી દેવદત્તને વિક્રમે અભયદાન દઈ, ભેટ આપી વિસર્જિત કર્યો. દેવદત્તે પુત્રને લાવીને વિક્રમના હાથમાં સોંપ્યો.

## વાર્તા પાંચમી—રત્નો મોંઘાં કે રાજાજ્ઞા ?

પાંચમી પૂતળી બોલી : રત્નપરીક્ષકોએ અમૂલ્ય ઠરાવતાં વિક્રમે એક ઝવેરી પાસેથી છ છ કરોડની કિંમતે અગિયાર રત્ન ખરીદ્યાં. ઝવેરી સાથે તો એક જ રત્ન લઈ આવેલો. બીજાં દસ તેને ઘેર હતાં. તે લઈ આવવા વિક્રમે એક વિશ્વાસુ સેવકને આઠ દિવસમાં પાછા આવી પહોંચવાનો આદેશ દઈ ઝવેરી સાથે મોકલ્યો. રત્નો લઈને તે પાછો ફરતો હતો, ત્યાં રસ્તામાં વરસાદ વરસ્યાથી નદીમાં પૂર આવેલું. પાર ઉતારવા નાવિકે દસમાંથી પાંચ રત્ન ભાડા પેટે માગ્યાં. મુદત સર પહોંચવા, સેવકે આપ્યાં. પાંચ રાજાના હાથમાં મૂક્યાં. રાજાજ્ઞાનો ભંગ ન થાય તે માટે નાવિકને પાંચ આપ્યાંની વાત કરી. પ્રસન્ન થયેલા વિક્રમે, પોતાના હાથમાં હતાં તે પાંચે રત્ન સેવકને ભેટ આપી દીધાં.

## વાર્તા છઠ્ઠી—કપટી તાપસ.

છઠ્ઠી પૂતળી બોલી: વસંતોત્સવમાં ઉપવનમાં રાણીઓ સાથે ક્રીડા કરતા વિક્રમને જોઈને, પાસેના ચંડિકામંદિરમાં વર્ષોથી તપ કરતા એક બ્રહ્મચારીને તપ નિષ્ફળ લાગ્યું, ને વિષયસુખ માણવા તેનું મન લોભાયું. વિક્રમ પાસે જઈને તેણે કહ્યું: મેં પચાસ વરસ જગદંબાની ઉપાસના કર્યા પછી માતાએ સ્વપ્નમાં આવીને મને ગૃહસ્થાશ્રમ માંડવાનો આદેશ દીધો, ને કહ્યું કે તારા મનોરથ પૂરવા મેં વિક્રમને સ્વપ્નમાં આજ્ઞા કરી છે. સ્વપ્નની વાતને બનાવટી જાણવા છતાં વિક્રમે તે સ્થળે ચંડિકાપુર નામે નગર વસાવી તાપસને રાજા બનાવ્યો. ચતુરંગ સેના આપીને સો સુંદરી પરણાવી.

## વાર્તા સાતમી—ધડ સજીવન કર્યાં.

સાતમી પૂતળી બોલી: ઉજ્જયિનીના અત્યંત ધનવાન વણિક ધનદે સાંસારિક સુખની નશ્વરતા જાણી પુષ્કળ દાનવ્રતાદિ કર્યાં, ને મોટા સંઘ સાથે કૃષ્ણદર્શન કરવા દ્વારકા ઊપડ્યો.

સમુદ્ર વચ્ચે એક ઊંચા ખડક ઉપર ભુવનેશ્વરીનું મંદિર. ધનદે પૂજા કરી. તેણે મૂર્તિની ડાબી બાજુએ સ્ત્રીપુરુષનાં બે ધડ પડેલાં ભાળ્યાં, ને આગળની ભીતે લખેલા અક્ષર વાંચ્યા કે જે પરોપકારી પોતાના કંઠરુધિરથી ભુવનેશ્વરીને પૂજવાની સાહસિકતા બતાવશે, તે આ યુગલને સજીવન કરી શકશે. યાત્રા કરીને પાછા ફરેલા ધનદે આ વાત વિક્રમને કરી. વિક્રમે એ સમુદ્રબેટના ભુવનેશ્વરીના મંદિરમાં જઈ, જેવું ગળા ઉપર ખડ્ગ ઉગામ્યું, તેવાં જ પેલાં દંપતી સજીવન થયાં, ને પ્રસન્ન થયેલાં ભુવનેશ્વરીએ તેમને રાજ્ય આપ્યું.

## વાર્તા આઠમી—તળાવ ભરવા માટે બત્રીશલક્ષણાનો ભોગ.

આઠમી પૂતળી બોલી: કાશ્મીરના એક ધનવાન વણિકે પાંચ કોશનું તળાવ ખોદાવ્યું. વચ્ચે જલશાયી નારાયણનું મંદિર બંધાવ્યું. પણ તળાવમાં પાણી ન નીકળ્યું. વરુણયજ્ઞ કરાવ્યા છતાં કશું ન વળ્યું. પાળે બેસી નિ:શ્વાસ નાખતા વણિકને આકાશવાણીએ કહ્યું કે બત્રીશલક્ષણાનું કંઠરુધિર છંટાશે તો જ તળાવ ભરાશે. વણિકે ત્યાં સદાવ્રત બાંધ્યું. લોહી છાંટી તળાવમાં પાણી લાવી આપે તેને સો ભાર સોનું આપવાની ઘોષણા કરી. પણ કોઈ તૈયાર થતું ન હતું. ગુપ્તચરને મોઢેથી આ કૌતુકકથા સાંભળી, વિક્રમ એ સ્થળે

પહોંચ્યો ને પોતાના ગળા ઉપર ખડ્ગ ઉગામ્યું, ત્યાં જળદેવતા પ્રસન્ન થ
તળાવમાંથી વિક્રમ બહાર આવ્યો તેવું જ તે નિર્મળ જળે ભરાઈ ગયું.

## વાર્તા નવમી—રાક્ષસ-અધિષ્ઠિત સુંદરી.

નવમી પૂતળી બોલી : પિતાના ઠપકાથી માઠું લગાડી વિક્રમનો પુરોહિ પુત્ર સર્વજ્ઞ બનવાની પ્રતિજ્ઞા કરીને વિદ્યા ભણવા ગયો. અનેક વરસ ગુરુસે કરી, ગુરુ પાસેથી સિદ્ધસારસ્વતમંત્ર મેળવી સર્વજ્ઞ બન્યો. ઘરે આવ નીકળતાં રસ્તામાં કાંચીનગરમાં એક કૌતુક જોયું. ત્યાંની એક સુંદરી ન મોહિનીનું એવું અદ્ભુત રૂપ કે જોનારને તે મંત્રમુગ્ધ કરી દે. પણ જે કો તેની સાથે રાત ગાળવા જાય, તેનું એક વિંધ્યવાસી રાક્ષસ લોહી પી જા પુરોહિતપુત્રે ઉજ્જયિની પહોંચીને વિક્રમને આ કૌતુક કહ્યું. વિક્રમ તેની સા કાંચી આવ્યો. નરમોહિનીને ત્યાં રાત રહ્યો. રાત્રે રાક્ષસ પથારીમાં મા એકલી નરમોહિનીને જોઈને પાછો ફરતો હતો, ત્યાં વિક્રમે તેનો ઘાત કર્યે નરમોહિનીને પુરોહિતપુત્ર સાથે પરણાવી.

## વાર્તા દસમી—મંત્રસાધિત ચમત્કારી ફળ.

દસમી પૂતળી બોલી: ઉજ્જયિનીમાં એક વિદ્યાશાસ્ત્રપારંગત યોગી આવ્યે વિક્રમને તેણે જરામરણરહિત બનાવે તેવા મંત્રનું અનુષ્ઠાન શિખવાડ્યું. પ્રમાણે એક વર્ષ બ્રહ્મચર્ય પાળી નગર બહાર રહી મંત્રજાપ કરી, વિધિ પૂર્વક હોમ કરતાં હોમકુંડમાંથી પ્રકટ થઈને એક પુરુષે વિક્રમના હાથર એક ફળ આપ્યું. એનું ભક્ષણ કરે તે જરામરણરહિત બને. વજ્ર જેવી કા થાય. ફળ લઈને વિક્રમ ઉજ્જયિનીમાં આવતો હતો, ત્યાં રસ્તામાં એક કોઢિ બ્રાહ્મણ મળ્યો. વિક્રમે ફળ તેને આપી દીધું.

## વાર્તા અગિયારમી—નરભક્ષક રાક્ષસ.

અગિયારમી પૂતળી બોલી : યોગીવેશે ધરતી પર ભમતો વિક્રમ એ અરણ્યમાં વૃક્ષ ઉપર રાત ગાળતો હતો, ત્યારે ત્યાં રહેતા એક વૃદ્ધ ચિરંજી પક્ષીને તેનો પુત્ર પોતાના દુ:ખની વાત કહેતો હતો તે તેણે સાંભળી પલાશગ્રામના માણસોને મારી નાખતા બકાસુર સાથે ગામલોકોએ વા પ્રમાણે દરરોજ એક માણસ ભક્ષ તરીકે મોકલવાનો કરાર કર્યો છે. આ મારા પૂર્વભવના મિત્ર બ્રાહ્મણના એકના એક પુત્રનો વારો છે. વાત સાંભ વિક્રમ પલાશગ્રામ પહોંચ્યો ને વધ્યશિલા પર બેઠો. રાક્ષસે પહેલી જ વ

બ્રહ્મનું હસતું મુખ જોઈ તેની ઓળખ પૂછી. પરોપકારાર્થે તેને આવેલો જાણી, રાક્ષસે ત્યાર પછી જીવહત્યા ન કરવાનું વચન આપ્યું.

## વાર્તા બારમી—સ્ત્રીપીડક રાક્ષસ.

બારમી પૂતળી બોલી : મૃત પિતાનું બધું ધન વાપરી નાખી, પ્રતિષ્ઠા ગુમાવી બેઠેલો વણિકપુત્ર કેટલોક સમય પરદેશ રખડીને આવ્યો. વિક્રમને મળ્યો ત્યારે તેણે પોતે જોયેલા એક કૌતુકની વાત કરી : હિમાલય પાસેના એક ગામને પાદર આવેલા વાંસવનમાંથી રોજ મધરાતે રડતી સ્ત્રીનો ચીત્કાર સંભળાય છે—બચાવો, બચાવો, આ રાક્ષસ મને મારી નાખે છે. પણ બીકથી કોઈ ત્યાં જતું નથી. આ સાંભળી તેને સાથ લઈ વિક્રમ એ વાંસવનમાં પહોંચ્યો. રાક્ષસને માર્યો. સ્ત્રીએ પોતાની વાત કરી : પાસેના ગામના એક બ્રાહ્મણની તે વ્યભિચારિણી સ્ત્રી હતી. સંગ ઇચ્છતા બ્રાહ્મણને જીવનભર સંતાપ્યો, તેથી તેણે મરતા શાપ દીધો : તને વાંસવનનો રાક્ષસ ભોગેચ્છાથી રોજ પીડશે. કોઈ પરોપકારી આવીને રાક્ષસને મારશે ત્યારે છૂટીશ. બ્રાહ્મણીએ વિક્રમને આપેલા સોને ભર્યાં નવ ઘડા વિક્રમે વણિકપુત્રને આપી દીધા.

## વાર્તા તેરમી—વિક્રમે કરેલી પ્રાણરક્ષા.

તેરમી પૂતળી બોલી : યોગીવેશે ધરતી પર ભટકતો વિક્રમ એક નગર બહારના દેવાલયમાં ગામજનો પુરાણકથા સાંભળતા હતા ત્યાં બેઠો. કથામાં અભયદાનનો મહિમા કહેવાતો હતો. ત્યાં બાજુની નદીમાં પત્ની સહિત તણાતા કોઈ વૃદ્ધ બ્રાહ્મણે બચાવવાની ધા નાખી. શ્રોતાઓમાંથી કોઇ ન ઊઠ્યું. વિક્રમ જઈને બંનેને બચાવી લાવ્યો. બ્રાહ્મણે પોતાનાં જપતપનું પુણ્ય વિક્રમને આપ્યું. ગત જન્મના અનાચારના ફળ તરીકે એક બ્રાહ્મણ હજારો વરસથી બ્રહ્મરાક્ષસપણું ભોગવતો ત્યાં બાજુના પીપળા પર રહેતો હતો, તેણે વિક્રમને મળેલું પુણ્ય પોતાના છૂટકારા માટે માગ્યું. વિક્રમે આપી દીધું. બ્રહ્મરાક્ષસપણું ટળ્યું.

## વાર્તા ચૌદમી—રાજ્ય રક્ષણાધીન કે દૈવાધીન ?

ચૌદમી પૂતળી બોલી : યોગીવેશે ધરતી પર ભમતા વિક્રમનો એક તપોવનમાં જગદંબાના મંદિરમાં કોઈ અવધૂત સાથે ભેટો થયો. રાજ્યચિંતા છોડીને ભમવાનું અવધૂતે અનુચિત કહ્યું. વિક્રમે સર્વ દૈવાધીન હોવાનું જણાવી તે ઉપર દૃષ્ટાંત કહ્યું : ન્યાયી પણ રાજ્યભ્રષ્ટ રાજા રાજશેખર એક

નગર પાસે વૃક્ષ નીચે વિસામો લેતો હતો ત્યાં વૃક્ષ ઉપરના પાંચ યક્ષોની વાત પરથી તેણે જાણ્યું કે સવારે પોતે તે નગરીનો રાજા થશે. સવાર હાથણીએ રાજશેખર પર કળશ ઢોળ્યો. ત્યાંનું રાજ્ય કરતો હતો ત્યારે રાજશેખર પર એકવાર દુશ્મનો ચઢી આવ્યા. ત્યારે તે પાસા ખેલતો હતો. ચિંતા કરતી રાણીને રાજશેખરે કહ્યું કે બધું ભાગ્યાધીન છે—જેણે રાજ્ય અપાવ્યું, તે જ તેની સંભાળ રાખશે. આ સાંભળી યક્ષોને પોતાનાં વચનનો મહિમા ટકાવી રાખવા તેની મદદે આવવું પડ્યું. ભયંકર રૂપ ધરી, તેમણે શત્રુઓને ખિવડાવી નસાડ્યા.

આ સાંભળી પ્રસન્ન થઈ અવધૂતે વિક્રમને મનોવાંછિત વસ્તુ આપતું કાશ્મીરી શિવલિંગ ભેટ આપ્યું. પણ વિક્રમે રસ્તામાં, શિવલિંગ ખોવાઈ ગયાથી ત્રણ દિવસનો ઉપવાસી બ્રાહ્મણ મળ્યો, તેને આપી દીધું.

## વાર્તા પંદરમી—ઊકળતી તેલકડાઈ.

પંદરમી પૂતળી બોલી: જાત્રાએથી પાછા ફરેલા રાજપુરોહિતે રસ્તામાં જોયેલા કૌતુકની વિક્રમને વાત કરી: એક નગરમાં શાપિત અપ્સરાનું રાજ્ય. ત્યાં લક્ષ્મીનારાયણના મંદિર આગળ કડાઈમાં તેલ ઊકળે. જે કોઈ તેમાં ઝંપલાવવાની હિંમત કરે તેને અપ્સરા વરે. પુરોહિતને સાથે લઈ વિક્રમ એ સ્થળે પહોંચ્યો; ને તેલકડાઈમાં કૂદી પડ્યો. માંસનો લોચો બની ગયો. હાહાકાર મચ્યો. અપ્સરાએ અમૃત છાંટ્યું, એટલે વિક્રમ દિવ્યરૂપધારી કુમાર બની ગયો. વિક્રમના કહેવાથી અપ્સરા પુરોહિતને વરી.

## વાર્તા સોળમી—સોને તોળી કન્યાનું દાન.

સોળમી પૂતળી બોલી: દિગ્વિજય કરી પાછા ફરેલા વિક્રમે કુમુહૂર્ત હોવાથી નગરપ્રવેશ ન કરતાં, નગરબહાર મુકામ કર્યો. વસંતોત્સવને કારણે વસંતપૂજા કરી. ત્યાં એક બ્રાહ્મણે આવીને માગણી કરી: અંબિકાની કૃપાએ, આઠ પુત્ર ઉપર આવેલી આ પુત્રીને, માનતા પૂરી કરવા મારે સોને તોળીને યોગ્ય વર સાથે પરણાવવી છે, તો તું મને એટલું સોનું આપ. વિક્રમે બ્રાહ્મણને માગ્યા ઉપરાંત બીજું આઠ કરોડનું સોનું આપ્યું.

## વાર્તા સત્તરમી—નિત્ય સ્વશરીર હોમતો રાજા.

બંદીમુખે વિક્રમના ત્યાગ, પરોપકાર, સાહસ, શૌર્યનાં ગુણગાન સાંભળી એક રાજાએ તેવા જ પરોપકારી થવાનું વિચાર્યું. તે માટે જોઈતું

## વાર્તા ત્રેવીશમી—દુઃસ્વપ્ન.

એકવાર વિક્રમને પાડા પર બેસી દક્ષિણ દિશા તરફ જતો હોય તેવું સ્વપ્ન આવ્યું. જાણકાર બ્રાહ્મણે એને દુઃસ્વપ્ન ગણાવ્યું. તેનું નિવારણ કરવા માટે આવશ્યક પૂજાદિ કરી તેણે ત્રણ દિવસ રાજભંડાર ખુલ્લો મૂક્યો ને જેને જેટલું જોઇએ તેટલું ધન આપ્યું.

## વાર્તા ચોવીશમી—વિચિત્ર વારસો: વિક્રમ ને શાલિવાહન.

એક નગરમાં વણિક મરતાં પહેલાં ચાર પુત્રોને આપવાના મિલકતના ભાગ નક્કી કરી ગયેલો. એક માસમાં જ સ્ત્રીઓ વચ્ચેની તકરારથી જુદા થવાનું નક્કી કરી વણિક પુત્રોએ પિતાની સૂચના પ્રમાણે પલંગના ચાર પાયા નીચે ખોદ્યું. ચાર તાંબડીમાં માટી, કોલસો, હાડકું ને ઘાસ નીકળ્યાં. એનો અર્થ વિક્રમ પણ ન ઉકેલી શક્યો. પ્રતિષ્ઠાન નગરમાં કુંભારને ત્યાં રહેલા શાલિવાહને ખુલાસો કર્યોઃ ચારે પુત્રોએ જમીન, સોનું, ઢોર ને ધાન્ય એમ વહેંચણી કરવાની છે. વિક્રમને જાણ થઈ. તેણે શાલિવાહનને પોતાની પાસે મોકલવા મહાજનને લખ્યું. શાલિવાહન ન ગયો. વિક્રમ સેના લઈને પ્રતિષ્ઠાન આવ્યો. દૂત મોકલવા છતાં શાલિવાહન ન આવ્યો. વિક્રમ યુદ્ધ કરવા ઊતર્યો. શાલિવાહને માટીની બનાવેલી ચતુરંગ સેનાને મંત્રબળે સજીવન કરી સામનો કર્યો. શાલિવાહનની સેનાનો નાશ થયો. આ સંકટ સમયે તેણે પિતા શેષનાગને સ્મર્યા. તેમણે મોકલેલા સર્પોના ડંખથી વિક્રમસેના મૂર્છા પામી. ઉજ્જણી આવી વિક્રમે એક વરસ પાણીમાં અર્ધું શરીર ડૂબેલું રાખી મંત્રથી વાસુકીને પ્રસન્ન કરી અમૃતઘટ મેળવ્યો. તે લઈને પ્રતિષ્ઠાન જતો હતો, ત્યાં માર્ગમાં મળેલા બ્રાહ્મણને માગ્યું આપવાનું કહેતાં, તેણે અમૃતઘટ માગ્યો. શાલિવાહને જ બ્રાહ્મણને મોકલ્યો હતો. વિક્રમે અમૃતઘટ તેને આપી દઈને વચન પાળ્યું.

## વાર્તા પચ્ચીશમી—અનાવૃષ્ટિ.

એક વાર દૈવજ્ઞે અનાવૃષ્ટિ થવાનું ભાખ્યું. નિવારણ માટે વિક્રમે યજ્ઞદાનાદિ કર્યાં. પણ વૃષ્ટિ ન થઈ. ચિન્તામગ્ન રાજાને આકાશવાણીએ કહ્યું: બત્રીશલક્ષણાનું આશાપુરીને બલિદાન દેવાથી વૃષ્ટિ થશે. વિક્રમે મંદિરમાં જઈ ગળા પર ખડ્ગ ઉગામ્યું, ત્યાં તો દેવીએ પ્રસન્ન થઈ અનાવૃષ્ટિ નિવારી.

## વાર્તા છવ્વીશમી—કામધેનુ.

ઇંદ્રસભામાં નારદે વિક્રમપ્રશંસા કરી. ઇંદ્રે વિક્રમની પરીક્ષા કરવા કામધેનુને મોકલી. દુર્બળ ગાયનું રૂપ લઇ, કામધેનુ વિક્રમના માર્ગમાં કાદવમાં ખૂંચીને ભાંભરતી દેખાઇ. પાસે વાઘ બેઠેલો. વિક્રમે ગાયને કાઢવા ઘણો પ્રયાસ કર્યો. રાત પડી ગઇ. વરસાદ પડયો. સવાર સુધી રક્ષા કરતો વિક્રમ ત્યાં રહ્યો. પ્રસન્ન કામધેનુએ બહાર નીકળી પરીક્ષાની વાત કરી ને વિક્રમની સાથે ચાલી. રસ્તે મળેલા દરિદ્ર બ્રાહ્મણને તેણે કામધેનુ આપી દીધી.

## વાર્તા સત્તાવીશમી—જુગારી.

પર્યટન કરતા વિક્રમે એક નગરના દેવાલયમાં એક વૈભવયુક્ત પુરુષને વેશ્યાથી વીંટળાઇને ક્રીડા કરતો જોયો. બીજે દિવસે તેનેજ દીનહીન દશામાં જોયો. પૂછતાં જાણ્યું કે તે જુગારી હતો. ધન રળવાનો ઉપાય બતાવે તો જુગારનું વ્યસન છોડી દેવા તે તૈયાર થયો. એટલામાં બે બ્રાહ્મણની વાતચીત પરથી વિક્રમે જાણ્યું કે પિશાચલિપિમાં લખેલા એક પુસ્તક પ્રમાણે એ દેવાલયના પૂર્વભાગમાં અમુક સ્થળે ભૈરવપ્રતિમા પાસે દીનાર ભરેલા ત્રણ ઘડા દાટેલા છે. પોતાના લોહીથી પ્રતિમાને સીંચે તેને તે મળે. વિક્રમ પ્રતિમા પાસે જઇ લોહી રેડવા જતો હતો, ત્યાં ભૈરવે પ્રસન્ન થઈ જુગારીને ઘડા આપ્યા.

## વાર્તા અઠ્ઠાવીશમી—શોણિતપ્રિયા દેવી.

પર્યટન કરતા વિક્રમે પ્રવાસીઓ પાસેથી સાંભળ્યું કે વેતાલપુરીમાં શોણિતપ્રિયા દેવીને ત્યાંનો રાજા અને મહાજન પોતાના મનોરથ પુરાય તે માટે દર વરસે એક પરદેશી પુરુષનો ભોગ આપે છે. વિક્રમ ત્યાં પહોંચ્યો. એક પુરુષને ભોગ માટે મહાજન લઈ આવ્યું. વિક્રમે તેને છોડાવી બદલીમાં પોતાના ગાળા પર ખડ્ગ ઉગામ્યું, ત્યાં દેવી પ્રસન્ન થઈ ને વિક્રમની માગણીથી પુરુષ ભોગ લેવાનું છોડી દીધું.

## વાર્તા ઓગણત્રીશમી—ભાટની દાનસ્તુતિ.

ભાટે આવીને કોઇ ધનેશ્વર રાજાએ વસંતપૂજાને પ્રસંગે કરેલા અઢાર કરોડ સુવર્ણના દાનની વિક્રમ આગળ પ્રશંસા કરી. વિક્રમે ભાટને રાજભંડારમાંથી જોઇએ તેવાં ને તેટલાં રત્ન લેવા દીધાં. ભાટે સર્વશ્રેષ્ઠ દાની તરીકે વિક્રમની સ્તુતિ કરી.

## વાર્તા ત્રીશમી—ઇંદ્રજાળ.

એક વાર એક ઐંદ્રજાલિકે વિક્રમને પોતાની વિદ્યા દેખાડવાની ગોઠવણ કરી. સવારે રાજસભામાં એક મહાકાય પુરુષ સ્ત્રીને સાથે લઇને આવ્યો ને વિક્રમને કહ્યું : હું ઇંદ્રનો સેવક છું. શાપિત થઇને પૃથ્વી ઉપર આવ્યો છું. હમણાં દેવદાનવનું યુદ્ધ ચાલે છે, ત્યાં જાઉં છું. તમે મારી આ સ્ત્રીને સાચવજો. એમ કહી હાથમાં ખડ્ગ સાથે તે આકાશમાં ઊડી અદૃશ્ય થયો. થોડી વારે આકાશમાં 'મારો કાપો' એવો જબ્બર કોલાહલ સંભળાયો ને પેલાનો ખડ્ગ સાથે કપાયેલો હાથ, માથું ને ધડ સભામાં પડ્યાં. પેલી સ્ત્રી વિક્રમની રજા લઇને પોતાના વીર પતિના શબ સાથે ચિતામાં બળી મરી. વળતે દિવસે સભા ભરી વિક્રમ બેઠો હતો, ત્યાં પેલો પુરુષ હાથમાં ખડ્ગ સાથે દેખાયો. દેવદાનવ યુદ્ધમાં પોતે ઇંદ્રને સહાય કરી પ્રસન્ન કર્યા, ને ઇંદ્રે તેને શાપમુક્ત કર્યો એટલે તે વિક્રમને સોંપેલી પોતાની પત્નીને લેવા આવેલો. વિક્રમ મુંઝાયો. આવનાર ઐંદ્રજાલિક જ હતો. જે બન્યું તે તેણે કરેલી માયા હતી. ત્યાં પાંડ્યરાજ તરફથી કર પેટે જે અઢળક દ્રવ્ય વગેરે આવ્યું તે વિક્રમે ઐંદ્રજાલિકને ભેટ આપી દીધું.

## વાર્તા એકત્રીશમી—વિક્રમ અને વેતાળ.

એક વાર એક દિગંબર સાધુ કાળી ચૌદશને દિવસે સ્મશાનમાં હવન કરતો હતો, તેમાં ઉત્તરસાધક તરીકે કબૂલ થયેલો વિક્રમ, સાધુના કહેવા પ્રમાણે સ્મશાન પાસેના શમીવૃક્ષ પરથી એક વેતાળને મૂંગા મૂંગા ખભે ઊંચકીને લઈ આવતો હતો. વેતાળે રસ્તો કાપવા વિક્રમને વાર્તા કહેવા માંડી ને સાથે જણાવ્યું કે વાર્તામાં આવતા પ્રશ્નનો ઉત્તર વિક્રમ જાણવા છતાં નહીં આપે તો તેનું મસ્તક શતધા ખંડિત થઈ જશે.

શિકાર પાછળ પડેલો રાજકુમાર વનમાં ભૂલો પડી નદી કાંઠે પાણી પીવા આવ્યો. ત્યાં અનુષ્ઠાન કરતા કોઈ બ્રાહ્મણને ઘોડો પકડી રાખવા કહ્યું. 'શું હું તારો નોકર છું ?' એવાં બ્રાહ્મણનાં વચનો સાંભળી રાજકુમારે તેને ચાબુકથી ફટકાર્યો. બ્રાહ્મણે ફરિયાદ કરી એટલે રાજાએ રાજકુમારને દેશવટો દીધો. મંત્રીએ વચ્ચે પડવા કર્યું, પણ આવા અપરાધની શિક્ષા તરીકે વધારામાં રાજકુમારનો હાથ કાપી નાખવો જોઇએ એવો રાજાએ નિર્ણય કર્યો. ત્યાં બ્રાહ્મણે આવીને રાજકુમારના અજ્ઞાનવશ કરેલા અપરાધની ક્ષમા આપવા રાજાને સમજાવ્યો. રાજાએ કુમારને જતો કર્યો.

વેતાળે વિક્રમને પૂછ્યું, રાજા ને બ્રાહ્મણમાંથી વધુ ગુણવાન કોણ? વિક્રમે કહ્યું, રાજા. મૌન તૂટતાં વેતાળ ઊડીને શમીવૃક્ષ પર પાછો પહોંચી ગયો. રાજા તેને ત્યાંથી ફરી ઊંચકી લાવીને ચાલવા લાગ્યો, એટલે વેતાળે બીજી કથા કહી. એમ પચ્ચીશ કથા કહી. વિક્રમનાં બુદ્ધિ, સત્ત્વ વગેરે ગુણોથી પ્રસન્ન થયેલા વેતાળે દિગંબર વિક્રમને મારી, વેતાળને બ્રહ્મા બનાવી હવન કરી અષ્ટ મહાસિદ્ધિ મેળવવાનો છે એમ તેને ચેતવ્યો. ને તેમાંથી બચવાનો ઉપાય બતાવ્યો. વિક્રમ વેતાળ સાથે દિગંબર પાસે પહોંચ્યો, એટલે તેણે યજ્ઞની પ્રદક્ષિણા કરી, નમસ્કાર કરી ને જવા કહ્યું. પોતે સાર્વભૌમ હોવાથી નમવાનું શીખવવા દિગંબરને વિક્રમે કહ્યું. દિગંબર નમ્યો એટલે વિક્રમે તેનો શિરઃચ્છેદ કરી હવન કર્યો. અષ્ટ મહાસિદ્ધિ મેળવી. પ્રસન્ન વેતાળ પાસે દિગંબરને સજીવન કરવાનું અને સ્મરણ કરેત્યારે સહાયકરવાનું વરદાન માગ્યું. દિગંબરને અષ્ટ મહાસિદ્ધિ આપી દીધી.

## વાર્તા બત્રીશમી--વિક્રમમહિમા.

પૂતળીએ ચક્રવર્તિત્વ, પરોપકારિત્વ, સાહસ વગેરે ગુણોમાં વિક્રમ-તુલ્ય હોય તેનો જ સિંહાસને બેસવાનો અધિકાર જણાવતાં, ભોજ મૂંગો થઇ ગયો.

## ઉપસંહાર

વળી પૂતળીએ ભોજ વિક્રમ જેવો જ હોવાનું જણાવ્યું ને પૂતળીઓનું શાપવિમોચન ભોજની કૃપાએ કઈ રીતે થયું તેની વાત કરી: મૂળ તો પૂતળીઓ દેવાંગનાઓ. પાર્વતીની બત્રીશ સખીઓ. સુકેશી વગેરે નામ. સિંહાસન પર બેઠેલી તેમની ઉપર ઈશ્વરે પ્રેમભરી વિલાસદૃષ્ટિ કરી તેથી પાર્વતીએ ઇંદ્રસિંહાસને નિર્જીવ પૂતળી બનવાનો શાપ આપ્યો. અને વિક્રમ પાસેથી સિંહાસન જયારે દટાયા પછી ભોજને મળે, ત્યારે તેને વિક્રમચરિત સંભળાવવાથી શાપમુક્તિ કહી. વરદાન માગવાનું કહેતાં ભોજે માગ્યું: આ વિક્રમચરિત સાંભળે તેના સત્ત્વ, ઔદાર્ય વગેરે ગુણોની વૃદ્ધિ થાય. ભૂત-પિશાચનો ભય દૂર થાય. વિક્રમચરિતની કલ્પાંત સુધી પ્રસિદ્ધ રહે. વરદાન આપી પૂતળીઓ સ્વસ્થાને ગઇ.

પછી ભોજે તે સિંહાસન ઉપર ઈશ્વરને સ્થાપીને પૂજા કરી ને ધર્મ પ્રમાણે પૃથ્વીનું પાલન કરવા લાગ્યો.

પરમેશ્વરે કહેલી કથા સાંભળી પાર્વતીને પરમ સંતોષ થયો.

## ક્ષેમંકરીય વાચના

વિક્રમચરિતની દક્ષિણી વાચના પ્રમાણેની આ રૂપરેખાની તુલનાએ ક્ષેમંકરની જૈન વાચનામાં થોડાક મહત્ત્વના ફેરફાર થયેલા છે. જૈન વાચનામાં કથાપીઠમાં ખંડોની ગોઠવણી થોડીક જુદી હોવા ઉપરાંત એ ખંડ વધારે છે. એકમાં વાત આમ છેઃ ભર્તૃહરિના ગયા પછી રાજ્ય રાજા વગરનું થયું, કેમ કે વિક્રમને ભર્તૃહરિએ કોઈ કારણે પહેલેથી જ દેશવટો દીધેલો હતો. લાગ જોઈને એક અગ્નિવેતાળે ત્યાં પોતાનો અડ્ડો નાખ્યો. પ્રધાનો નવો રાજા બનાવે તેને તે મારી નાખે. ગુપ્તવેશે વિક્રમ રાજ્યમાં પાછો આવ્યો ને પોતાને રાજા બનાવવા કહ્યું. વેતાળ માટે તેણે અનેક સ્વાદિષ્ઠ વાનીઓનુ બળિદાન તૈયાર રખાવ્યું. પ્રસન્ન થઈને વેતાળે દરરોજના બળિદાનની શરતે તેને રાજા બનાવ્યો. પછી વેતાળની પાસેથી વિક્રમે જ્યારે જાણ્યું કે પોતાનું આયુષ્ય પૂરાં સો વરસનુ છે, ને કોઈ તેને વધતુઓછું કરી શકે તેમ નથી, ત્યારે તેણે તેને યુદ્ધ માટે આહવાન આપ્યું. તેની સાહિસકતાથી પ્રસન્ન થયેલો વેતાળ સંભારે ત્યારે આવીને કામ કરી આપવા બંધાયો.

બીજા ખંડમાં જૈન સૂરિ સિદ્ધસેન દિવાકરના જ્ઞાન અને પ્રભાવથી વિક્રમ પ્રભાવિત થયાની વાતો છે.

મુખ્ય કથાઓમાં જૈન વાચનામાં મૂળના કથાપીઠની 'શંકિત રાજા ને કૃતઘ્ન રાજકુમાર' (ખંડ સાતમો) એ વાત પહેલી પૂતળીની વાર્તાના ભાગ તરીકે મૂકેલી છે. વાર્તા ૨૯મી, ૩૧મી અને ૩૨મી દક્ષિણી વાચનાથી જુદી છે. ભાટની વિક્રમપ્રશસ્તિને બદલે જૈન વાચનામાં ૨૯મી વાત **(સામુદ્રિકની વાર્તા)** આ પ્રમાણે છેઃ

સામુદ્રિકે રાજવી લક્ષણો ધરાવતો એક માણસ ખરેખર તો કઠિયારો હોવાનું જોયું, અને અપલક્ષણો ધરાવતા વિક્રમને ચક્રવર્તી જોયો, તેથી તેને શાસ્ત્ર ખોટું પડતુ લાગ્યું. પણ વિક્રમના કહેવાથી તપાસ કરતાં સામાન્ય નિયમના બે અપવાદ શાસ્ત્રમાંથી નીકળ્યાઃ જેને તાળવે કાકપદ હોય તેના રાજવી લક્ષણ અશુભ થઈ જાય; ડાબી બાજુએ કાબરું આંતરડું હોય તેનાં અશુભ લક્ષણો શુભ થઈ જાય. કઠિયારાને કાકપદ હતું. વિક્રમ પેટ ફાડીને બતાવવા જતો હતો, પણ આવી હિંમત કાબરા આંતરડાવાળાને જ હોય એમ સામુદ્રિકે સ્વીકાર્યું.

૩૧ મી વાર્તા ('પડું પડું'ની વાર્તા) આમ છે: દાંતા શેઠે પુત્રના કહેવાથી એક સાત માળનો અદ્ભુત પ્રાસાદ બંધાવ્યો. બધું બાંધકામ પુષ્યયોગમાં જ કરાવ્યું. શુભ મુહૂર્તે ગૃહપ્રવેશ કર્યો. રાત્રે 'પડું છું' 'પડું છું' એવા અવાજ પ્રાસાદમાં સંભળાયા કરે. આથી ડરીને શેઠે વિક્રમને વાત કરી. વિક્રમે પ્રાસાદનું મૂલ્ય ચૂકવી આપ્યું. પોતે ત્યાં સૂતો. 'પડું છું' સાંભળતાં તે બોલ્યો, 'જલ્દી પડ.' એટલે ગૃહદેવતાએ એક સુવર્ણપુરુષ નીચે નાખ્યો.

૩૨ મી (દરિદ્રપુત્રકની વાર્તા) આમ છે: દિવસને અંતે અવંતીમાં જેટલી વેચવા આવેલી ચીજ ન વેચાય, તેટલી વિક્રમ ખરીદી લે એ નિયમ પ્રમાણે વિક્રમને એક વાર વેચાવા આવેલું દળદરનું પૂતળું ખરીદી લઈને ભંડારમાં મુકાવવું પડ્યું. રાત્રે દળદરને કારણે પહેલાં લક્ષ્મી ને પછી વિવેક, વિક્રમની વિનંતી છતાં, તેને છોડીને ચાલ્યાં ગયાં. સત્ત્વ પણ જવા લાગ્યું. આ સહન ન થતાં રાજાએ માથું વધેરી આપવા માંડ્યું. સત્ત્વ પાછું ફર્યું. એટલે લક્ષ્મી ને વિવેક પણ પાછાં આવ્યાં.

આ સિવાયનો ફરક વીગતોને લગતો અને મહત્ત્વ વગરનો ગણાય.

ક્ષેમંકરની વાચના કરતાં દક્ષિણી વાચના મૂળની ઘણી જ નિકટ હોવાનું એજર્ટને સપ્રમાણ બતાવ્યું છે.* મહાભારત, રામાયણ, બૃહત્કથા, પંચતંત્ર વગેરેની જેમ વિક્રમચરિતની પણ લોકપ્રિયતા જાણી જૈનોએ પોતાની દૃષ્ટિ ને માન્યતાઓને અનુરૂપ એવું તેનું એક રૂપાંતર તૈયાર કરેલું. ક્ષેમંકર કોઈ માહારાષ્ટ્રી પ્રાકૃતમાં રચાયેલી કૃતિને આધારે પોતાની કૃતિ તૈયાર કરી હોવાનું જણાવે છે. એજર્ટન આ કથનને અશ્રદ્ધેય ગણે છે. પણ ભોજવાળી પૂર્વ-પીઠિકા વિનાની અને કેટલીક વિક્રમકથાઓનો સમાવેશ કરતી કોઈ પ્રાકૃત રચના પ્રચારમાં હોવી અસંભવિત નથી. દેવમૂર્તિમાં કથાઓ ભોજને નહીં પણ વિક્રમપુત્રને કહેવાઈ છે એ નિરૂપણ સૂચક છે.

## ઉત્તરકાલીન પરંપરા

પછીની પરંપરાની દૃષ્ટિએ જોઈએ તો સંસ્કૃતમાં રામચંદ્ર (૧૪૩૪), અને ગુજરાતી રાજસ્થાનીમાં મલયચંદ્ર (૧૪૬૩), જ્ઞાનચંદ્ર (૧૫૪૩), સિદ્ધિસૂરિ (૧૫૬૦), હીરકલશ (૧૫૮૦), સંઘવિજય (૧૬૨૨), વિનયલાભ (૧૬૯૨), રાજસ્થાની ગદ્ય વાર્તાકાર (૧૭૩૪ પહેલાં) તથા સુંદરજી (૧૭૪૦)

* ક્ષેમંકરમાં મૂળની ૨૯, ૩૧ ને ૩૨ ને બદલે જે વાર્તાઓ છે, તેને બદલે દેવમૂર્તિની સિં.દ્વા. બ. માં જુદી જ વાર્તાઓ છે, તેથી પણ આનું સમર્થન થાય છે.

એ સિંહાસનબત્રીશીકારો, કોઈ એકાદ કથાના ક્રમફેરે કે વસ્તુફેરે ક્ષેમંકરની પરંપરાને અનુસરે છે. દેવમૂર્તિ(આ. ૧૪૧૫)માં તથા અજ્ઞાતનામ બ્રાહ્મણ સિંહાસનબત્રીશીકાર (૧૪૯૭) માં કથાપીઠ જુદું છે, તથા 'વિચિત્ર વારસો' (મૂળ ૨૪મી), સામુદ્રિક (ક્ષેમંકરની ૨૯મી), 'સુવર્ણપુરુષ' (ક્ષે. ૩૧મી) અને 'દરિદ્રપુત્રક' (ક્ષે. ૩૨મી) એ વાર્તાઓને બદલે જુદી જ વાર્તાઓ છે. 'સુવર્ણપુરુષ' ને સ્થાને 'વિક્રમ અને શનિશ્વર'ની વાર્તા છે.*

અજ્ઞાત ગદ્યવાર્તાકાર (૧૬ મી શતાબ્દીનો અંત)માં પણ કથાપીઠ અને છેલ્લી ત્રણ વાર્તાઓ આગવી છે, તેમ વાર્તાક્રમમાં પણ થોડોક ફરક છે. બ્રાહ્મણ વાર્તાકારમાં પણ મૂળની 'શોણિતપ્રિયા' (૨૮ મી) અને 'ભાટ' (૨૯ મી)ને સ્થાને જુદી વાર્તાઓ છે. અન્યત્ર તેમાં ક્ષેમંકરીય પરંપરાનું અનુસરણ છે. પણ વસ્તુ તેમ જ ક્રમની દૃષ્ટિએ મૂળની પરંપરામાં જબરી ઊથલપાથલ પહેલપ્રથમ રાજસ્થાની દેઈદાસ(૧૫૭૭)ની કૃતિથી શરૂ થાય છે. અને શામળ તથા હિંદી ગદ્ય સિં. બ. કાર લલ્લુલાલજી(૧૯મી શતાબ્દીનો આરંભ)માં એ ઊથલપાથલનું પ્રમાણ એટલે સુધી પહોંચ્યું છે કે તેમની રચનાઓમાં મૂળની સંસ્કૃત કૃતિની સમૂળગી કાયાપલટ થઈ ગઈ છે. દેઈદાસમાં મૂળ સંસ્કૃત(કે ક્ષેમંકરીય વાચના)ની માત્ર બારેક વાર્તાઓ મળે છે: મૂળની વાર્તા ૨, ૩, ૪, ૯, ૧૭, ૧૮, ૨૦, ૨૧, ૨૪, ૨૬, ૨૯ ને ક્ષેમંકરની ૩૦નું વસ્તુ દેઈદાસની સિં. બ. ની અનુક્રમે વાર્તા ૬, ૩, ૭, ૧૪, ૧૧, ૧, ૮-૯, ૧૦, ૧૧, ૧૫, ૪ ને ૧૮ ના વસ્તુ સાથે સામાન છે. ઉપરાંત દેઈદાસની ૧૩ મી વાર્તામાં મૂળના કથાપીઠનો એક અંશ છે. બાકીની વાર્તાઓમાંથી બીજી ('દ્યૂત') પહેલવહેલી જ્ઞાનચંદ્રમાં (૨૯ મી) મળે છે, જ્યારે બાકીની વાર્તાઓ સિંહાસનબત્રીશીની મૂળ પરંપરાની નથી. દેઈદાસની અને શામળની સિંહાસનબત્રીશીઓમાંની નવતર સામગ્રી અમુક અંશે સમાન છે. કથાપીઠમાં ભોજ અને ગોવાળિયાની વાત, સિંહલદ્વીપની કન્યા (દેઈદાસ ૫, શામળ ૭), કલાકુશળ ભાટ અને લાખા ગણિકા (દેઈદાસ ૪, શામળ ૨૦), વીરવર (દે.માં વનવીર-૧૬, શા.માં 'મડા-પચ્ચીશી'-૩), અગ્નિફળ ને દેવકમળ (દે. ૧૭, ૨૩, શા. ૩), પરકાયા-પ્રવેશ (દે. ૨૪, શા. ૭) એટલી વાર્તાઓના ખોખાં બંનેમાં ઠીકઠીક મળતાં

*ભિન્નભિન્ન સિંહાસનબત્રીશીઓના સમય, કર્તૃત્વ વગેરે વિશેની માહીતી, તેમની વર્તાઓના સાર અને તુલનાત્મક અધ્યયન માટે જુઓ ડૉ. રણજીત પટેલનો મહાનિબંધ (અપ્રકાશિત) 'મલયચંદ્રકૃત સિંહાસનબત્રીશી' (ભૂમિકા), ૧૯૫૬.

છે. પણ ભરચક વર્ણનો, બોધવચનો, કહેવતો, સમસ્યાઓ ને આડકથાઓની જટિલ જાળથી શામળની સિં. બ. ની વાર્તાઓ એટલી ફૂલીફાલી છે કે વિસ્તારપ્રસ્તારની દૃષ્ટિએ આગળની કૃતિઓની તુલનામાં નદીના ભર ઉનાળાના જળપ્રવાહની સામે ભરવર્ષાના જળભંડારનો ખ્યાલ આપે. કદાચ વાડી અને અડાબીડ જંગલ વધારે ઉચિત ઉપમાન ગણાય. શામળમાં મૂળ સિંહાસનદ્વાત્રિંશિકાની ત્રીજા ભાગ જેટલી જ વાર્તાઓ ઊતરી આવી છે.

| સિં. દ્વા. | શામળ | સિં. દ્વા. | શામળ |
|---|---|---|---|
| ૩ = | ૧૩ ( ઉત્તરાંશ જુદો ) | ૧૭ = | ૯ (બીજુ ઘટક) |
| ૪ = | ૧૫ (ત્રીજા ઘટકનો પૂર્વાંશ) | ૨૪ (પૂર્વાંશ) | ૩૨ (કથાપીઠ, પહેલું ઘટક) |
| ૮ = | ૧૨ (ત્રીજા ઘટકરૂપ ઉત્તરકથા) | ૨૬ = | ૨૨ (પહેલું ઘટક) |
| ૯ = | ૯ (ત્રીજું ઘટક) | ૩૦ = | ૩૨ (કથાપીઠ, ત્રીજું ઘટક) |
| ૧૦ = | ૧૫ ( ત્રીજા ઘટકનો ઉત્તરાંશ) | | |

આ ઉપરાંત ક્ષેમંકરીય વાચનાના કથાપીઠમાંની 'વિક્રમ ને વેતાળ'ની વાત શામળમાં ૩૨ મીના કથાપીઠના છેલ્લા ઘટકરૂપે છે, અને પદ્ય વાચનની ૩૨ મીની સામગ્રી શામળની ૧૦ મીના અમુક અંશ રૂપે છે.

શામળમાં મૂળમાંથી ઊતરી આવેલા ઉપર્યુક્ત અંશને બાજુએ રાખતાં, બાકીની નવતર સામગ્રીના મૂળસ્રોત ક્યાં એ પ્રશ્નનો વિચાર આવશ્યક બને છે.

એક વાર લોકકલ્પનામાં વિક્રમના પાત્રનો અમુક વિશિષ્ટ આકાર બંધાયો એટલે પછી એ સ્વરૂપમાં અનુરૂપ રંગો વધુને વધુ પૂરાતા રહે એ અનિવાર્ય છે. આથી, સિંહાસનદ્વાત્રિંશિકા ઉપરાંત સાહસ અને પરમાર્થની અદ્ભુત ઘટનાઓથી ભરેલા બીજા અનેક કથાગુચ્છો વિક્રમને નાયક બનાવીને પ્રચારમાં આવતા ગયા. આવા કથાગુચ્છોમાંની જે કોઈ વિક્રમ કથા હૃદ્ય કે મનોરંજક ગણાઈ તે, પાછળની સિંહાસનબત્રીશીઓમાં મૂળની નીરસ લાગતી કથાનું સ્થાન લેતી ગઈ.

એ રીતે વૈતાલપંચવિંશતિકા, પંચદંડ, માધવાનલ, હંસવત્સ, ચંદન-મલયાગરી, શીલવતી, લક્ષણુદ્ધિ, કાષ્ઠનો ઘોડો, વિધાતા ને અબોલારાણી જેવી મૂળે સ્વતંત્ર કથાઓ કે કથાગુચ્છોએ સિંહાસનબત્રીશીમાં સ્થાન પ્રાપ્ત કર્યું. બીજે પક્ષે વિક્રમચરિત્ર, વિક્રમલીલાવતી, વિક્રમ ને ખાપરો ચોર, વિક્રમ ને શનિશ્ચર એમ નવનવી વિક્રમકથાઓ પણ પ્રચારમાં આવતી ગઈ. કથા-સરિત્સાગરની વૈતાલપંચવિંશતિકા ઉપરાંત સંસ્કૃતમાં જંભલદત્ત ને શિવદાસની

કૃતિઓ છે અને સંસ્કૃતને આધારે પ્રાચીન ગુજરાતીમાં જ્ઞાનચંદ્ર (૧૫૩૭), ગદ્યાત્મક (૧૬ મુ શતક ?), દેવશીલ (૧૫૬૩), હેમાણંદ (૧૫૯૦), સિંહપ્રમોદ (૧૫૪૬ કે ૧૬૧૬ ?), ધાલૂ (૧૭ મી સદી ?) વગેરેની વૈતાલપચ્ચીશીઓ મળે છે. શામળની મડાપચ્ચીશીની આઠેક વાર્તાઓ કથાસરિત્સાગરવાળી કૃતિમાંની વાર્તાઓને મળતી છે. વૈ. પ. ૧, ૪, ૫, ૬, ૮, ૯, ૧૧, ૧૫, ૧૬, ૨૧, ૨૨, ૨૪ ને ૨૫ ની સામગ્રી અનુક્રમે મ. પ. ૧૧, ૩, ૫, ૨૧, ૧૮, ૨૩, ૧૪, ૧૬, ૧૫, ૧૨ (અંત્યાંશ), ૨ (પૂર્વાંશ), ૨૫ અને અંતમાં મળે છે. મડાપચ્ચીશીની અન્ય વાર્તાઓ ઉત્તરકાલીન વૈ. પ. વિષયક રચનાઓમાંથી કે ઈતર કથાઓમાંથી આવી છે. ઉ. ત. કથાપીઠ તરીકે રહેલી ‘સિદ્ધ અને બ્રાહ્મણપુત્ર’ની વાત ‘વૈતાલપચ્ચીશી’ના તિબત્તી, મોગોલ ને નેવારી રૂપાંતરોમાં પણ મળે છે. પણ આમાં એક બીજી ખૂબી એ થઈ છે કે કથાસરિત્સાગરવાળી વૈ. પંની કેટલીક વાર્તાઓ શામળની સિંહાસનબત્રીશીની અલગ અલગ વાર્તારૂપે કે તેમના અંશરૂપે ગોઠવાઈ ગઈ છે. આ રીતે વૈ. પં. ૭, ૬, ૨, ૧૪, ૧૦, ૧૨ ને ૧૯ અનુક્રમે સિં. બ. માં ૬, ૬ (૨), ૬ (૩), ૧૧ (આરંભ), ૧૧ (૨), ૧૪ અને ૧૫ (૨) એ રૂપે મળે છે.

પંચદંડ પણ સંસ્કૃતમાં અજ્ઞાતકર્તૃક (૧૨૯૦ કે ’૯૪), રામચંદ્ર (૧૪૩૪) ઉપરાંત બીજા બેત્રણ, અને વિક્રમકથાના ભાગ તરીકે પણ શુભશીલ (૧૪૪૩) વગેરેના રચેલા મળે છે. ગુજરાતીમાં ૧૫૦૦ની, ૧૫૦૬ની (નરપતિ), ૧૬માના ઉત્તરાર્ધની (રાજધર), ૧૬૬૬ (?)ની (માનવિજય), ૧૬૭૧ની (લક્ષ્મીવલ્લભ), ૧૭ મીના ઉત્તરાર્ધની (લબ્ધિરુચિ) કૃતિઓ તથા પ્રાચીન વ્રજ, મારવાડી વગેરેની રચનાઓ પણ મળે છે. માધવાનલની પરંપરા પણ ત્રણેક સંસ્કૃત રચનાઓ અને ત્રણચાર પ્રાચીન હિંદી ગુજરાતી રચનાઓમાં મળે છે. સિં. બ. માં તે ૨૬ મી વાર્તારૂપે છે.

ગુણચંદ્રકૃત મહાવીરચરિત્રમાં આડકથારૂપે મળતી એક વાત પાછળથી ચંદનમલયાગરીની કથા તરીકે પ્રચલિત થયેલી છે. તેનાં આઠનવ જૈનજૈનેતર રૂપાંતરો મળે છે. મડાપચ્ચીશીની આઠમી વાર્તા તરીકે શામળે તેનો ઉપયોગ કર્યો છે. સાથે તેમાં ઓરમાન માતાના કપટથી પરદેશ નીકળેલા બે રાજપુત્રોની વીતકકથા સમાવી લીધી છે. અસાઇતની હંસાવલીથી આરંભીને કાઠિયાવાડની જયસિંહવિજયસિંહની લોકકથા સુધીમાં તે અનેક રૂપે ગુજરાતીમાં મળે છે.

સિં. બ. ની ૨૩ મી ભદ્રાભામિનીની વાર્તાનો અમુક અંશ જૈન પરંપરાની શીલવતીની (જુઓ નેમવિજયકૃત શીલવતીનો રાસ, ૧૬૯૪) અને તેથી પણ પ્રાચીન મૃગાંકલેખા ને અંજનાસુંદરીની વાર્તાની અમુક ઘટનાને મળતો આવે છે.

૨૭ મી લક્ષબુદ્ધિની વાતમાં વણિકપુત્રોનાં નામ અને લક્ષણ પંચતંત્રના શતબુદ્ધિ, સહસ્રબુદ્ધિ વગેરેની યાદ આપે છે. તો વણિકપુત્રોની કસોટી કરવા કહેલી આડકથા પ્રાચીન સમયથી જાણીતી છે. વળી બારમી શતાબ્દીમાં રચાયેલા પ્રાકૃત કાવ્ય સુપાસનાહચરિત્રમાં આપેલી દેસલની કથામાં ઢેફું, હાડકું, ઘાસ વગેરે દ્વારા કરવાની ધનવહેંચણીની વાત છે.

શામળની સિંહાસનબત્રીશીની નવતર સામગ્રી માટે ઉપર ગણાવી તે ઉપરાંત વિક્રમચરિત આપતી અન્ય રચનાઓ પણ જોવી આવશ્યક છે. ઉદાહરણ તરીકે શુભશીલગણીકૃત 'વિક્રમચરિત્ર' જોતાં જણાશે કે તેમાંની પાંચ છ કથાઓ શામળમાં મળે છે. શામળના પંચદંડની કથાઓમાંથી છેલ્લા પ્રતાપદંડની પ્રાપ્તિની કથા શુભશીલમાં સ્વતંત્રપણે સ્ત્રીચરિત્ર–વિષયક રત્નમંજરીની કથા તરીકે આપેલી છે—શુભશીલના પંચદંડમાં પાંચમા દંડની પ્રાપ્તિ પણ વિક્રમના બટુકવેશે પાતાલગમનવાળા પ્રસંગે જ થઈ જાય છે. 'છઠ્ઠીના લેખ' (શામળ ૨, પૂર્વાંશ), 'પરકાયાપ્રવેશ' (શામળ ૭), અને 'ચાર ચોર' (શામળ ૧૧) વાળી કથાઓ પણ વિક્રમચરિત વર્ણવતાં શુભશીલે આપી છે. અબોલારાણી (શામળ ૬)ની કથા શુભશીલે પહેલી 'ચામરહારિણી'ની કથા તરીકે આપી છે. આરંભ શામળથી જુદો છે, પણ બંનેમાં ત્રણ આડકથાઓ('ચાર ઘડવૈયાને એક સુંદરી,' 'માથાંની અદલાબદલી,' 'ત્રણ વર ને એક કન્યા') સમાન છે, જ્યારે શામળની ચોથી આડકથા('આંધળો અને પાંગળો')ને બદલે શુભશીલમાં શામળની મડાપચ્ચીશીની ત્રીજી—'સેવકનું સ્વાર્પણ' કે 'વીરવર'—વાત છે.

વિક્રમચરિત્રની (શામળ ૧૨) વાત શુભશીલે, તેમ જ સ્વતંત્ર કથા તરીકે ઉદયભાનુ ('વિક્રમચરિત્રરાસ,' ૧૫૦૯) વગેરે અનેકે આપી છે. કથાનાં સ્પષ્ટ રીતે બે ઘટક છે: વિક્રમચરિત્રની ઉત્પત્તિ અને વિક્રમચરિત્રનાં પરાક્રમ. ઉત્પત્તિકથાનો સંબંધ મૂળે સ્વતંત્ર વિક્રમલીલાવતીની કથાપરંપરા સાથે છે. જૈન રચનાઓમાં એ કથા વિવિધ રૂપાંતરે મળે છે. સાધુકીર્તિના 'વિક્રમચરિત્રકુમાર રાસ' (૧૪૪૩) માં વિક્રમ-હંસાવતીની પરંપરા છે, તો ઉદયભાનુમાં

વિક્રમલીલાવતીની (આ ચોદમી શતાબ્દીની અસાઈતકૃત હંસાવલીના આદ્ય ઘટક સાથે ઘણું નિકટનું સામ્ય ધરાવે છે.). જ્યારે શુભશીલગણીએ આપેલું કથાનક વિસ્તારિત અને અલ્પાંશમાં જુદું પડે છે. શામળમાં વિક્રમચરિત્રની ઉત્પત્તિ વિશેના આ કથાનકને બદલે સાવ જુદી જ—મૂળે લોકકથામાંથી આવેલી—વાત મળે છે. તેની અને જૈન પરંપરાની વચ્ચે કશું સમાન નથી.

બીજા ઘટકમાં વિક્રમચરિત્રનાં પરાક્રમો છે. એ ઘટકની કેટલીક ઘટનાઓ શુભશીલ, ઉદયભાનુ ને શામળ વચ્ચે સમાન છે, તો કેટલીક ત્રણેમાં ભિન્ન છે.* વિક્રમચરિત્રના મૂળ કથાનકમાં મૂળદેવ ને શશીની (કેટલીક મૂળ પ્રાકૃત 'ધૂર્તાખ્યાન' સુધી જતી) ધૂર્તકથાઓની ભેળસેળ થઇ ગઈ છે, એ આનું એક કારણ છે.

આ ઉપરાંત કથાસાહિત્યના બહોળા પ્રવાહમાંથી ઇતર કથાઓ કે કથાગુચ્છોનો પણ શામળે લાભ ઉઠાવ્યો છે એ હકીકત શામળની કેટલીક કથાઓના અન્યત્ર મળતાં સંવાદી રૂપાંતરો ઉપરથી સમજી શકાય છે. ઉ. ત. પહેલી જ કથાના મુખ્ય પ્રસંગ ('મધરાતની અદ્‌ભુત રચના')ને મળતી ઘટના ભોજકૃત શૃંગારમંજરી કથાની એક આડકથામાં છે. તો અગિયારમી કથાની આડકથા ('સૌથી ઉદાર કોણ?') હરિભદ્રસૂરિકૃત 'ઉપદેશપદ' (આઠમી શતાબ્દી)માં ગુરુવિનયના પહેલા દૃષ્ટાંતને મળતી છે.

શામળે લોકપ્રચલિત ટુચકાઓ ને કથાઓમાંથી પણ મનફાવતી સામગ્રી ઊંચકી છે. સિં. બ. નાં પોપટ-પોપટી ઉપયુક્ત 'સુપાસનાહચરિય'ની ધનદકથામાં પણ દેખાય છે, એ તેમના સમાન લોકકથામૂળને આભારી હોય. તે જ પ્રમાણે ૨૯ મી સ્ત્રીચરિત્રની વાર્તાની કેંદ્રીય ઘટનાઓ સિંધની લોકકથા 'બીરસિંહ અને સુંદરબાઈ'માં મળે છે,

પણ શામળની સિં. બ. માંની નવતર સામગ્રીનાં મૂળસ્રોતોની વ્યવસ્થિત અને વીગતી તપાસ એ તો એક સ્વતંત્ર અને વિસ્તૃત અધ્યયન માગી લે તેવડો વિષય છે. આ આમતેમ કરેલા થોડાક અંગુલિનિર્દેશ સિવાય તેને માટે અહીં વિશેષ અવકાશ નથી. પણ એવા અધ્યયનમાં ઉપયોગી થાય એ દૃષ્ટિએ સિંહાસનબત્રીશીની વાર્તાઓના અલગ પાડી શકાય તેવા બધા મણકાઓની—'કથામુક્તકો'ની—એક યાદી નીચે પ્રમાણે તૈયાર કરી શકાય.

*વિક્રમચરિત્રવિષયક સાહિત્ય અંગે કેટલીક માહીતી રણજિત પટેલ, ઉદયભાનુકૃત વિક્રમચરિત્રરાસ, ૧૯૫૭, ઉપોદ્‌ઘાત, પૃ. ૪-૬ માંથી મળી શકશે

## સિંહાસનબત્રીશીનાં કથાસુક્તકો

| | | |
|---|---|---|
| ૧. | મુંજ ને ભોજ | ૧, ૩૦ |
| ૨. | ચમત્કારી ટીંબો (સિંહાસનની ઉત્પત્તિ)–૧ | ૧, ૩૨ (કથાપીઠ) |
| ૩. | મધરાતની અદ્ભુત રચના | ,, |
| ૪. | છઠ્ઠીના લેખ | ૨ |
| ૫. | આપકર્મી કુંવરી | ,, |
| ૬. | કૂવામાંનું અદ્ભુત કમળ | ૩ |
| ૭. | સિંહલદેશની પદ્મિની | ૪ |
| ૮. | પંચદંડ | ૫ |
| ૯. | વિક્રમ અને દેવદમની | ,, |
| ૧૦. | ઊડણદંડ | ,, |
| ૧૧. | અજિત દંડ | ,, |
| ૧૨. | અભય દંડ | ,, |
| ૧૩. | વિષધર દંડ | ,, |
| ૧૪. | પ્રતાપ દંડ | ,, |
| ૧૫. | અબોલા રાણી | ૬ |
| ૧૬. | ચાર ઘડવૈયા ને એક સુંદરી | ,, |
| ૧૭. | માથાંની અદલાબદલી | ,, , ૩૨/૨૧ |
| ૧૮. | ત્રણ વર ને એક કન્યા | ,, |
| ૧૯. | આંધળો ને પાંગળો | ,, |
| ૨૦. | પરકાયાપ્રવેશ | ૭ |
| ૨૧. | જડીબૂટી | ,, |
| ૨૨. | ધનવંત શેઠ | ૮ |
| ૨૩. | વિક્રમપ્રશંસક હંસ | ૯ |
| ૨૪. | દાનેશ્વરી રાજા | ,, |
| ૨૫. | પુરુષનો ભોગ લેતી કુંવરી | ૯ |
| ૨૬. | ગર્દભસેન | ૧૦, ૩૦, ૩૨ (કથાપીઠ) |
| ૨૭. | શાણવી ને ચોર | ,, , ૩૦ |
| ૨૮. | વિક્રમ ને હરસિધ | ,, , ૩૦ |
| ૨૯. | વિક્રમ ને આગિયો વેતાળ | ,, , ૩૦ |

આમ શામળની બત્રીશ વાર્તાઓમાં એક સો વીશ જેટલાં સ્વયંપર્યાપ્ત ગણી શકાય તેવાં કથાનકોનો સમાવેશ થયેલો છે.

## ૪. સંપાદિત વાર્તાઓ

સંપાદિત પાંચ વાર્તાઓમાંથી 'વહાણુની વારતા'ને બદલે કોઈ કોઈ પ્રતોમાં 'રણથંભગઢની વાર્તા' સિંહાસનબત્રીશીની ૧૮મી વાર્તા તરીકે આપેલી છે. પણ પ્રસ્તુત સંપાદનમાં ગ્રંથપાઠ પૂરતી બધી મહત્ત્વની બાબતો માટે ક્રા. ૧૧૯ ख ને પ્રમાણભૂત ગણી હોવાથી તેને અનુસરીને 'વહાણની વારતા' જ ૧૮મી તરીકે આપી છે.

સંપાદિત વાર્તાઓની કે તેમની ઘટક કથાઓ કે પ્રસંગોની સમાન્તર સામગ્રી પૂર્વસાહિત્યમાંથી તારવવી એ એક રસિક અભ્યાસવિષય છે. સમયાભાવે વ્યવસ્થિત તપાસ જતી કરવી પડે છે. પણ તો યે થોડોક ચંચુપાત કર્યા વિના નહીં ચાલે.

ધૂર્તકથાઓનો એક વિભાગ ધુતારાનગરી કે ઠગપુરની વાર્તાઓનો બનેલો છે. વહાણુની વાર્તા એ પ્રકારની છે. તેનું માળખું 'રત્નચૂડરાસ' વાળી રત્નચૂડકથાને મળતું છે. જુદા સંદર્ભમાં છાણામાં રત્ન સંતાડવાની યુક્તિ શુભશીલે આપેલી મતિસારમંત્રીની કથામાં છે. વૈતાલપંચવિંશતિના પ્રારંભિક પ્રસંગમાં પણ સિદ્ધ ફળમાં સંતાડીને રાજાને રત્નો મોકલ્યાં કરે છે. ઠગારી ગણિકા તો અનેક કથાઓમાં (સિં. બ.માં પંચદંડના ત્રીજા દંડની વાતમાં, ભદ્રાભામિની કે શીલવતીમાં, ચંદનમલયાગિરીમાં, નર્મદાસુંદરીમાં, પુણ્યવંત જાતકમાં) દેખા દે છે. રજપુતાણીવાળી સ્ત્રીચરિત્રની વાત પંચતંત્રમાં (દેવશર્મા અને અષાઢભૂતિ, ૧–૪) અને બોક્કેસિઓના 'ડેકેમેરોન'માં પણ છે. ભાભારામની વાર્તા શામળની મૌલિક કૃતિ છે. પોતાના આશ્રયદાતા રખીદાસ પટેલનું ઋણ શામળે આ વાર્તામાં કણબીકોમની પ્રતિષ્ઠા અને ગુણગાન કરીને ફેડયું છે. તેમાં તે કોમની ઉત્પત્તિઅંગેની તેમ જ અન્ય દંતકથાઓનો તેણે ઉપયોગ કર્યો છે. નરકનું તથા પાપપુણ્યનાં ફળનું વર્ણન અને કાશીમહિમા–એ સામગ્રી પુરાણોમાંથી લીધેલી છે, જયારે ભાભારામ એક ઐતિહાસિક વ્યક્તિ હતા. "ભાભારામ 'મતીયા' અથવા 'પીરાણા' પંથમાં ભળ્યા હતા." એ 'પીરાણા, સતપંથ'ના મૂળ સ્થાપક સૈયદ ઇમામુદ્દીન કે ઇમામશાહ ઇ. સ. ૧૪૫૨માં ઈરાનથી હિંદ આવી ગુજરાતના પીરાણા ગામમાં વસ્યા હતા. કહે છે કે સુલતાન મહમ્મુદ બેગડાના આશ્રયથી હિંદુઓને વટલાવવા તેમણે એ પંથ સ્થાપેલો. 'એ પંથે લુહાણા, કણબી, ખારવા, કોળી વગેરે જેવી કોમમાં સારી જડ

નાખી.' ઈ. સ. ૧૪૬૮માં પીરાણાની દરગાહનો પાયો નખાયો. સૈયદ ઈમામુદ્દીનની દરગાહ ગીરમઠામાં છે.

ભાભારામ આ ઈમામશાહના ગાડીવાન, પેટલાદના રહીશ પાટીદાર હતા. તેમને પંથનો ફેલાવો કરવા ચરોતર જિલ્લામાં મોકલવામાં આવ્યા. તેમણે પેટલાદ પરગણાના નડિયાદ તાલુકામાં દેવા ગામે પોતાની ગાદી સ્થાપી અને ત્યાં જ તેમનું મૃત્યુ થયું. 'આ ભાભારામના માનમાં છેક આજ દિન સુધી પણ દરસાલ ભાદરવા સુદ પાંચમે મોટો મેળો દેવા વાંટામાં ભરાય છે.'

ભાભારામના સંપ્રદાયનું માહાત્મ્ય ખેડા જિલ્લામાં આવેલા માતર તાલુકાના સિંહુજ ગામમાં પહોંચ્યા વગર રહે નહીં. શામળે પોતાના હેતુ માટે ભાભારામના મહિમાને ઉપયોગમાં લીધો *

વેતાળ ભાટની વાતનાં મૂળ સિંહા. દ્વાત્રિં. માં છે ખરાં (૨૯મી–'ભાટની દાનસ્તુતિ'), પણ શામળમાં મળતા રૂપે તે પહેલવેલી દેઈદાસની સિંહાસન-બત્રીશીની ચોથી વાર્તા–'કળાકુશળ ભાટ'–માં મળે છે. 'માછીની પૂજા' વાળી વાત કોઈ લોકપ્રચલિત ટૂચકો લાગે છે.

'પાનની વાર્તા'માંની બે આડકથાઓ ('ઋષિપુત્રો અને અપ્સરા', 'દશરથનું શ્રાદ્ધ') પૌરાણિક સાહિત્યમાંથી લીધેલી હોવાનો વહેમ જાય છે. ચમત્કારિક પાનને કાંઈક મળતો પ્રસંગ શુભશીલની કૃતિમાં એક સ્થળે છે.

કામધેનુની વાતમાં વિક્રમની ગોભક્તિની પરીક્ષા કાલિદાસે ગાયેલી દિલીપની ગોભક્તિની કસોટીની યાદ આપે છે. પોતા સહિત રાણી ને પુત્રનું બલિદાન અમુક અંશે વીરવરવાળી વાત (મડાપચ્ચીશી ૩, હિતોપદેશ ૩–૮, કથા-સરિત્સાગરની અલંકારવતી ને મદનમંચુકા લંબકની અમુક ઘટનાઓ, જગદેવ પરમારની વાર્તા વ.) વાતનું સ્મરણ કરાવે છે ને પોતાના હાથે કરવાના પુત્રવધની સમાન્તરતા ચેલૈયા આખ્યાનમાં મળે છે.

પણ આવી તપાસ વ્યવસ્થિત રીતે હાથ ધરાય તો જ તે પૂરતી ઉપયોગી નીવડે. આપણા પ્રાચીન કથાસાહિત્યના કથાઘટકોની અને કથાપ્રકારોની એક વ્યવસ્થિત યાદી તૈયાર કરવી એ આપણા કથાસાહિત્યસંશોધનની એક તાત્કાલિક જરૂરિયાત છે.

*ભાભારામ સંબંધી ઉપર્યુક્ત માહિતીનો આધાર મંજુલાલ મજમુદારનો 'ભાભા-રામની વાર્તા' ('કવિ શામળ' ૧૯૪૦, પૃ. ૧૪૦–૧૪૩) એ લેખ છે. શ્રી મજમુદારે પટેલ નારાયણજી રામજીભાઈ કૃત 'પીરાણા સતપંથની પોલ' (૧૯૨૬) માંથી એ લીધી છે.

*

# વહાંણુની વારતા

## કવિ શામળ ભટ કૃત સિંહાસનબત્રીશીની ૧૮ મી વાર્તા
## (કહેનાર પૂતળી ઇંદુમતી)

ચોપઈ

શ્રીગણાધીપત્ય તુઝ-નેં નમું   શુભ કારજ આપેં જે સમું
વરદાયક લાયક ગુંણનીધ્ય   સદા સરવદા આપેં સીધ્ય ૧
(શંકર-સૂત પારવતી-પુત્ર   શોભા-ચીંતામણી ધરસુત્ર)
લખ-લાભ તન, સુધ-બુધ સુભ નાર   રીધ્ય-વીધ્ય તે આપેં પરીવાર) ૨
સ્વાંમિ-કારતક જોયણ જાત્ર   ખેમ-કલ્યાંણ જેહ-ના જામાત્ર
ઉજવ(?)મુખેં એક જ દંત   નીરમલ-ગુણ જે અધીક અનંત ૩

છપય

એકદંત અનંત વકત્ર, તુંડ સુંઢ સરુપેં
કરુણાનિધ્ય કલ્યાંણ, ભક્તવત્સલ ભડભૂપેં
સુર-સનકાદિ-દેવ, દેવદેવાધિદેવા
પ્રથમ જે પુજાય, સરવ કરેં સુભ શેવા
ઇંદુ ભાલ, ઉપવીત અહી, સેંદુર અંગ સોભેં ઘણું
જયજયકાર જગત ઘણું, (કરું) વખાંણ ગુંણપત્ય-તણું ૪
વેણા-પુસ્તક-પાંણ્ય, જાંણેં જસ પણ દાતા
હંસવાહની હેજ, તેજ વર દેય વીખ્યાતા

અનેક કોટિ બ્રમાંડ, રચ્યા જુગત્યેં જેણું
આદ્ય-થકિ જે આદ્ય, ત્રીપુર વંદીત તેણું
કેક કોટિઘાત કવી-કાર, દાતા તું દેયણુ~મતિ
પ્રીછચા ચાહો પુરાંણ, સાંમલ કહે સેવો સરસ્વતિ ૫
તપ્ત કાંચન વર વરણ, શરણ~સરણાંગત લાયક
દખ્યણ કર-માં ફરશી, સીધ્ય સેવક સુખદાયક
અખીલ પુરેં જે ય મન, નૃપતિ કરેં જે હેજે
ત્રીગુંણ-રુપ ત્રીદેવ, ત્રીલોક તપેં જે–તેજે
વિશ્વપાલક વિશ્વંભરી, કરુણારુપ કરો કુરાંણ
સાંમલ સાચી સેવો સહુ, આદ્ય દેવી અનપુરાંણ ૬
વીરભદ્ર માહાવીર, ધીર ધનુરધર ધારિ
રાજેસ્વર માહારાજ, રાજ બટુક બલહારિ
વિકટ કાંમ-માં ધાય, ચાહે મન-મેં સો હી આપેં
વીદ્યા વિવેક વિલાશ, વાસ થીર થાવર થપેં
મનવંછીત-ફલ-દેયણો, ચતુર્વિધા મન મહામતિ
સાહાય કવી સાંમલ-તણો, બટુકનાથ ભૈરવજતી ૭

કવી તેડચો કવી કોડ, જોડી દોં પાંણ્ય જ પ્રીતેં
ખાંન પાંન સનમાંન, સંતોખ્યો રાજસ રીતેં
'સિંહાસનબત્રીસ, કથા સતર પેંહેંલી
કોડેં સાંભલ્યો કાંન્ય, અધીક થઈ અમૃત-અહેલીં
પનર રહી અણસાંભલ્યેં તે, સંસકૃત મન ધીરજ ધરો'
મોહનજી-સુત રખીદાસ કહેં, 'પ્રાકૃતમાં એ પુરાંણી કરો' ૮

ચોપઈ

સાંમલેં વચન ચઢાવ્યું સીસ આરાધેં ઉમયાપતિ ઈશ
વિશ્વેશ્વર મોટો માહાદેવ સમ્યક્ પ્રકારેં કીધી સેવ ૯

સંસકૃત-માંથી જોઈ જથા પ્રાકૃત પુરાંણુ કવીઇં કહી કથા
બ્રાંમણુ ભાટ કવિજન કોડ ચરણુ ચીત, ન દેશો ખોડ ૧૦
ભગણુ તગણુ ભેદ અનેક લઘુ-દીરઘ-ની વાંણ્ય-વીવેક
પીગલ-પાઠ પુરાણે પ્રૌઢ ઘણા ભેદ અલેખ છેં ગુઢ ૧૧
તેહ-નો હું નવિ જાણું મરમ તુમ કીપા-થી રહે મુઝ ધરમ
કરતા તો સાચી સરસ્વતી મયા કરી આપેં જે મતિ ૧૨
વાયુ-નેં વસ તરણુ જ હોય કવિ-ની ગત્ય ન જાંણે કોય
ગંગા-લહેર ચાલેં છેં ઘણી તેહવી ગત્ય છેં કવિયણુ તણી ૧૩
જેહવી સારદા કરુણા કરેં તેહવી તે મત્ય હઈડે ધરેં ૧૪

## દુહા

સીવ-વાસ સદો જિહાં ધારનગર ધર્મ-ધીર
ભોજરાજા ભરતખંડ-માં વારુ વડહથ વીર ૧૫
કરણુ-સમોવડ કલ્પતરુ સાસ્ર-સમરિથ્ય સુજાંણ
અકલ-તણો અરણુવ ભર્યો પંડીત-પીહર પ્રમાંણ ૧૬
દાનેં માનેં ડાહાપણેં સુભ વાતેં સમરથ
અવતારિક એ અંસપત્ય 'વડે' કાંમેં વડહથ ૧૭
ચીત ચરચા ચતુરભુજ-તણી નારાયણ-સ્યું નેહ
ભલી ભક્ત બ્રામણુ-તણી દીવ્ય દેવાંસી દેહ ૧૮
'ખટ શાસ્ત્ર ખોલેં ખરાં પંડીત-સાથેં પ્રીત
ધર્મશાસ્ત્ર ધીરજ્ય ધરેં રામરાજા-ની રીત ૧૯
કુડ કરેં નહી કલ્પના દોશ-થકી રહે દુર
જુઠી વાત જોડેં નહી સાસ્ત્ર-સાખ્ય-માં સુર ૨૦

સીદુલ એક ને મુંજ બે માં-ના જાયા બ્રાત
સીદુલ તો મૃતેં મુયો કુંવર ભોજ વરસ સાત ૨૧
ચ્યાર પુત્ર શ્રી-મુંજ-નેં રમેં એકઠા પાંચ
મુંજ-સુત મુરખ રહ્યા ભોજ સત્યવાદિ સાંચ ૨૨

મુંજે મન વીચ્યારિયું 'માહારા-થી ન રહે રાજ્ય
કદાચ નાંમ રહે માહરું જો કરું ભોજ-નેં તાજ્ય' ૨૩
મહિપત્યેં મારા મોકલ્યા બલેં ઝાલ્યો બાંહ
ચતુર ચેત્યો તે ચિત-માં લખ્યો શ્લોક એક ત્યાંહ ૨૪
થુએર-કેરા દુધ-ના અખ્યર લખીયા આંક
'મારી નં ખાવેં મુઝ-નેં કેહો વેર, સ્યો વાંક' ૨૫
મન માન્યું તે મુંજ-નું કબુધ્ય કીધી તાજ્ય
રીઝો મન રાજા ઘણું ભોજ-નેં સ્યુંપ્યું રાજ્ય ૨૬

## ચોપઈ

ખરી વાત-તણો જે ખોજ ભરતખંડ ભુપત્ય ભડ ભોજ
સઘલી વર્ણ અઢારે સુખી તેહ-માંહે નહી કો દુખી ૨૭

સોબત સોનાર નેં વીપ્ર જ હ(ખ?)રી તેણે બુધ્ય વિદેશે કરી
રાય વિદેશેં જાચ્યો યત્ન રૂખી કમાયો ચ્યાર જ રત્ન ૨૮
વીપ્ર વીદેસે રાજા-ઘેંર રહ્યો સ્વદેશે સોની તતબર થયો
રત્ન અમુલ્યક હુતાં હાથ સુંપ્યાં વીપ્રે સોની-નેં સાથ ૨૯
તસકર-જાત્ય તેણે બુધ્ય કરી લોભેં લક્ષણ લાલચ ફરી
તે બ્રામણ-ની બ્રાંમણી દુખેં દેહ દિસે દાંમણી ૩૦
પ્રથમ સોની તે ઘેંરે ગયો કહી સંદેસો સાચો થયો
ચ્યાર હુંન સાખ્યેં કરી દીધ ગયો ઘેંર કરીનેં સીધ્ય ૩૧
તે કોય ન પીછે પેંર વીપ્ર ઘણેક દિવસે આવ્યો ઘેંર
ચરચા જોઇ મંદિર-તણી દીઠી અણાથ ઘર-માંહે ઘણી ૩૨
પૂછી પ્રેમદા પ્રીત્યેં પેંર રત્ન અમુલક નાવ્યાં ઘેંર
સોની સાચો થયો તાહરેં રાજ-સભાઇ આવ્યા જાહરેં ૩૩
બ્રાંમણ-નેં કહ્યો પાખંડ ગાંમ-બાહરેં કાઢો કરી ડંડ
ગાંમ-ભાગોલેં ગોપ જ ઘણા ચરાવનાર તે ચોપાં-તણા ૩૪

તે-માં એક તે નરપત્ય થાયેં પૂછે સહું બીજી પરજાય
ખરી ખબર જાંણી જાહરેં સોની સહીત તેડ્યો તાહરેં ૩૫
મૃતીકા-કેરાં રત્ન જ ઘડ્યાં લાંચી, સોની જુઠા પડ્યાં
માર મુતારા-નો વેહેંવાર રત્ન અમુલ્યક આપ્યાં ચ્યાર ૩૬
તે વિપ્રેં દિધી આસીસ 'જીવે ગોપ તું કોડિ વરીસ'
પાંમ્યો રત્ન ને પોતો ઘેંર પ્રીછો ભોજરાજા પોતે પેંર ૩૭
ન્યાય ચુકવ્યો તેહ-નું જે નાંમ અમુલ્યક ટેંઓ તેણેં ઠાંમ
ખોદિ ભુમી ભુપત્ય-ભાવીયું સુભ સિંહાસન તિહાં આવીયું ૩૮
ચતુર હસ્ત-તણો વીસ્તાર જડીત્ર પુતલી વીસ નેં બાર
સુભ કંચન વિશ્વકર્માંઇ ઘડ્યું હીરા રત્ન અમુલ્યક જડ્યું ૩૯
પંચ પીરોજી ઝલકેં પત્ર ફરેં પંચદંડ-નું છત્ર
જોવા-સરખી જુગતેં જાત્ર સોભા સ્વર્ગ-ની કોણ જ માત્ર ૪૦
જેહવી ચિંતામણી-જ્યોત ઉદ્યોતકાર અતી ઉદ્યોત
શોભા એહ-ની કોણ જ કલેં જાંણેં કારિમા દિપક બલેં ૪૧
પંચ પરથાર સોના સુતલી પદ્મની-સરખી છેં પુતલી
ઇંદ્ર-અપસરા આદ્યં અંશ કોહો-ને કર વીણા નેં વંશ ૪૨
કો-કર તાલ પખાજ મૃદંગ એ સોભા સિંહાસન-સંગ
હરખ્યો ભોજ હીમત મંન ધરી મંદીર લાવો મોહોટંમ કરી ૪૩

દુહા : છપય

ભુપત્ય ભલેરો ભોજ, ખોજ ખરોખરી વાતેં
ગૌ-બ્રામણ-પ્રતીપાલ, જુગ-જાંણીતલ જાતેં
કૌતક સભા-માં કોડ, હોડ વચન થીર થાપેં
કહેં કથા કવી તેહ, સવા લાખ સહેંજેં આપેં
અજર કર(રે?) જો આપતો, દુણો અપાવેં ડંડ-માં
'બમણુ-ભોજ' તે-થી પડ્યું નાંમ ભલું નવ ખંડ-માં ૪૪
આંણ્યાં ગંગોદક-નીર, સુધ સિંહાસન કીધું
મેલા વીપ્ર સુજાંણ, સુરત પુણ્યારક લીધુ

ગાંમ કરાવ્યું ભોજય, શોભા કીધી વર વાસ
દીયાં દાંન ઓહો લાખ, પંડીત સહુ પ્રીત્યેં પાસ
પ્રદક્ષણા પ્રીતેં કરી, આસન બેંસેં જાહરેં,
કહેં સાંમલ, કૌતિક થયું, કહું સંખેપેં તાહરેં ૪૫

## દુહા

મહરાજ-રાજ ભડ ભુપતિ, ભોજસાહ સુજાંણ
આસન બેંસેં અધિપતિ પુરણ પ્રીત પરમાંણ ૪૬
**ઇંદુમતી** એક **પુતલી** બત્રીસ-લક્ષણ જેહ
બોલી વચન વીવેક-સ્યું 'સુંણ્ય, રાયજી' તેહ ૪૭
'રખે બેંસો તમે, રાયજી આસન બેંસો આજ
પ્રીછા-વિણ જો પગ ધરો તો વણસેં તુજ કાજ' ૪૮
સાંભલ્યું કૌતિક કારમ્યું અચરિજ પાંમ્યા સર્વ
પગ ખેંચી રાજા રહ્યો મેહલી મનનો ગર્વ ૪૯
'શા માટેં તું ના કહેં' મહિપત્ય કહેં છેં 'મુઝ
વનીતા વાત કહો તમ્યો જે હું પુછું તુઝ' ૫૦
ઇંદુમતિ ઇંમ ઉચરેં સાંભલ્ય ભારે ભુપ
ઇંદ્રરાય તે અધિપતિ રાજસ-રુપેં રુપ ૫૧
પુત્ર પરતાપીક પ્રગટ્યો ધર્મધન માહાધીર
સુભ સામદ-સીરોમણી વડહથ વીક્રમ વીર ૫૨
સહોદર પર-નારિ-નો ગૌ-બ્રાંમણ-પ્રતિપાલ
અવિદ્યા એકેં નહી, ખરી વાતનો ખ્યાલ ૫૩
વસુધા વસ તેણેં કરી કોટિ કાંમ શુભ કીધ
પાલ્યાં લાડ પરજા-તણાં જસ લાખીણો લીધ ૫૪
અહુરણી અવની કરી સાકો ઠાંમોઠાંમ
પરજા-માંહિ પડાવીયું પર-દુખ-ભંજન નાંમ ૫૫
પંચડંડ પ્રથવી-ઉપરેં જીતો જોર જગત
આસન આપ્યું ઇંદ્રએ એક આંણ્ય ફેરે છત્ર ૫૬

જુધિષ્ઠર-જેહવો જગપતિ રાજા સિંહાસન રુપ
જસ જિત્યો છે તેહ-નો વિક્રમ ભારે ભુપ ૫૭
રાજ્ય કર્યું શ્રીસંમવત અગીઆર સહેસ્ર આ લોક
અંત્યે સ્વર્ગે સંચર્યો શાંત પમાડિ શોક ૫૮
આસન ગયું અવનિ-વિષે ન્યાવટ સાથે નેહ
લાવા ભોજ તમો ભાવસ્યું આસન આધિપત્ય એહ ૫૯
તે-સરખો દાતા થશે કરે ઘણાં પર-કાંમ
તે સિંહાસન બેસસે પર-દુખ-ભંજન નાંમ ૬૦
રખે રાયજી પગ ધરો બેઠે સુખ નહી થાય'
એહવું સાંભલી ઉચર્યો રુડો રંજીત રાય: । ૬૧

'કીરત કાને સાંભલી સંખેપે સુભ રીત
વિસ્તારી તુમે કહો મું-ને પુરણ પામું પ્રીત્ય ૬૨
કેહવો નીરમલ નરપતિ કેહવાં કિધાં કાંમ
કેહવા શભા પંડિત મલ્યા કેહવું ગુણવંત ગાંમ ૬૩
કેહવી ઇષ્ટ-ઉપાશના વીદ્યા કેહવી વિવેક
કેહવું જોર જસ જગત-માં આપ કેહેવાણો એક ૬૪
જીત્યો હોઇય કિમ હુંસ-સ્યું. જીત્યા કિમ સાહ સુર
અરી-કુલ-દલ દહેવટ કર્યું, પુન્ય પરમારથ પુર ૬૫
તે કહો પ્રીતે પુતલી હુંશે જોડું હાથ'
ભોજરાય ઇમ બોલીયો સાંભલતે સહુ સાથે ૬૬
'તેહવાં પ્રાક્રમ હું કરું નીત્યે પુજું પાય
યથારથ કથા કહો' રીઝે બોલ્યો રાય ૬૭

## ચોપઈ

કહે પુતલી: ભોજ, સુજાણ વીવધ પ્રકારે સાભલ વાંણ
શ્રૃષ્ટી સકલ બ્રમાજી તણી પંચાસ કોટિ પ્રથવી છે ઘણી ૬૮

તેહ-માં ઉજેણી અનુપ વીક્રમસેન-સરિખો છે ભુપ
માહારાજ રાજેસ્વર ઘણો સહોદર પરનારી-તણો ૬૯
નવતેરી નગરી વીસ્તાર વસે વાસ તિહા વર્ણ અઢાર
પનર સહસ્ર છે પ્રશ્નોતરી એક લક્ષ અગ્નીહોતરી ૭૦
બીજા અપરંપાર અનેક વાડવ બીજા વિવીધ વીવેક
વસે વીવહારીયા અલખ અતી સહસ્ર લખ તિહાં કોડાંપતિ ૭૧
છપન-ઉપર વાગે નાદ એહવા વીસ વેપારી વાદ
શી કહું સોભા નગ્ર જ તણી રાજ-રિધ્ય અતીસે ઘણી ૭૨
કરે રાજ્ય પોતે પરધાંન મહિપત્ય દે મંગણ-નેં માંન
ઘડ-પાછલ ઘડીયાલાં ઘોર દુખીયો આવી પાડે સોર ૭૩
રાજા મહોલેથી સાંભલે મન મનાવ્યે સફ્લો પલે

એક સમે બેઠો છે રાય ભર-પુરણ છે સર્વ સભાય ૭૪
નાટક ચેટક કઉતક હોય જૂઠી વાત ન બોલે કોય
નાચે અપછરા અપરંપાર વાડવ વેદ કરે ઉચાર ૭૫
જોશી જોસ બોલે સુજાણ પંડીત બેઠા કેહે પુરાંણ
ભાટ ભલેરા ગાઈ ગીત પરમારથ-ઉપર બહુ પ્રીત ૭૬
ચારણ ચતુરાઈ ચાલવે કવીત ભાસ અલેખે આલવે
નાગડ નૌતમ ગાંન જ ગાય પૂરાંણ જસ પ્રભાતે થાય ૭૭
અનેક વાજાં વિવધ વાજંત સંગીત-સ્વર ઘણા ગાજંત
સાધુ-કેરો રાજા-નેં સંગ ઘર-ઘર શીવ-પુજન-નાં લીંગ ૭૮
રાગ પંચમ પ્રભાતે થાય વૈશ્નવ-જન હરી-કીરતન ગાય
ઇંદ્રપુરી-થકી નહી નૂન્ય જિહાં પરમારથ ઝાઝાં પુન્ય ૭૯

દુહા

વાટે જતો વટેમારગુ વણીક વેપારી-તંન
કાસી કરવત-કારણે મરવા-ઉપર મંન ૮૦
આવ્યો નગર ઉજેણીમાં દીઠું લીલ-વિલાસ
અચીરીજ દિઠું અતીઘણું હરી રહ્યો તે પાસ ૮૧

પંથી એક-નેં પુછીયું 'કુણ ગાંમ આ ઠાંમ
કોડ ધરી કહો મું-નેં નરપત્ય-નું સ્યું નાંમ ૮૨
ઘડીયાલ ઘડ બાંધ્યાં ઘણાં કોંણ અર્થ-સ્યેં કાજ
ચરચા કહો આ દેશ-ની જે રામ-તણાં છે રાજ્ય' ૮૩
પંથી કહેં, 'પ્રીછેં નહી માલવ-મુખ્ય મન-ધીર
ગાંમ ઉજેણી અધીપતિ વડહથ વીક્રમ વીર ૮૪
દુખીયો કો દીસે નહી નહી પરમાણું પાપ
અહર-નીશાઇં અધીપતી અરજ સુંણેં છેં આપ ૮૫
કો દુખીયો આવેં દેસ-માં તે કરેં ઘડીઆલે નાદ
રાજા તેડી રીઝ-થી સુંણતાં શ્રવણે સાદ ૮૬
મન મનાવે તેહ-નું એહવું વરત વીવેક
સકલ શ્રૂષ્ટ બ્રમા-તણી એહવો સરજ્યો એક' ૮૭

ચોપઇ

એમ કહીને પંથી જાય વણિક-પુત્ર હરખ્યો મન-માહેં
ઘડીયાલેં ઘા દીધા દસ-વીસ રુદયા-સાથેં આંણીનેં રીસ ૮૮
સાચું કેં જુઠું જે હશે સંદેહ મન-નો નિશ્ચેં થશેં
વિક્રમસેન્ય મોટો માહારાજ બેંઠો ભુપ ભોજન-નેં કાજ ૮૯
એટલેં શ્રવણે સુરતા થઇ ભોજન-ની વાત હતી તે રહી
પાઠવ્યા સેવક પંથી-પાસ વણીક-પુત્ર-નેં તેડ્યો વાસ ૯૦
કોડ પસાઇં કરુણા કરી હેત ઘણેરું મન-માં ધરી
'કિહાં-થી આવ્યા, સ્યું તુમ નામ સ્યું ધારો છો કરવું કાંમ ૯૧
છેં સંપત્ય, સુખીઆ કેં દુખી મન મુંકી કહો તે મુખી
પ્રતીઉતર તેહ-નો દીજીઇં પછેં ભોજન ભાવેં કીજીઇં' ૯૨
એહવો પુછ્યો પ્રશ્ન વીચ્યાર એટલેં ચાલી આંસુ-ની ધાર
ગદગદ કંઠેં દુખીયો થયો બીહીતેં બીહીતેં બોલ જ કહ્યો ૯૩
'મોટાં છો મહિપત્ય માહારાજ કરીઇં ભોજન-કેરાં કાજ
પછેં વાત સુંણો અંમ-તણી કરમ-કથા અધ્યકી છેં ઘણી ૯૪

કરી ભોજન આવો એકાંત્ય  તાર પછી ભાણું મન-ભ્રાંત'
રાજા કહેં, 'એ જુઠી વાંણ્ય  નીર ન લેવું નીંચે જાંણ્ય  ૯૫
ટાલું દુખ, મનાવું મંન  તાર પછી તો જમસ્યું અંન'
દુખીયો કહેં, 'સાંભલ્ય, માહારાજ  એ વાતેં તો મુઝ-નેં લાજ  ૯૬
સત્યવાદિ-દેહ-નેં કિમ દમું,  તમ સાનિધેં ભોજંન હું જમું
તાર પછી ભાગીસ્યું ભેદ  ભાગી સકો તો ભાગજ્યો વેદ'  ૯૭
હરખ્યો મહીપત્ય પોતેં મંન  પંથી-સાથેં કર્યું ભોજંન
લવંગ એલચી ફોફલ પાંન  કરી મુખવાસ બેંઠો દેઇ માંન  ૯૮
'કહેં, ભાઈ, તાહરેં જે હોઈ દુખ  ઇશ્વર ભાગસ્યેં તાહરી ભુખ'
પંથી બોલ્યો નાંમી સીસ:  કહેંતાં રાય ન કરસ્યો રીસ  ૯૯

ચંદનાવતી નગરી અનુમાંન  નગરસેઠ નીર્મલસા નાંમ
કોટીધ્વજ વસેં તે ગાંમ  અભયચંદ્ર છેં મુઝ નાંમ  ૧૦૦
નગરસેઠીયો અમારો બાપ  હું ભરજોવન આપોઆપ
એક સમેં છેં ઉલટ-ભેંર  નાગડ ભાટ આવ્યા છેં ઘેંર  ૧૦૧
મલ્યા ભેટીનેં દીધાં માંન  કીધાં ભોજન આપ્યાં બહુ પાંન
તે પરતે બોલ્યો મુજ તાત  પૂછી વીવેકેં એક વાત  ૧૦૨
'દેશ-દેશ ફરો છો તમ્યો  તે માટેં પુછું છું અમ્યો
મહારા તન-નેં એહવી હોઇ જોડ  જે-માં નહી ખાંપણ નેં ખોડ  ૧૦૩
અધીક રુપ અતીસેં ધંન  જે જોતાં પરસન થાઈ મંન
લક્ષણ-આગલી ગુણવંત ઘણી  એહવી કન્યા તનયા કુંણ-તણી  ૧૦૪
નાત્ય જાત્ય રુડું ઘરસુત્ર  કોહો ભાલ, તીહાં પરણાવું પુત્ર  ૧૦૫

દુહા

નાગડ કહેં, 'નિર્મલ, સુંણો,  દીવ્ય દમલપુર ગાંમ
દેવીસંગ રાજા વડો,  આણ્ય ફરેં તે ઠાંમ  ૧૦૬
ભાનુસેઠ ભાવીક ભલો,  ભાનુમતી નીજ નાર
દુહીતા નાંમેં દીકરી,  અરણવ પેલેં પાર  ૧૦૭

બાલા વરસ જ બાર-ની, બત્રીસ-લક્ષણી બુધ્ય
આસન-ભેદ અધીક લહેં, સકલ કાંમ-માં સુધ્ય ૧૦૮
નાટક નવ રસ નીત્યેં ભણેં, જોવન-કેરે જોર
ચતુરા ચાતુર દેશ-માં, ચીંતની તે ચીત-ચોર' ૧૦૯

## ચોપઈ

કરી વખાંણ ગુંણવંત તે ગયા વાત-તણા મનોરથ થયા
'વખાંણ કરી નારિ જેહ-નેં પુત્ર પરણાવું હું તેહ-નેં' ૧૧૦
ઈમ કહ્યૂં પીતાઇ વૃત માસ-છમાસે પાંમ્યા મૃત
પોઢો ભાર અમારેં સીસ ઈમ કરતાં ગયા બહુ દીસ ૧૧૧

હું પ્રતીજ્ઞા મનમાં ધરું: આ ભવ તે વનીતા-નેં વરું
વણદીઠેં નારિ-સ્યું નેહ ચાર વાર વીખાંણી દેહ ૧૧૨
વરસ એક ગયું જાહરેં મંન વિચારું મેં તાહરેં
માલ-ખજાંનો હુતો પાસ વોહોર્યો બુધ્ય કરી બરાસ ૧૧૩
કસ્તુરી વોહોરી કેહિ કોડ વાહાંણ ભરાવ્યાં જુગતેં જોડ
સર્વ માલ મંદિરથી લીધ પરદેશેં પરયાંણ જ કીધ ૧૧૪
ગરથ એકઠો કીધો ઘણો ટંકા કોડ પંચાણું-તણો
ચૌદ વાંહાંણ ચોખુટાં ધીર નાંખ્યાં અરણવ-કેરી તીર ૧૧૫
કાલા પાંણી-કેરો પાર પોતેં આપ ગયો તે ઠાર
છીપ્યાં વાંહાણ ઠેકાંણેં ઠાંમ પુછ્યું સસરા-કેરૂ નાંમ ૧૧૬
પુરણ પ્રીત તે-સાથેં કરી રહ્યો ઘેંર તેહ-નેં જઇ ઠરી
નાત્ય જાત્ય નેં ગાંઠેં ગરથ તે-થી સરેં મન-વાંછીત અરથ ૧૧૭
પુરણ તે-સાથેં થઈ પ્રીત જેહવી રાજસ-ગુંણ-ની રીત્ય
તે કન્યા તો દ્રષ્ટેં જોય રહ્યો સેઠ મનડા-માં મોહ્ય ૧૧૮
દીઠી ચતુરા ચતુર-સુજાંણ વાગું વૃહ જોરાવર બાંણ
'કમેં જો પામું કન્યાય તો જનમ સફલ અમારો થાય' ૧૧૯

હેત દેખાડે તેહ-નેં ઘણું મંન પલલે નાંહી કન્યા-તણું
આખા દેશ-માં ચાલી વાત કોટીધ્વજ-ની વારુ ખ્યાત ૧૨૦

## દુહા

કસ્તુરી તોલા-તણો બેં સત બેંસેં દામ
સાત વાંહાંણ એહવાં ભર્યાં કોટી લક્ષધા કાંમ ૧૨૧
ટંકાં ખરચે ત્રણ સત બેં તોલા બરાસ
સાત વાંહાંણ સંગેં ભર્યાં મોટી સમરીધ પાસ ૧૨૨
નગરસેઠ મન-માં લહેં 'જોયા સરખી જાત્ર
મન-વાંછીત થાઇ માહરું જો કરું જામાત્ર' ૧૨૩
ઇછાવર કુંયરી વરેં જે વરસ્યું હોઇ વાહાલ
સજંન બીજા સ્યું કરેં સસરા-નો શો ચાલ ૧૨૪

## ચોપઈ

ગુણિકા એક ડાહી છેં ઘણી તે મન-માંની કન્યા-તણી
જીવ એક નેં જુજુવી દેહ જેહવી પ્રીત દાદુર નેં મેહ ૧૨૫
એ બેહુ-નું છેં એક સરીર જીમ મછ-સંઘાથેં નીર
જેહવી રવી કમલની રિત્ય ગુંણીકા-સાથેં એહવી પ્રીત્ય ૧૨૬
બત્રીસ-લક્ષણી જુગતેં જડી જેહવી વીરંચીયે હાથે ઘડી
એક માસ રહ્યો તે દેશ પણ સ્ત્રી-નું મન ન માન્યું લેશ ૧૨૭
સેઠેં હઇડું રાખ્યું હાથ કરી પ્રીત ગુંણકા-નેં સાથ
'એ કન્યા વરાવેં મું-નેં તો મન-વાંછીત આપું તુ-નેં' ૧૨૮
ગુંણીકાઇં જોયો લય-લીન જિમ જલ-નેં વશ હોયેં મીન
'એહ-નેં કાંઇક ધીરજ્ય દેઉં ચૌદ વાંહાંણ ખુચીને લેઉં ૧૨૯
સાંમ દાંમ નેં ભેદેં કરું એહ-નું ધન હેતેં-થી હરું'
એહવી હુંસ હઇડા-માં ધરી પ્રીત પુરુષ-સંઘાથેં કરી ૧૩૦
'જા સીઘ તુ ઠેકાંણેં ઠેંર તુઝ-નેં પરણાવું રુડી પેંર'

એમ કરી દિલાસો દીધ પછે ઉપાય તો તે-નો કીધ
નારિ-પાસે ગુણકા ગઇ . વાત પ્રીતે નારિ-ને કહી ૧૩૧

દુહા

'વાંહાંણવટી વેહેવારીયો રહ્યો જે મંદિર-માંય
તેહ-નેં ઇછા અતીઘણી પરણ્યા-નું મન થાય ૧૩૨
મન માનેં જો માનની તો દિલાસો દેઉં
નહી તો ફંદ રચું અમ્યો વાંહાંણ ચતુરદશ લેઉં' ૧૩૩
શામા કહેં, 'સહીયર, સુંણો એ ચતુરાઈ આજ
પરીખ્યા જુગ્યો પટંતરેં કુડું કરીનેં કાજ ૧૩૪
ચાતુરી વસે ચીત-માં તો પરણું રુડી પેંર
નહીતર વાહણ લ્યો વાહિનેં તે જાસ્યેં પાછો ઘેંર' ૧૩૫
ગુંણિકા કહેં, 'તુ-નેં મેલવું વાહાણવટી-નો પુત્ર
તમ-નેં ગમેં તો કરો સાચ દલાસો સુત્ર' ૧૩૬
એકાંત્ય મેલ્યો અધીપતી નારી નરખ્યો તેહ
પરતાપિક દીઠો પુરુષ, દીવ્ય દેવાંસી દેહ ૧૩૭

ચોપઈ

કહેં ગુણીકા, 'સાંભલ્ય, રે સેઠ કહું વાત કરો તે નેટ
સઘલી વીદ્યા તમમાં હોય તે જુવતી જુગતેં-થી જોય ૧૩૮
ઉણમણ એક તમ-માંહેં નથી(?) સ્ત્રીચરિત્ર-વીદ્યા તે નથી
તે વીદ્યા ભાવેં-થી ભણો એ મોટો સંદેશો તમ-તણો ૧૩૯
એહ ચરિત્ર જો તમ-માં હશેં . તો તે કાંમ તમારું થસ્યેં
શીખો શાસ્ત્ર પ્રીતેં એ પેંર પરણો પદમની રાખો ઘેંર ૧૪૦
તે વિદ્યા નાવેં તમ-પાસ તો પરણવા-ની મુંકો આશ'
કાંમિનીઇં . કહ્યૂં કર જોડ હા કહી સેઠેં હાકી હોડ ૧૪૧
'ભલી વાત વીદ્યા એ ભણું ગુંણ સઘલા હું લેખેં ગણું
પ્રીતે વેલતો આવો આસ જીતું હોડ હાકીનેં .હાસ' ૧૪૨

સુંપ્યો માલ વાંણોતર-નેં હાથ | માગી શીખ સહોદર-સાથ
'રહેંજ્યો, જાલવજ્યો માંતરા | દશ દીવસ જવું જાતરા' ૧૪૩

સુંમત બંધાણો તે નીસર્યો | સુખ વેહેંવાર સર્વ વીસર્યો
ચિંતાતુર થયો મન-માંહિં | એક જયોજન સુધી તે જાય ૧૪૪
સુંદર સાહસ, કોમલ શરીર | દુખ-ની વાત સ્યું જાંણું વીર
કમલફુલ કરમાઈ જિમ | કોમલ કુંયર કરમાયો તિમ ૧૪૫
સરોવર-પાલ ગુંણસાગર ગામ | બેંઠો સેઠ ઠરી તે ઠાંમ
દુખ-રુપી અરણવ-માં પડ્યો | એકં ઉપાય તેહ-નેં નવિ જડયો ૧૪૬

દુહા

જલ ભરવા યુવતી તીહાં | આવી અચાંનક એક
લક્ષણવંતી ગુંણ-આગલી | વીનિતા ઘણો વીવેક ૧૪૭
પર-મનની પરીક્ષા કરે | પરખેં પુરુષ પ્રમાંણ
દુખીયો દીઠો તેણીઇં | શામા સકલ-સુજાંણ ૧૪૮
ઉભી રહી, આદર દીયો | કરી મરકલો મુખ
'સાચ કહેં સલક્ષણાં | સ્યું દેહે પ્રગટ્યું છેં દુખ ૧૪૯
રુપેં દિશો છો રાજવી | ધન-રેખા કુલ-કર્મ
ચતુર જાત્ય ચીંતા કરેં | મુઝ-આગલ કહો તે ભ્રમ ૧૫૦
નારી-કેરા નેહથી | આવ્યો છેં એ આજ
સીવ-આજ્ઞા સાચું કહો | મનથી મુકી લાજ' ૧૫૧
પુરુષ કહેં, 'સુંણ, પ્રેમદા | સાચા અક્ષર એહ
સ્ત્રી-ચરિત્ર ભણવા-તણું | નારી-સાથેં નેહ ૧૫૨
ધંન અનરગલ છેં અતિ | માલ-ખજાંનો મોટ
સ્ત્રીચરિત્ર સોધું અમ્યો | ખરી એક મુઝ-માં ખોટ' ૧૫૩
સાંન કરી શાંમા વલી | પ્રીત ધરી બહુ પેંર
તેહ-પાછળ હું પરવર્યો | ગયો ગુંણવંતી-નેં ઘેંર ૧૫૪
ઉતારો અન્ય થાંનકેં | પ્રીતેં રાખો પાસ

એટલેં એક કૌતુક થયું    દુખ-ની જોડેં હાસ ૧૫૫
મોહોલેં સુંદ્રી તે માનની    વનીતા જોબંન-વેશ
ઘણે દિવસે તેહ-નો ઘરધણી    તે વેલાં આવ્યો દેશ ૧૫૬
આગતસ્વાગત અધકી કરી    નર નારી એકાંત
રીસ કરી રંભા-પરે    ભાગી મન-ની ભ્રાંત ૧૫૭
'હું પરદેશેં પરવર્યો    તેં કીધાં કૌતક કોડ
તે નીત્યેં ખબર મુઝ-નેં આવતી    ખરી તુઝ-માં ખોડ ૧૫૮
જાર-વીદ્યા જાંણેં ઘણું    પુરુષ-સ્યું પ્રીત પ્રમાંણ
કોડ લોકે મુઝ-નેં કહ્યું    સામા, તુહ સુંજાણ ૧૫૯
તે દુખેં આવ્યો આહી    પુછવા કારણ વ્રત
મુઝ-આગલ માનેં નહીં    તો માનજે તાહરું મૃત ૧૬૦
માન્ય ખરું મુઝ-આગલેં    કરતુત તાહરાં દીશ
નહીં તો તાહરું છેદસ્યું    કાલ્ય સવારે શીશ ૧૬૧

## ચોપઈ

કાંમની, સાચું કહેં તું આપ    કરું વાંક સર્વ તાહરો માફ
રાંમ-દુહાઈ ખાંતેં ખાચું    પાછો પ્રભાતેં પરદેશેં જાઉં ૧૬૨
મુઝ-આગલ ન માનેં નાર    ઠીક પ્રભાતે મારું ઠાર
સુંકું જીવતી તુઝ-નેં આપ    બ્રહ્મહત્યાદિક મુઝ-ને પાપ ૧૬૩
બે-માં સાચું જાંણેં જેહ    તેહવું બોલ્ય તારુણી તેહ
કહેંશો વનિતા સત્ય વચન    તો તાહરું માહરું જાંણશેં મંન ૧૬૪
જુઠી વાત કરસ્યો જે કોક    તો જાંણસ્યે નગરના લોક
ફજેત થાશો દુખીયાં થસ્યો    જોવન-વેશેં જીવેં-થી જસ્યો' ૧૬૫
કામિની કર જોડી કહેં કથી    'એ વાત તો મુઝ-માં નથી
રઢ વાત-સાથેં શી રીત (?)    પરમેશ્વર-સાથેં પ્રીત ૧૬૬
ધ્યાંન ઈશ્વર-નું મન-માં ધરું    કુડો સંગ કીમેં નવી કરું
તાહરેં માહરેં અધિકો નેહ    દેખી ન શકે દોષી તેહ ૧૬૭

રાઢ કરાવા-નેં કારણેં બહુ અવગુંણ બોલેં બારણે
તમ્યો કિમ માનો ડાહ્યા થઈ આજ કહેતાં મનમાં-આણો લાજ ૧૬૮
'કહો તેવા સમ ખાઉં તમ-સાથ ઘાલું હોડેં અગ્નિ-માં હાથ'
સ્રી-ચરિત્ર પ્રથવી-માં જે થયાં કાંમીનીઇં કંથ-આગલ કહ્યાં ૧૬૯
કોટી-કોટી પ્રતિજ્ઞા કરી તે ધણીઇં મનમાં નવિ ધરી
'સાચું માંનેં જીવસ્યો તમ્યો સમ ખાધેં નહી મુંકું અમ્યો' ૧૭૦
બોલી કાંમ્યની તેણી દીસ 'તારેં હમણાં ખેદો સીસ
સાચી હસ્યેં જો માહરી ટેવ તો ઉગારસ્યેં મોટો માહાદેવ' ૧૭૧
જો જુઠુ હશેં મુઝ વૃત તો ખેદો સીસ, હું પામું મૃત'
કહી વાત સાચી દસ વીસ રજપુત-તણેં મન આવી રીસ ૧૭૨
અફીણીયા-નેં અધિકો ક્રોધ ઉઠ્યો જોર કરીનેં જોધ
મંદિર-વચેં એક મોટો થંભ બાંધી રીસ કરી તેં રંભ ૧૭૩
પ્રહાર કોરડા-કેરા કરી 'સાચું બોલ, રે તું સુંદરી
મુંકું જીવતી એક જ રાત લેસ્યું પ્રાંણ તાહારો પ્રભાત' ૧૭૪

બાંધી વનીતા પોતેં વાસ મંચક ઢાલી પોઢ્યો પાસ
પોહોર એક થયો જાહરેં ઉઠ્યો અફીણ-કારણ તાહરેં ૧૭૫
બોલાવી ક્રોધેં કાંમીની 'જીવતી મુંકું છું જાંમની
સાચું બોલ્ય જો હોય સુજાંણ પ્રભાતેં તજવા પડસ્યેં પ્રાણ' ૧૭૬
નારી કહેં, 'જખ મારે તું સાચી સતવંતી છું હું
માહરો જસ મહીમા છેં ઘણો ઇશ્વર બેલી સાચા-તણો' ૧૭૭
સાચું નવી બોલી સુંદરી અમલીઇં ફરી નીદ્રા કરી
એટલેં એક તો કૌતુક થયું પટંતરેંથી પુરુષે લહ્યું ૧૭૮

## દુહા

નારી એક જ નાપીણિ કુડ-તણી કરનાર
ભોલવેં જે નીતે ભાંમિની આવી તેણેં ઠાર ૧૭૯

કરે કપાટ ઉઘાડિયાં ચીત વર્ત્તે જમ-જોર
પ્રાતે બેઠી પાસ તે રાત્ય અંધારી ઘોર ૧૮૦
સહીયર-સાથે શનિ-શનિ વારૂ કીધી વાત
'કોલ ન પાલ્યો કાંમિની થોડી રહિ હવે રાત્ય ૧૮૧
વાટ જુઈ તીહાં વાયદો વચન ન પલે તે સાથ'
નારી કહે, 'હું સ્યું કરું પરવશ, સ્વાંમી સાથ' ૧૮૨
નાપણ કહે, 'નારી, સુંણો તાહરું વચન તો જાય
પણ હું કરી આવી વાયદો તે મીથ્યા નહી થાય ૧૮૩

ચોપઇ

હેતે તુઝ-ને છોડું હું મુઝ-ને બાંધી જા તીહાં તું
ઘડી એક-માં આવો આજ તો રહેસે આપણી લાજ' ૧૮૪
છોડી બેંહન, બંધાંણી આપ જોજો એહ-નાં પરઠ્યાં પાપ
મહુરત એક થયું જાહરે ઠાકોર કંથ જાગ્યો તાહરે ૧૮૫
અમલ ચઢાવ્યું પીધું નીર ખુખારા ખાધાં, ધ્રૂઢતા ધીર
'અરે શાંમા, કાંઈ સમઝણ હોઇ તો આ વેલાં નથી પાસે કોય ૧૮૬
સાચું બોલે તો છોડું આજ રેહેસે તુઝ લાખીણી લાજ
નહીતર તો વણખુટે મરે છુટે નહી કોટી ઉપાય જ કરે' ૧૮૭
નાપણ તો નવી બોલે બોલ 'સાદ શાંભલતે જાસે તોલ'
સાદ કર્યા એહવા દશ-વીશ ચઢી રાજવંશી-ને રીસ ૧૮૮
'બોલાવતાં નથી બોલતી મન-તણો પરદો નથી ખોલતી'
ઝાલી કેશ નેં ખડગ કાઢિયું નાશીકા ચ્યાર આંગુલ વાઢિયું ૧૮૯
રુધીર-ધાર ચાલી સાથ-માં આપ્યું નાક નારી-હાથ-માં
'બાંધી ગાંઠ નેં બેસી રહો કરતુત કર્યાં તેવા સહો ૧૯૦
પોહોર પાછલી રહી છે નીશ હવડાં નાક, સવારે શીશ'
પરવશ અમલી ડાહ્યો દેહ થયો નીદ્રાવશ પોહોઢો તેહ ૧૯૧
એટલે આવી શ્રી આપણી બોલાવી નારી નાપીણી
પ્રીછી સર્વ હકીગત પાર 'નાક મારૂ વાઢ્યુ, માર્યો માર'. ૧૯૨

છોડી તે બંધાંણી આપ પરમારથ-માં લાગું પાપ
નાસીકા કર-માં નારી લેઇ જાય ચાતુર ચરચા જોવા જાય ૧૯૩

પટંતરે પંથી જે પડયો તે જોવા-કારણ પુરણ અડયો
બીછો નાપણ-કેરી પેર સીઘ્ર ગઈ પોતા-ને ઘેર ૧૯૪
બોલી રીસ ચઢાવી ઘણી 'જાગ્ય અઘોરી, માહરા ઘણી
ઉઠય ઉઠય, કિમ સુઇ રહ્યો આજ ઉલટ આપણેં થયો ૧૯૫
પટલ-નેં ઘેંર આવ્યો પુત્ર સોભાવ્યાં બાધાં ઘરસુત્ર
નાલ-વધ કરવી તે સાથ લાવ્ય પાછણો, દે મુઝ-હાથ' ૧૯૬
ઉંઘે આકલો ઉઠયો તે નાઇ કાહેં લોહું ધસમસ ધાઇ
'નાંખ્ય છુટું' નારીઇ કહ્યૂં 'ખોટી થાયુ નવી જાઇ રહ્યૂં' ૧૯૭
નાંખ્યો પાછણો, નારી પડી 'અરે અરે' કરે એક ઘડી
'નાસીકા છેદી પાપી તેં હવે કિમ જીવાઇ મેં ૧૯૮
હત્યા આપું તુઝ-ઉપર મરું નાક-પાખી કીમ દેહ ધરું'
આવ્યો નાપીક કરવા વાત છેદું નાક દીઠું ઉતપાત ૧૯૯
આગતસ્વાગત કરી હેત ઘણે પગેં લાગો નારી-તણે
'અપરાધ થયો અજાંણે આજ જાંણુ કારીગરી-નું કાજ' ૨૦૦

દુહા

અગ્ની પાડી દીપ કર્યો 'બોલેસ માં માહરો વાંક'
સાંધે સાંધો મેલીયો તતક્ષણ સાંધ્યું નાક ૨૦૧
બાંધી કરીનેં લોપરી અમૃત આપ્યો અહાર
'જનમ-સુધી કરીસ ચાકરી તું હઇયડા-નો હાર ૨૦૨
કરું લાખીણા લાડુઆ કરું નિત્ય તાહરાં કાંમ
નાકે ખોડ રતી રહે નહીં નરપતિયો માહરુ નાંમ' ૨૦૩

ચોપઇ

સંતોષી રાખી સુંદરી ગયો પંથી તે પાછો ફરી
પટંતરે જૈ બેંઠો ફરી બીજી જોવા-કારણ સુંદરી ૨૦૪

રયણી રહી જવ ઘટીકા ચ્યાર જાગ્યો ભાંમની-નો ભરથાર
દાંતણ-પાંણી કોડે કીધ અમલ લાખીણાં મુખ-માં લીધ ૨૦૫
પલંગ-ઉપર બેઠો ઠરી બોલાવી રીસેં સુંદરી
'સાચું બોલ ઉગમતે દીસ નહી તો હવડાં છેદું સીસ ૨૦૬
પ્રથમ નાસીકા કીધિ તાજ્ય મુસ્તકનો વારો છે આજ.' ૨૦૭

## દુહા

ભામની કહેં, 'મુરખ, સુંણ મેટે મન-નો મરમ
કેહ-નો ભંભેર્યો આવીયો ભાંમીનિ-સ્યું સ્યો ભ્રમ ૨૦૮
ઇશ્વર વચ-માં આપણે આદ્ય પુરુષ જે જંન
કહેં તે દેખાડું પારખું જિમ માનેં તાહરુ મંન' ૨૦૯

## ચોપઇ

કંથ-તણે મન કપટ જ વસ્યું હૈયડા-માંથી આવ્યું હસું
'જોજ્યો મનેં રમાડે એહ ડાહી સતી થવા-નેં તેહ ૨૧૦
હું કીમ માંનું ડાહિ આજ સ્ત્રી-ચરીત્ર કાંમીનિ-નું કાજ
જો એક રંડા માનું અમ્યો કહું તે વાત કરો જી તમ્યો ૨૧૧
સતી સાચ તાહરું જો હસેં છેદું નાક તે સાજું થશે
તો સાચું મન માનેં માહરેં તો લાગું પાય સતી તાહરેં ૨૧૨
સાંભલ્ય વાત બોલી બેં કર્ણ ઘટીકા રાત્રી હજી બેં ત્રણ
કહેં પરમેશ્વર-આગલ વાક સાજું કરસ્યેં તાહરું નાક ૨૧૩
તો સાચી તું નેં જુઠા અમ્યો કહો પરમેશ્વર-આગલ તમ્યો' ૨૧૪

## દુહા

નારિ કહે, 'સુંણ, નાહલા માહરેં સીર શ્રીનાથ
કુંણ મારી સકેં મુઝ-નેં કુણ અડાડેં હાથ ૨૧૫
તેં નાસિકા છેદન કરી પરહું ગાંઠે પાપ
સહજ-માં સાજું થશે કરસ્યેં ઇશ્વર આપ' ૨૧૬

સવારૂં થયો સહજ-માં સહજે ઉગ્યો સુર
કંથે જોઇ કાંમની તો નારી-માં બહુ નુર ૨૧૭
'માહરે હાથે મેં છેદિયું કીધો અતિ ઉતપાત
સાજું થયું એ સહજ-માં મોટી વપરીત વાત' ૨૧૮
પ્રદક્ષણા, પ્રીતેં કરી પાએ લાગ્યો પત્ય
અચિરજ પાંમ્યો અતિઘણું જોઇ શાંમા સત્ય ૨૧૯
'હું અપરાધી તાહરો રાંમા-આગલ રાંક
કરગરી ખોલા પાથરું ખીમા કરો મુઝ વાંક' ૨૨૦

## ચોપઇ

સુંદરી કહે, 'એ સારું થયું એહ-માં તે મારું શું ગયું
જો તું ખેદત માહરું સીસ ચોઢત પાછું ઉગામતે દીસ ૨૨૧
જેહ-ને છે સત્ય-નો આધાર તેહ-ને મન નહી બીક લગાર'
ગયો કંથ ઉદર-કારણે કાઢ્યો પંથી-ને બારણે ૨૨૨

'સ્ત્રી-ચરિત્ર તેએ હવાં હોય જેહ-નો પાર ન પાંમે કોય
જેહવી એક દેખાડી સાખ્ય કહે તો એહવાં દેખાડું લાખ ૨૨૩
ડાહ્યા પંડિત લાયક બેશ સ્ત્રી-ચરિત્ર તે ન લહે લેશ'
સેઠ કહે, 'સમઝ્યા છું અમ્યો ભલી પેર ભણાવી તમ્યો' ૨૨૪
માંગી સીખ વદેસે વલ્યો વાહણ-વ્યાપારિ-માંહે મલ્યો
માંનની-ને જઇ મલ્યો મીત્ર 'સીખ્યો સર્વ ચતુરાઇ ચરીત્ર ૨૨૫
ઉણુમ એહ-માં નથી કસી સઘલી વાત માહરે દિલ વસી' ૨૨૬

## દુહા

કુંયરી કોડાંપત્ય-તણી બોલ્યાં વાંણિ વીવેક
'લાખ વચન તે બોલની કહું તુઝ અક્ષર એક ૨૨૭
કરે પારખું પ્રેમદા કોકિલ ગુંણિકા નાંમ
તે વર-ને હું તો વરું બીજા-નું નહી કાંમ ૨૨૮

કંથ જુઈ એ માહરો રાજા, સાહ કેં રંક
તે અમો સીસ ચઢાવીઇ સાચો અક્ષર અંક ૨૨૯
અવરનું કહ્યું તો નહી કરું પ્રતીજ્ઞા ધરી એ પેંર
ગરજ હોઇ તરુણી-તણી તો જાયો ગુંણિકા-ઘેંર' ૨૩૦

વનીતા-પાસેં વેહવારીયો આવ્યો તે વેલાં તરત
'સાચું કહેં સલક્ષણી જે પુછું વાયક વરત ૨૩૧
કન્યા પરણાવો જો તમ્યો તો રહું નગર-મુઝાર
નારિ કહેં, 'ત્રણ વાત કરો તો પાંમો એ નાર ૨૩૨

## ચોપઇ

પરનારી-તણો નહી રંગ ચોરી-કેરો ન કરે સંગ
જુઠું જે જંન નવ બોલે બોલ એ ત્રણ વાત-માં જેહ-નો તોલ ૨૩૩
એ ત્રણ વાના મન-માં ધરે તે વર-ને એ વંનીતા વરે
તમો વીદેશી છો કુલ કથી પારખું તાહરું કીધું નથી ૨૩૪
રહો નગર-માંહે ખટ માસ કરું પરીક્ષા તારે પાસ
લખ્યાં કરો તમો એ સંચ-નાં સાખ્ય બોલ પુરણ પંચ-નાં ૨૩૫
રાજદ્વાર-સુધી ખત લખો સાચી વાત ભાવેં તો ભખો
એ ત્રણ-માં હસ્યો અર્જાણ તો ખોઇને જાસ્યો ચૌદે વાંહણ ૨૩૬
વણપરણે કુંયારા મરો વાંણોતર મુલ-ખરીદી કરો
લખો ખત ને તતબર થાયો નહિ તો ઘેંર પોતા-નેં જાયો' ૨૩૭
તાહરેં વલતો બોલ્યો સેઠ વનીતા તો રુડી છેં પણ વેઠ
સાચી વાતેં સાં-ની રીસ કહેં તો ખત કરી આપું વીસ' ૨૩૮
આંણ્યો કાગજ, લખીયાં પત્ર સાખ્ય-મતાં સાંધે તે તત્ર
'પારકુ ધંન ને પારકી નાર સ્વપંન-માહે નહી વેવાર ૨૩૯
સ્રીચરીત્ર-તણા જે ઠાઠ ભણું સર્વ પુરાંણે પાઠ
એ ત્રણ વાત-માં જુઠો થાયું હારુ વહાંણ, પાછો ઘેંર જાયું' ૨૪૦
લખ્યુ દેશ જાણીતે હોય ફરી ન બોલે એ-માં કોય

હાવ-ભાવ નરિ તે કરેં નીમેખ-માત્ર એ તો નવિ ઘરેં ૨૪૧
એમ કરતાં માસ વીતા ચ્યાર કરેં ઉપાય નમેંરી નાર ૨૪૨

## દુહા

વણિક-પુત્ર વેંહવારિઓ નિત્ય-નિત્ય રમવા જાય
વાડી તીર સમુદ્ર-ની સી કહું સોભાય ૨૪૩
પોહોર એક રહેં પાછલો પ્રીતેં રમવા પેંર
સમી સાઝેં સાથેં સહુ ઘણા હેત આવેં ઘેંર ૨૪૪
ગુણીકા-નેં એક દીકરી રુડી રાજસ-રુપ
પુરુષ તે પરઠીયો (?) જેહવો ભારે ભુપ ૨૪૫
મરડી બાંધે મોલીયું પહેંરી અંગ અજાર
બાંહેં બાજુબંધ બહેરખા સઘલી સોભા સાર ૨૪૬
કેશ સોરંગી સીર પરેં જોવા-સરખી જાત્ર
રઢ લાગેં કો પુરુષ-નેં કામીનિ કુંણ જ માત્ર ૨૪૭
વાંણવટી કૌતુક જુઇ કોડ પ્રકારેં કાંમ
આપ અશ્વ-થી ઉતર્યો આવ્યો તેણેં ઠાંમ ૨૪૮
'જય જય કૃષ્ણ' કરી મલ્યા ઉઠી બાંહ બેહુ હાથ
કરી વાત વીનોદ-ની સાહ-સમંધી-સાથ ૨૪૯
'કુંણ નગ્ર, કુંણ નાંમ છેં સ્યું આ દેશેં કાજ
ઇહાં નીત્યેં આવું અમ્યો રાજ તો દીઠા આજ' ૨૫૦
'નાતજાત કો તમ-તણી સુંદર માહરું નાંમ
લેહણું છે ઇહાં કો-કનેં મોહું તો તે કાંમ ૨૫૧
કાલ્ય આવ્યા આ દેશ-માં સાંભલી તાહરી ખ્યાત
પછિમ-દીશાઇં ઉતર્યો કરવા આવ્યો વાત ૨૫૨
શુકન સુભ અમ-નેં હસ્યેં, મલવું તમ-સ્યું હોય
સદેસી-વાલો કો નથી અવર નહી દુજો કોય' ૨૫૩

## ચોપઇ

'ભલેં કહ્યું તમે રુડી રીત્ય' પરસપરેં કીધી બહુ પ્રીત્ય
રમ્યા સોગઠી રમત્ય અનેક વખાંણ વડેરાં વીવધ વીવેક ૨૫૪

પછી રાત્ય તે તતખર થયા   આપઆપણેં ઉતારેં ગયા
રમત રમીનેં મંદિર જાય   આનંદ અંગ બેં-નેં નવ્ય માય ૨૫૫
'આવજ્યો નિત્ય માહરેં બારણેં   એકઠા ભોજન-નેં કારણેં'
'જો એવડું તમારું મંન   તો આવીસ્યું એક જ દિન' ૨૫૬

ગુંણીકાઇ મન કર્યો વીચ્યાર   'કરું ચરિત્ર અધિક અપાર
લેયું છેતરી સઘલાં વાંહાંણ   જો માહરી દેહ-માં છેં પ્રાંણ' ૨૫૭
તેહ ગાંમ-નો રાજા ધણી   તેહ-સ્યું પ્રીત્ય ગુંણીકા-નેં ઘણી
તેહ-ના ગાંમ-ની ચરચા કરેં   ડાટાં-સાટાં મન-માં ધરેં ૨૫૮
ચ્યાર રત્ન અમુલીક કોડ   જોતે ચીંતામણ-સરખી જોડ
એક દિવસ માંનનીઇં માગ   જોયો લેવા-કેરો લાગ ૨૫૯
રાજ-સેજેં રમવા-નેં ગઇ   નરપત્ય-નેં મહાનીદ્રા થઇ
કાઢ્યાં આપ અગોચર રત્ન   ડાટ્યાં બાહાર જરુરી જત્ન ૨૬૦
નારી નીદ્રા થઇ જેટલેં   મહીપત્ય મંન જાગ્યો તેટલેં
'ઉપર આભ અગાસો હોય   તસ્કર-વીદ્યા કરી ગયું કોય' ૨૬૧
જોર કરી જાગી કાંમિની   વસ્ત્ર-વીસર્જન છેં જામિની
પહરેં વસ્ત્ર ખંખેરી અંગ   જુઇં રાજા સમીપેં સંગ ૨૬૨
(વો)લાવી ગુંણીકા-ને ઘેંર   પછેં કરી તસ્કર-ની પેંર
પડો વજડાવ્યો બાધેં ગાંમ   મુંકી ચોકી ઠાંમોઠાંમ ૨૬૩
'હાજી કાજી સેવક સર્વ   પેંદા કરી આપો એ દ્રવ્ય
મંદિર સહુ-નો લુટી લેઉ   સુલીઇં સહુ સામંદ-નેં દેઉ' ૨૬૪
કરેં માસ-તણો વાયદો   પુછેં સહુ પુર-માં કાયદો
ચોલે ચઉટે ઘડીએ ઘડી   બેઠા જાસુસ રાજા-ના છડી ૨૬૫

દુહા

કુંયરી જે ગુંણીકા-તણી   પુરુષ-રુપેં જે પેંચ
નીશા એક મુહુરત જતેં   આવી મીત્ર-નેં ઘેંર ૨૬૬

'આજ અમ્યો કામેં રહ્યા નાવ્યા વાડી-માંહેં
આહરું મન તમ-સ્યું અડચું માટેં આવ્યો આંહેં ૨૬૭
રમીઇં રમત સેત્રંજની પ્રીત્યેં બેંસો પાસ
ઘડી ચ્યાર ઇહાં ચીત છેં વલતા જાસ્યું વાસં' ૨૬૮
આનંદ વીનોદ-કલોલ-સ્યું વીતો એક જ પોહોર
તે કુચર તતખર થયો 'જાયું ઠેકાંણેં ઠોર' ૨૬૯

ચોપઇ

વલગો મીત્ર હુસે-થી હાથ્ય હશીનેં બોલ્યો તે-સાથ્ય
'સ્યું રણ-માં બેંઠા છો તમ્યોં રાતેં નહી જાવા દેયું અમ્યો ૨૭૦
સ્યું વાટ વનીતા ઘેર જુઇં કેં અરભક નાંહનાં ઘેંર રુઇં
પરદેશી-નેં જેહ-સ્યું પ્રીત્ય તિહાં વાસો રહેંવા-ની રીત્ય' ૨૭૧
રાજી થઇનેં રાખ્યો ઘેંર કપટ-તણી નવ્ય પ્રીછેં પેંર
સુભ માજમ સુંદર દીધ લક્ષ સલાંમ કરીનેં લીધ ૨૭૨
તરતીબ તે તેજાના-તણી ચઢેં કેંફ કાયા-માં ઘણી
આલસ આવેં મોટાં અંગ પોઢેં જુજુંઆ આપ પલંગ ૨૭૩
ભર નીદ્રા થયો જાહરેં તે રામા ઉઠી તાહરેં
છોડચો બચકો કરી જતંન તેહ-માં બાંધ્યાં તે ચ્યાર રતંન ૨૭૪
નાંખ્યાં ઠેકાણેં તે ઠરી જાંણેં નહી કો જતનેં કરી
ચાકર પેસા બીજેં બાર ઘર-માં એક નમેંરી નાર ૨૭૫
પુરુષ-વેશ મુંક્યો પરહરી સુંદર તે તો થઈ સુંદરી
સહુજ-માં સજ્યા છેં સોલ તરુણીઇં ચાવ્યા મુખ તંબોલ ૨૭૬
બીલીફલ-આકારેં ઉર જુવતી-કેરું જોબંન પુર
ઝલહલ જ્યોત્ય, તેજ અપાર કોટેં અમુલ્યક એકાવલ હાર ૨૭૭
રમઝમ કરતી આવી ત્યાંહ એકાંતેં સેઠ સુતા ઘર-માંહેં
ઘંધોલીને જગાડચો ધણી 'પરહરો નીદ્રા, આ સી ઘણી ૨૭૮
ચંદ ચકોરવત જોઇ રહ્યો કાલો-ઘેંલો તે થઇ ગયો
'તમેં કુંણ કાંમે આવ્યાં આ ઠાંમ અરધી રાત્ય અમ-સ્યું સ્યું કાંમ ૨૭૯

માહરી છેં દેવાંસી દેહ પર-નારી-સાથેં નહી નેહ
એડે-થી મીત્ર માહરો જાગસ્યેં વેંહેંવારભલા લોક-માં જસ્યેં ' ૨૮૦

દુહા

" સાહ-પુત્ર સમજે નહીં ઉલખે નહી અજાંણ
જે-માટેં તું ઇહાં આવિયો ધરીને પ્રીત પ્રમાંણ ૨૮૧
ભાનુચંદ ભુપત્ય-સમો તાત અમારો તેહ
દુહિતા નાંમે ડાહી ભલી નીમંલ-સુત-સ્યું નેહ ૨૮૨
પોઢી હુ પલંગ પર સ્વપંન સાચુ હોય
બોલી કોયક દેવાંગના અવર નહીં તે કોય ૨૮૨ અ.
" સ્યું દુખ દે છેં સાહ-નેં કરો વીવા-ના કાજ
આલીધંન આપ તુ આ વેલા-માં આજ ૨૮૩
પાંચ દિવસ-પુઠેં પરણજે તો પાંમે સુખ શરીર
કહ્યું કરેં નહી કાંમીની તો ખોશો નારી નીર " ૨૮૪
ઉલટ થયો એ સાંભલ્યેં ન ગણી માઠીમ રાત્ય
આવી આલ્યેંધન-કારણેં વીપરીત થઇ છે વાત ૨૮૫
તે દેવી-પરતાપથી મલુ નહી મારગ કોયે
મેહેલી અંતરખ મોહોલ-માં અચરત અદકું હોયે ' ૨૮૫ અ.

ચોપઇ

કેંફ ભર્યો નેં રુડી રાત્ય જુવતીની સ્યું જાંણેં વાત
એક દિવસ મલી'તી ઘડી તે તો વાત વીસારે પડી ૨૮૬
જતી જોગી ચુકેં છેં આંક ગરીબ બાલક-નો શો વાંક
તે નારી-સ્યું કીધો નેહ ચુકયો પોતા-નું ડહાપણ દેહ ૨૮૭

બીજું કપટ ગુણકાઇ કર્યું દેઇ કલંક બાધું ધન હર્યું
તે ગુંણીકા-ની જે માત પાડી બુમ સેહેજે સાખ્યાત ૨૮૮
કરેં રાવલેં જુગતેં જાંણુ તે વેલાં ફરાવી આંણુ
" માહરી કુંયરી-ને લેઈ ગયો તસ્કર ઠેહુ કો પેંદા થયો ' ૨૮૯

ગલી કુંચી નેં ઠામેં ઠાંમ  મુંકી ચોકી બાધેં ગાંમ
પ્રાતસકાલ થયો જાહરેં  ત્યાંમા શોધ્ય જડી તાહરેં ૨૯૦
કર્યું રાવલેં જુગતેં જાંણ્ય  વેંપારી લાવ્યો છેં વાંહાંણ
તેહ-નેં ઘેંર-થી ગુણીકા જડી  કલંક ચોરી તેહ-નેં ચઢી ૨૯૧
ગુણીકાઇં જઇ કીધો સોર  'ગુણીકા-નો જાર તે તાહરો ચોર
માહરા મન-માં એહવું અડેં  રતન આપણાં એહ-થી જડે' ૨૯૨
રાજાઇં તેડાવ્યો પાસ  'વેપારી તુઝ-નેં શાબાસ
એહવાં કાંમ તમો કિમ કરો  નારી પીયારી હેતે હરો ૨૯૩
એહવું કામ કરતાં જો જત્ર  તો પ્રથમ સીદ લખી આપ્યો પત્ર'
'રાજા તું સ્યું પુછેં છેં જોગ  ભોલો થયો તે માહરો ભોગ' ૨૯૪
ગુંણીકા કહેં,'એહ-નેં ધન ખરું  એ એકઠું ચોરીનેં કર્યું
ખોલો ખજાંનો એહ-ના ઠાંમ  લખો માલ જે દેખો દાંમ' ૨૯૫
વસ્તુ ભાવ જુઇં જેટલેં  રતન હાથ આવ્યાં તેટલેં
ગુદરાવ્યો ગરથ રાજા-નેં ઘણો  દીઠો માલ પોતા-તણો ૨૯૬

શ્લોક

काके सौचं द्युतकारेषु सत्यं  क्लीबे वीर्यं मद्यपे तत्त्वचींता
सर्पे क्षांति स्त्रीषु कामोपशांत  राजा मीत्रं केन द्रष्टं श्रुतं वा २९७

ચોપઇ

રાજા મીત્ર ન દિઠો કોય  જુવતી-નેં વશ જે જન હોય
રતન આપ-મંદિર થાપીયાં  હવેં ડંડ વાંણીક-નેં આપીયાં ૨૯૮
સુલી સોપવા માંડ્યો તેહ  દેવ-સરુપ દેવાંસી દેહ
મલી ખલક જોવા-નેં આપ  આવ્યો કન્યા-કેરો બાપ ૨૯૯
તે નવિ જાંણેં કાંઇ મરમ  તેહ-નેં વાલો ઇશ્વર-ધરમ
'સતવાદી ની સાહ સુજાંણ  તેણેં ઉગાર્યો મુઝ પ્રાંણ' ૩૦૦
કાઢિ મુંકયો કષ્ટ જ ઘણેં  'ના' વીશ દિશ હવેં અમ-તણેં'
સાજુ વસ્ત્ર ન આપ્યૂં કસ્યૂં  ખરચી ના'પી ખોટો વસુ ૩૦૧
આવ્યા અર્ણવ-કેરેં પાર  મન-માંહેં વારું કરેં વીચ્યાર
'ખોલો માલ ખજાનો ગરથ  ન સર્યો માહરો એકેં અરથ ૩૦૨

વેદ જાચું હું વાચીઇં મુંકાવું કરવત કાસીઇં
પ્રાગેં જઇ દેહ પ્રાજેં કરું ભારે દુખ રુદેં કીમ ધરું' ૩૦૩
સંભારું છું માહરાં વાંહાંણ રુદયા ફાટિ જાઇં પ્રાંણ
જાતો 'તો કરવા એ કાંમ આવ્યો નગર ઉજેણી-ગાંમ ૩૦૪
દીઠી સોભા ઘાયડ ઘણી કીરત સાંભલી રાજા-તણી
દીઠો સતવાદી સાખ્યાત કહિ મેં રુદયા-કેરી વાત ૩૦૫
તમ દીઠેં તે દુખડું ગયું તમ દરસન-થી સુખડું થયું
નીસપાપ થયો હું આપ છુટો પાંચ જનમ-નાં પાપ ૩૦૬
રાજ કરો તમો આ વાસીઇં અમો કરવત-કાજ જાઉં કાસીઇં
પ્રયાગ-મધ્યે પાડું પ્રાંણ માગું એ વનિતા નેં વાંહાંણ ૩૦૭
આ ભવ તો નવિ પોતી આસ પેલા ભવ-નો પરહુ પાશ ૩૦૮

## દુહા

પંથી-નેં રાજા કહેં 'તાહરું દુખ એ સહેંલ
ઘમણો ધન અપાવું તુ-નેં રાખું માહરેં મહેંલ ૩૦૯
પરણાવું રુડી પદમની મન-ગમતાં દેયું માંન
નગરસેઠ કહો તો કરું કહો તો કરું પ્રધાંન ૩૧૦
કહો તો સેન્યા સજ કરું પૂરું વાંહાંણ પ્રચંડ
બાંધું તિહાં જઇ રાય-નેં તુ કેહેં તો દેયું ડંડ ૩૧૧
લાવું ગૂણિકા-નેં ગ્રહી તાહરેં પાય નમાવું શીસ
પરણાવું તે પ્રેમદા જો ગમેં શ્રીજુગદિશ ૩૧૨
બોલ તું બુધેં કરી જે કરવું હોઇ કાંમ
છશ્વર-આંણ નીશ્ચેં કરું તો વીક્રમ માહરું નાંમ ૩૧૩
લેશ લાજ રખે કરો મન મુંકી કહો મુખ
હરસીધ્ય હજુરી આપણેં તે કરસ્યેં તુઝ-નેં સુખ' ૩૧૪

## ચોપઇ

સુભ સાંભલી બોલ્યો દુખી 'તુમ-વચનેં થયો હું સુખી
કહો તમો તે ન કરું આંક જોતાં સાચ્ચે અમારો વાંક ૩૧૫

પ્રથમ લખી આપ્યું જેટલું ન પલ્યું કાંઇ તેહ-માં તેટલું
મેં જાંણ્યું ચરીત્ર સીખ્યો લાખ સમઝયો નહી તેહ-માં હું રાખ ૩૧૬
ભણાવનારીઇં આપ્યો ભેદ ભોલવીયો વનિતાઇં વેદ
પ્રીછું છું હું માહરો પ્રાંણ માહરેં વાંકેં મેં ખોહાં વાંહાંણ ૩૧૭
જોરાવરીયે લેઉં ઘરસુત્ર તો હું સાહુંકાર-નો નહી પુત્ર
વારંવાર કહું સ્યું કથી અન્યા અધરમ કરવો નથી ૩૧૮
એક કાંમ કરો જો તમ્યો તો તો ધીરજ રાખું અમ્યો
જુવતી-નેં જીતેં નહી કોય તેહ-થી ચરિત્ર અધિકું હોય ૩૧૯
હરવેં નાર-નેં પાડિ હોડ તો પોચેં મન-વંછીત કોડ
આધો દેશ પુરાવેં સાખ્ય ભુપત્ય મન-થી ભાવેં ભાખ્ય ૩૨૦
વાંહાંણ ગુંણીકા-નો ગરથ તો તો સરે આપણો અરથ
હુંસ કરીનેં જે કો જાય ભુંડી રાંડ કરેં અન્યાય ૩૨૧
મુંકી ઘો તે ગાંમ-નું નાંમ તમો તમારેં વલગો કાંમ
સત્યવાદી-નેં દુખ કિમ દેચું પાંપ-ભાર માથેં કિમ લેચું ૩૨૨
તમ-સરખો સતવાદી જાય દેં ઘાત તો અન્યા થાય
તે દેસેં નહી તાહરી આંણ મુઝ-માટેં ખોશો કાં પ્રાંણ ૩૨૩
મુઝ મુઇ એક જ જીવ જાય તુમ હાણેં થાય તો નગ્ર રંડાય'
રાજા કહેં, 'સી ચીંતા કરો મુઝ-પુઠેં સુખેં સંચરો ૩૨૪
છેતરું કન્યા, છેતરું રાય તુઝ-નેં પરણાવું એ કન્યાય
આપું ધન સવાયું તું-નેં તો જાંણજે તું વિક્રમ મુંને'' ૩૨૫
ખાલી વાંહાંણ અઠાવીસ લીધ કરેં પંથ સવારે સીધ્ય
કપટેં છેતરવી છેં નાર જેહવું માંણસ તેહવો વેંવાર ૩૨૬
ગોબર-કેરા ગોલા કર્યા પાંચ લાખ પુરણ તે ભર્યા
અડાઇયાં-જેહવો આકાર ભર્યાં અલેખેં અપરંપાર ૩૨૭
જે દેશ-સાથેં છેં કાંમ છીપ્યાં વાંહાંણ જઈ તેણેં ઠાંમ ૩૨૮

દુહા

વાડિ એક-માં ઉતર્યો થયું રાય-નેં જાંણ
'કો આવ્યો પરદેશ-થી વ્યાપારી લાવ્યો વાંહાંણ ૩૨૯

માનવ-સરીખો છેં નહી  છે કો ડાહો દેવ
મલીયે તેને માન-સુ  કરીયે રૂડી સેવ' ૩૨૯ અ.
ફિરત લોક કોડ કેહે  સાચું માનુ વરત
સાથેં સામદ તેડીયા  મલવા ચાલ્યા તરત ૩૩૦
કાજી કોટવાલ અમીર અતી  રાજા નેં પરધાંન
વાંહાંણવટી-નેં જઈ મલ્યા  દીધાં ઝાઝાં માંન ૩૩૧
ઉઠી અતી આદર કર્યો  સિંહાસન સુભ-સાર
તિહાં જઇ બેઠાં રાયજી  સનમુખ સહુ સરદાર ૩૩૨
ખબર પુછી એક-એક-ની  દેશ-દેશ-ની વાત
આનંદ સહુ-નેં ઉપનો  લીલા ખુબી ખ્યાત ૩૩૩
ગાંન-કાજ ગુંણીકા ગઇ  તેડી પોતા-ની તાચ
રામાઇં રાજા-આગલેં  કરી દેખ્યાડ્યો નાચ ૩૩૪
સરપાવ આપ્યો સેઠ-નેં  અશ્વ અરબી એક
ઉપરેં અમુલ્યક પાંમરી  જાંણી વાંણ્ય વિવેક ૩૩૫
ઉઠેં જિમ આદર કરી  બેંસારેં ગ્રહી બાંહેં
ગયો સેઠ તે એકલો  આપેં ડેરા-માંહેં ૩૩૬
રુપા-કેરી થાલ-માં  આપે બંદરી પાંન
ઉપર પાંચ ગોલા ધર્યાં  મહિપત્ય-આગલ માન ૩૩૭
બીજા સામદ સાથ છેં  ચ્યારેં ચતુર વીવેક
તેહ-ના મુખ-આગલ મુંકીયું  વસ્ત્ર નેં ગોલો એક ૩૩૮
બેં આપ્યાં પરધાંન-ને  અચરજ પાંમ્યા સરવ
'ગોલા છેં ગોબર-તણા  નથી એહ-માં કાંઇ દ્રવ્ય ૩૩૯
અમુલ્યક વસ્ત્ર આપીયાં  તે તો છેં વેંવાર
ગાર-તણા ગોલા કરો  અચરત એક અપાર' ૩૪૦

ચોપઇ

પ્રધાંન બોલ્યો વાયક નેટ  'સાંભલ્ય, વાંણવટી તું સેઠ
વસ્ત્ર આપ્યાં તે ખુબી ખ્યાલ  પણ ગોબર-ગોલા-માં શો માલ' ૩૪૧

વેંવારી કહે, 'સાંભલ્ય, ભાઇ પરદેશી-નેં સી વડાઇ
જેહ-ની ગાઠેં હોઇ જેહ તાજમ તેહ-નેં કરસ્યેં તેહ ૩૪૨
માહરેં પુજી એ હાથ-માં તેં દેખાડી સહુ સાથ-માં
પર-મુલક જોવા આવીયા ગરથ-માંહેં ગોલા લાવીયા' ૩૪૩
ઉઠચા સહુ આંણીનેં નેહ 'અમારેં મન અમુલિક એહ'
પરસપરેં દીધી બહુ પ્રીત્ય રાજ-સોભા-ની જેહવી રીત ૩૪૪
ગયા સહુ પોતા-નેં વાસ ગુંણિકા બેંઠી તેહ-નેં પાસ
માગી સીખ ગઇ જાહરેં આપેં વસ્ર ગોલો તાહરેં ૩૪૫
સલાંમ કરી ચઢાવ્યું સીસ ગઇ ઘેંર આથમતેં દીશ
સહુ-સહુ-નેં મંદિર ગયાં મન-માહેં ચીંતાતુર થયાં ૩૪૬

## દુહા

ગોલો ભાગો ગોબર-તણો દેઇ અતીસેં આંચ
તેહ-માંથી પછેં નીકલ્યાં મોતી અમુલ્યક પાંચ ૩૪૭
આંમલા-પ્રમાંણેં પોઢું અતી ઉજ્વલ જાત્ય અમુલ્ય
તોલ તરતીબેં તેવડાં સઘલાં છેં સમતુલ્ય ૩૪૮
પચવીસ પુરાં રાય-નેં દીઠાં દશ પરધાંન
પાંચ-પાંચ જણ ચ્યાર-નેં પાંમ્યા મન-થી માંન ૩૪૯
બીજેં દીવશેં નગ્ર-નો સેઠ સમીપે જાય
આરસપરસ મલ્યા અતી આનંદ અંગ ન માય ૩૫૦
ઉઠો તવ આદર કરી સુંપ્યો ગોલો હાથ
ડગલાં દશ વોલાવા ગયો સેઠ જાંણીનેં સાથ ૩૫૧

## ચોપઇ

સહુ-કો સહુ-ના મન-માં લહેં એકએક-આગલ જૈ કહેં
'સાહુકાર કો દેવ-સરુપ કેં કો નગરિ-કેરો ભુપ ૩૫૨
ભલેં આવ્યો એ આપણેં ગાંમ જે સુંપેં તે કરીઇ કાંમ
સાહસીક સતવાદી હોય એહ-નેં રખે દુભો કોય' ૩૫૩

ગુણીકા કાલી-ઘેલી થઇ અમુલીક મોતી જોઇને રહી
એક દિવસ-માં વાર જ સાત આવે નીત્ય વખાંણે વાત ૩૫૪
કરે ચરિત્ર દેખાડે હેત તન મન ધન સર્વ સમેત
પરદુખ-ભંજન વીક્રમ વીર ચુકે નહી મન દ્રઢતા ધીર ૩૫૫
સત્યવાદિ ગુંણવંતો ઘણો સહોદર પરનારિ-તણો
પરદુખ-ભંજન-ને કારણે બાંધું કાંમ કરે બારણે ૩૫૬

એક દિવસ છે ગુંણિકા પાસ હેત-પ્રીતે કરે છે હાસ
'એક ગોલો જો આપો મુ-ને સ્ત્રી-ચરિત્ર ભણાવું તુ-ને ૩૫૭
મુઝ-જેવી ભણાવણહાર સરજી નથી બાધે સંસાર
તુઝ-માં સઘલી વીદ્યા મોટ સ્ત્રી-ચરિત્ર-તણી છે ખોટ ૩૫૮
આગલ અરથ છે એહ-નો ઘણો હું અધ્યારુ તે વીદ્યા-તણો' ૩૫૯

## દુહા

સેઠ કહે, 'સુંણ, સુંદરી પુરણ કહ્યૂં પવિત્ર
પુરુષ-ચરીત્ર પુરણ ભણ્યો તો સ્યું કરુ સ્રી-ચરિત્ર ૩૬૦
પ્રતાપ પુરુષચરિત્ર-નો અનમી મોટો આંક
સ્રી-ચરિત્ર-નો ચારો કશો જેહ બચ્યારું રાંક ૩૬૧
સમુદ્ર-આગલ ખાબડું તેતર-ઉપર બાજ
તીમ નર-આગલ નારી-ચરિત્ર તે આવે કુંણ કાજ ૩૬૨
સીહ-આગલ સીયાલ જમ વેદ-આગલ જમ ભેદ
નર-આગલ નારી-ચરીત્ર કરી સકે સ્યું ખેદ ૩૬૩
નાંખી દે નારી-ચરિત્ર-ને આવે અર્થ સ્યે કાંમ
પુરુષ-ચરિત્ર ઇહાં પરવરે જાંણે બાધું ગાંમ' ૩૬૪

## ચોપઇ

'પુરુષ-ચરિત્ર મોટું' કહે રાય 'જાલવજે તાહરા મન-માહે'
નારીચરિત્ર-નું કહે નારી નામ 'બીજો અરથ શે આવે કામ' ૩૬૫

'એ વાતેં લખ્યાં કીજીઇ કોલ સાત પરીયા-નો દીજીઇ'
તેહ વાત-ની સાખ્યો કરી ઉપર મોહર રાજા-ની ધરી ૩૬૬
સાચવેં સહુ પોતા-ના સંચ આલ ન દે કો તેહ-માં પંચ
આપઆપણી વીદ્યા જે હોઇ તેહ-માં હરવી ન સકેં કોય ૩૬૭

ગુંણીકા કહેં, 'સાંભલ્ય, માહારાજ કરતાં વાત આવેં છેં લાજ
જે-ની પાસે જુવતી નહી જોડ ખરૂ કલંક તે-માંથે ખોડ' ૩૬૮
સેઠ કહેં, 'સાંભલ્ય, સુંદરી તું જો ડેરા-માંહેં ફરી' ૩૬૮અ.
મંદિર ગુંણકા જુઇ જાહરેં ઝાક-ઝમાલ દીઠું તાહરેં
ચ્યાર મંદિર નેં ચ્યારજ નાર જેહવી પદમની-નો અવતાર ૩૬૯
સોલ વરસ સરખી સુભ-રુપ ભાંમીનિ કો ભલપણ-નો ભુપ
કોટી-કોટી આભુષણ ધર્યાં રતન અમુલ્યક હીરેં જડ્યાં ૩૭૦
જેહવી ઇંદ્ર-તણી અપછરા મોહની મદ-ભરી મછરા
સાક્ષાતકાર કો દેવી દાંમ લજા પાંમેં રતીપતિ કાંમ ૩૭૧
મુકી માંન પછેં આવી બાહાર 'ધન ધન, સેઠ, તાહરો અવતાર
અહંકાર તમ-નેં નાર્યો-તણો પણ સ્રીચરીત્ર-નો મહિમા ઘણો' ૩૭૨
'જખ મારેં છેં તરુણી તું પુરુષ-ચરીત્ર વખાંણું હું'
લખ્યા લેખ પરઠણ બહુ પેંર પાડિ હોડ ગુંણીકા ગઇ ઘેંર ૩૭૩
ચ્યારેં કાંમિની છેં કાંમીનિ જેહવી ભુતલ નહી ભાંમીનિ
ગુંણિકા જાંણેં એહ-ની નાર ભોલવાંણી છેં, પડ્યો મન ભાર ૩૭૪
'ચરિત્ર દેખાડું અપરંમપાર ઉતારું એહ-નો અહંકાર
કલંક ચઢાવું પુર પ્રમાંણ ખૂંચી લેચું બ્યાપારી-વાંહાંણ' ૩૭૫

દુહા

આવ્યા વેહેપારી નગર-ના દેખાડેં ભલી ભાત્ય
'વસ્તુ વોહોરો તેં લાવીઇં જેહ ગમે તે જાત્ય ૩૭૬
કાંઇક લ્યો કસ્તુરિકા એંહેંકત લ્યો બરાસ'
'સોદો હોય જો સાંમટો તો પ્રીત્યેં આવજ્યો પાસ' ૩૭૭

ગયા દલાલ ગુંણીકા-કને કરેં વધાઇ વખાંણ
'કસ્તુરી-બરાસ-નાં વેચ્ય હવેં તું વાંહાંણ ૩૭૮
ખરીદાર મલ્યો ખરો મોહ-માગ્યાં લ્યો મુલ
ખુસ રાજાઇ ખપ કરો (?) લ્યો મુકતાફલ અમુલ્ય ૩૭૯
ભાગ્ય ભલું તુઝ ભાંમિની મલ્યો છેં હવેં જોગ
અજર હવેં જો કરેં તો તાહરા ભોગ' ૩૮૦

ચોપઇ

ગુંણિકા કહેં, 'નહી વેચું અમ્યો ઘેંર બેંઠા સહુ રહેંજ્યો તમ્યો
તેડવા આવું તો આવજ્યો કુંણ કહેં છેં ડાહા થજ્યો' ૩૮૧
રીસ કરી તે જાય દલાલ 'અપાવસું બીજા-નો માલ'
વીચાર કરેં તે ગુંણિકાય 'માહરી કુંણ દલાલી ખાય' ૩૮૨
છાંની આવી સેઠજ પાસ કરેં હેત ઘણા-થી હાસ્ય
'સાત વાંહણ કસ્તુરી કોડ સાત બરાસ-તણી છેં જોડ ૩૮૩
હેત-પ્રીતેં અમે દીજીઇ માહરા સંમ સવેં લીજીઇ'
તાહરેં વેંપારિ ખડખડ હસ્યો 'નારી-સાથેં સોદો કસ્યો ૩૮૪
વેંપાર-ની સ્યું જાંણો રીત્ય પરપુરુષ-સાથેં કરો જે પ્રીત'
ગુંણીકા કહેં, 'સ્યા બોલો બોલ ભારે મુલ અમારાં તોલ ૩૮૫
ખોયું કેં લાભ સવાયો ખાયું ફરીયાદ એ વાતેં નવી જાયું
લખ્યાં ઘણાં તે વાતેં કરું પરીક્ષા સઘલી હઇડેં ધરુ' ૩૮૬
વ્યાપારી કહે ઉપદેશ 'બરાસ-કસ્તુરી-સાટેં સ્યું લેશ'
હશી નાર બોલી તે જાંણ્ય 'ગોલા-નાં ભરી આપો વાંહાંણ ૩૮૭
ચૌદ વાંહાંણ એ ગોલા ભરો માહરા મંદિર-માં જઇનેં ધરો
બરાસ-કસ્તુરી આપું અમ્યો ખુસાલ થૈ તે લ્યોનેં તમ્યો' ૩૮૮
'સાંભલ્ય કાંમીની કહું છું કથી એ ગોલા-માં ગરથજ નથી
ગોબર-ગોલા-માં નહી માલ એ વાત-માં પડો નહી ખ્યાલ ૩૮૯
તું જાંણેં કાંઈ એહ-માં ગરથ એ વાતેં સરેં નહી તુઝ અરથ
મુરખ-સાથેં મેલ નહી મલેં ઘેંર જઇ પડેં તું ગલેં ૩૯૦

સમંધ કરું નહી શામા-સાથ ગોલા નવી સોંપું તાહરે હાથ’ ૩૯૧

## દુહા

વનિતા કહે, ‘સુંણ, વાંહણવટી ફરી બોલે જે ફોક
સહેંર-વચે સુલી ચઢે દેખે બાધા લોક ૩૯૨
ગોલા લ્યું ગોબર-તણા છાંણાં-સાટે છેક
લાખ વરાં લખી આપીઇ વચ-માં ઈશ્વર એક’ ૩૯૩
લખ્યાં કરાવ્યાં લોક-માં ‘ફરી બોલે જે ફાલ
ચઢે સહેંર-માં શુલીઇ ખોયે ગરથ ને માલ’ ૩૯૪
કસ્તુરી-બરાસ-ની પ્રથમ આંણી મોટ
તાર-પછી ગોલા-તણી પુરણ ભરાવી પોઠ ૩૯૫
ગોલા નાંખ્યાં ગુણીકા-ઘરે જુઇ સહેંર સહુ સાથ
ભાગી જોયા ભાંમિની હઇડે દીધા હાથ ૩૯૬
કઠાંમ-કેરું ગુબડું સસરો વૈદ્ય જ હોય
ચોર-કેરી, માવડી મોહ ઢાંકીને રોય ૩૯૭
સહેંર સકલ વાતો કરે ટોલે ટોલાં જોડ
‘વાહી લીધો વેંવારીઇ માલ તે કોડાંકોડ’ ૩૯૮
રાંડ રોઇ સકી નહી સરે નહી એકે અરથ
‘જાંણ થાઇ જો રાવલે તો ખોહું જીવ નેં ગરથ ૩૯૯
ઉપાય એક એહવો કરુ ચરીત્ર. રમાડુ આજ
કલંક ચઢાવું કાંમીનિ લોપાવું એહ-ની લાજ ૪૦૦
પુરુષ-ચરિત્ર એણે કર્યું તે જાંણે માહરું મંન
તિમ વીઘા માહરી કેલવું જુવતિ જેવું જંન’ ૪૦૧

## ચોપઇ

રીસ-તણી વીસારી રીત્ય પાછી માંડિ બમણી પ્રીત્ય
જાય મેંહલ-માં મનસા ધરે નાટારંભ નૃત્ય જ કરે ૪૦૨

ચ્યાર સેઠાંણી સેઠ જ તણી । કીધી પ્રીત્ય અલેખેં ઘણી
સુતાર-નેં વશ જીમ પુતલી । કીધિ વશ તીમ શામા સુતલી ૪૦૩
સહીયરપણ-નો કીધો સંગ । સુપુ તંન મંન ચારે અંગ
'તું કહે તારેં જમીંઇ અન । તાહરી સાથેં બંધાણું મન' ૪૦૪
ચ્યારેં વશ કરી લય-લીન । જીમ જલ-નેં વશ હોઇ મીન
હેત દેખાડી બોલી બોલ । લીધા ચ્યાર જણી-ના કોલ ૪૦૫
'જો તમ્યો રાખો માહરી માંમ । હું કહું તે કરો એક કાંમ
એક પુરુષ જે લાવું અમ્યો । તેહ-નેં રાત્ય રમાડો તમ્યો ૪૦૬
તો સાચી સહીયર માહરી । હું જનમ-જનમ દાસી તાહરી'
'અરે ભુંડી, મેં કિમ થાશેં કાજ । રહસ્યેં માહરી તે કિમ લાજ ૪૦૭
તુઝ-નેં તો કિમ ના કહેંવાય । કોયક દિવસેં કરસ્યું ઉપાય'
તે વાત-ની પ્રતીજ્ઞા કરી । હરખી હઇડા-માં સુંદરી ૪૦૮

બેંઠો છેં કાજી એક દીસ । ગુંણીકાઇં નામ્યું જઇ સીસ
હરખેં તાલી દીધી હાથ । બોલી સુભ વાંણી તે-સાથ ૪૦૯
'વાંણવટી-નેં નારી એક । પદમની-થી વડો વીવેક
તેહ-નેં હાથ કરી મેં ઘણી । તે-આગલ સ્તુત કીધી તુમ-તણી ૪૧૦
એક દિવસ તે આગલ ધરું । સફલ જનમ તમારો કરું
સાંમીનિ ભોગવીનેં આવજ્યો । મોતી દસ-વીસેક લાવજ્યો' ૪૧૧
તે ઠેકાંણેં તો પાંમી માંન । ગઇ જિહાં બેંઠા છેં પરધાંન
તેહ-નેં પણ એ રીત્યેં કહ્યું । વખાંણ સાંભલી મનડું થયું ૪૧૨
કર્યાં કોટિધા લખ્ય વખાંણ । ત્રેહ વેદ વગાડ્યાં બાંણ
તેહ-નેં વચન દેઇનેં ગઇ । અમીન-તણેં પાસેં જૈ રહી ૪૧૩
તેહ-નેં પણ કીધો પ્રતીબોધ । 'કાંમ તમારું કરો તે જોધ'
ખાંત કરી લગાડ્યો ખ્યાલ । 'કાંમીની ગઇ જિહાં છેં કોટવાલ ૪૧૪
તેહ-નેં પણ ઉપજાવ્યો નેહ । પરવશ કીધો તે-નો દેહ
કરી વાયદો બીજિ પેંર । ગઇ ગુંણિકા પોતા-નેં ઘેંર ૪૧૫

બીજો દિવસ થયો જાહરેં  તરુણી ડેરે ગઇ ત્યાહરેં
હેત-પ્રીત-થી વલગી ગલેં  'વચંન આપણું ક્યારેં પલે' ૪૧૬

## દુહા

કર જોડી કાંમીનિ કહેં  'માન્યું માહરું મંન
કાલ્ય તેડીનેં લાવજ્યો  છેં એકાદશી-નો દંન ૪૧૭
અમારો સેઠ ઉછવ કરેં  કાલેં વાડિ-માંહ
સુંદરી-સાંહમું જુઇ નહી  નાંવેં મોહલ-નેં માંહ ૪૧૮
તેડી લાવો તેહ-નેં  જેહ-નેં અમ-સ્યું કોડ
રાત્ય રમાડું રંગ-માં  હાર-જીત્ય-ની હોડ' ૪૧૯
એમ ચતુરા ચ્યાર-નેં  કર્યો થાપ એકાંત્ય
કોહો કોહો-ની કહેં નહી  ભાગી નહી મન-ભ્રાંત્ય ૪૨૦
રાત્ય પડી છેં રીઝ-માં  ઉછવ માંડયો આપ
ગઇ ગુંણીકા પછેં તેડવા  જીહાં રચ્યો છેં ઠાઠ(પ?) ૪૨૧

## ચોપઇ

એ વાત તો તેહ-નેં સહેંલ  જુજુઆ માનનીયો-ના મહેંલ
એક ઘડી-નેં અંતર થઇ  પ્રથક-પ્રથક તેડીનેં ગઇ ૪૨૨
દ્રષ્ટેં જે જુવતી-નેં જોય  મુરછાંગત રહેં મન મોહચ
ભાંમીનિ કહેં, 'ભલેં આવ્યા તમ્યો  હેત-પ્રીતેં તેડાવ્યા અમ્યો ૪૨૩
ભુખ્યા હો તો ભોજન જમો  રમત્ય એક સોગઠાં-ની રમો
પછેં રમજો રંગેં રાત્ય  ચોચાડું મંદિર પરભાત્ય ૪૨૪
રમત્ય રમતાં હારું અમ્યો  સણગાર સોલેં લેજ્યો તમ્યો
તમ્યો હારો તો કરો સલાંમ  મુલ-ખરીદી કરું ગુલાંમ' ૪૨૫
નાંખી ભુરકી મોહ-ની તરત  બોલ બોલીનેં ક્રીધિ સસ્ત
હાથ-અક્ષર લખાવ્યાં પત્ર  ચ્યાર પુરુષ ચ્યાર રામા જત્ર ૪૨૬
માંડી રમત્ય પાસા ચોપાટ  એક-એક વખાંણેં વાટ
વીક્રમસેન્ય-તણાં જંન હોય  તેહ-નેં જીતી ન સકેં કોય ૪૨૭

જેહ-નેં આગીયા-નું બલ પુર    હરસીધ જેહ-નેં હેજુરાહેજુર
તેહ-તણાં ચરીત્ર જ કલેં    તે શ્રષ્ટ બ્રહ્મા-ની-માંનવ્ય સલેં ૪૨૮
પોહોર એક બે રમતાં થયા    'હાર્યો' મુખ પોતા-નેં કહ્યા
વસ્ત્ર આભુષણ ખુંચી લીધ    બાંધીનેં ચોહો મેખાં કીધ ૪૨૯
નીશા પોહોર રહી જાહરેં    બેંસાર્યો હોડી-માં તાહરેં
'બેટ-મધ્ય ઠેકાંણું ઠાંમ    દ્યો કારાગ્રહ તેણે ગાંમ' ૪૩૦

તે વેલાં એક કૌતુક હોય    તે તો અન્ય ન જાંણેં કોય
ગુંણીકા રાજા-પાસેં જાય    વીવધ પેંર વધાઇ ખાય ૪૩૧
'કહું તુઝ-નેં એક અંકોર    સાહુકાર એક દેખાડું ચોર
કરે જે વાંહણ-તણો વ્યાપાર    તેહ-નેં ઘેંર ચતુરા છેં ચ્યાર ૪૩૨
વ્યાપાર તે ગુંણીકા-નો કરેં    દ્રવ્ય લોક રુડાં-નો હરેં
બાધા સહેંર-નો લીધો દ્રવ્ય    લુટ્યા લોક વ્યાપારી સર્વ ૪૩૩
દીવાંન તાહરો દાઢી જાય    વ્યાપારી સ્ત્રી-સાથેં ચ્યારેં ખાય
આજ બન્યો તમારો દાયો    નવિ માંનો તો જોવા જાયો ૪૩૪
નીશ્ચે ચ્યારેં છેં ઘર-માંય'    ઉઠેં રાજા તતખર થાય
ચતુરા-વચંન માંન્યું છેં ચેંત    પરવરીયો તે વેલાં પંથ ૪૩૫
એકાદશી-નો ઉછવ થાય    આવ્યો તિહાં નગર-નો રાય
મહિપત્ય બોલ્યા મરડી મુખ    દાવો-સાથ ધરીનેં દુખ ૪૩૬
'રાત્ય મધ્ય ઘણેરી ઘોર    તુઝ દેશ-માં માહરો ચોર
અપલક્ષણ ઘણું તુમ ઘેંર    પ્રીછ્યો સર્વ તમારી પેંર ૪૩૭
પવિત્ર જાત્ય કરો પાખંડ    મોટાં માણસ-નેં શો દંડ'
તાહરેં બોલ્યો સેઠ સુજાંણ    'એવડી સી અમ-ઉપર આંણ ૪૩૮
અમ ઘર અવગુંણ એકે ન હોય    કાં માઠું બોલો તમો મોહચ'
રાજા કહેં, 'લખ્યાં તે કરો    અહંકાર એવડો તે શો ધરો' ૪૩૯
શીવ-સાનિધેં લખીયો લેખ    વાર ન લાગી પલક જ એક
'અન્યા દેખું તો દંડ જ દેયું    વાંહાંણ માલ ખુંચીને લેયું' ૪૪૦

કહેં સેઠ, 'સાંભલ્ય, રે રાય    એ સાચો કહ્યો ઉપાય
કાવીતરું ન હોઇ મુઝ ઘેંર    તાહરી સી કરવી તો પેંર' ૪૪૧
રાજા કહે, 'સુંપું તુઝ રાજ્ય    કરું દેશ અમારો તાજ્ય'.
તે પંચેં પ્રમાંણ જ કર્યું    સાચ્ય સાહ-ની ધારણ ધર્યું" ૪૪૨
ડેરા જોયા વ્યાપારી તણા    ખોલંતાં નવી રાખી મણા
પર માંણસ નહી કો ત્યાંહ    કરવો પડચો વીચ્યાર મન-માંહ ૪૪૩
'કરો છો જુઠા પાખંડ    શો તમારો ઘટેં છેં ડંડ'
કર જોડીનેં રાજા રહ્યો    પ્રતીઉતર તેહ-નો નવિ થયો ૪૪૪
હાહાકાર નગર-માં થયો    રાજા હારી ઉભો રહ્યો
વાહાંણવટીઇં વીચ્યારું મંન    'આ નગરી-નો એ રાજંન ૪૪૫

## દુહા

અમ્યો દંડ શો દીજીઇ    પર-મુલકી પર-ગાંમ
દીવો કરો એક દેવ-નેં    સાચ શીવ-નેં ઠાંમ' ૪૪૬

ઘ્રત-નું ભરીયું કોડીયું    દીધો દીપક વાદ
પેંઠો એકલો પુરપતિ    દીધો સીવ-પરસાદ ૪૪૭
સહુ નગર જુગતેં જુઇ    નગર એહ-ના લોક
દીવા-થી છુટો દેશપતિ    સમીયો સઘલો શોક ૪૪૮
વીર હકાર્યો આગીયો    બાંધી લીધો રાય
મુંકયો અંતરિખ તીહાં જઇ    અરણવ-ખાડી-માંહેં ૪૪૯

## ચોપઇ

ડેરા-માં પેંઠા ડાહરા    વીલાપ એહવા લોકે કર્યા
'એ અઘટતું કીધું કાજ    કીહાં ગયા મહીપત માહારાજ' ૪૫૦
ઠાલુ ડેહરૂ સીવ-નુ હોય    મનુસ નાંમ ન દીઠું કોય
અચીરજ પાંમ્યા સર્વેં લોક    કલંક ચઢાવ્યું એહ-નેં ફોક ૪૫૦અ.
'સાચા સાહા-ને જુઠો કહો    તેણે કોપ સીવજી-નો થયો'
પાંચેં પાટિ (?) કેરી નાર    કલ્પાંત કરે તીમ રુઇં ઠારોઠાર ૪૫૧

'કેણે માર્યો, કોણે હર્યો' વીલાપ એહુવા લોકે કર્યો
'આપણ દેખતાં પેંહા જાય તે અલોપ તતખીણ-માં થાય' ૪૫૨
'સાહા સતવાદી' ચાલ્યું નામ લાગે ફાગ બાહ્યું તેહ-નેં ગાંમ
પેલા ચ્યાર રાખ્યા આંચ-માં મુંક્યો રાય તેહ-નેં પાંચમા ૪૫૩
બોલ્યો એ જ્યોધો મહાધીર 'તમ-નેં બોલસ્યું અરણવ-નીર
તમારાં કેત ભોગવસ્યો તમ્યો ઉડ઼ં દ્રહ બે.સીસ્યું અમ્યો ૪૫૪
ચ્યાર દિવસેં ચતુરદસ્રી-નો જોગ આપીસ્યું ભવાંની-ભોગ'
રાખ્યા એમ અગોચર ઠાંમ કોય ન જાંણે એહુ-નું નાંમ ૪૫૫

પુત્રી જે નગરસેઠજ તણી જેહ-માં ચાતુરી છેં અતીઘણી
પ્રાક્રમ એહુ-નાં અપરમપાર કરવો તેહ તણો વીચ્યાર ૪૫૬

દુહા

એક દિવસ તે વાંહાંણવટી આપ વીચ્યારેં મંન
'જાયું ગોકરણેં જાતરા તીહાં થાસ્યેં દશ દંન' ૪૫૭
કરી કાંમીની કારમી પુરુષ-તણે પ્રમાંણ
આભુષણ અતી સોભતાં સીહ-લંકી સુજાંણ ૪૫૮
વસેં છીહાં વીવહારીયો કન્યા-કેરો બાપ
તેહ-તણે મંદિર ગયા વાહાંણ-વેપારી આપ ૪૫૯
'જગત જાય છેં જાતરા પુરણ ધરીનેં પ્રીત્ય
મન અમારું તે થયું રુડું કરવા રીત્ય ૪૬૦
જુવતી ઘેંર જોબંનપણેં અમ્યો પારકેં દેશ
સાથેં તેડી નવી સકું લાગ ન દેખુ લેશ ૪૬૧
રતન એક ઘડા જેવડું જ્યાંહાં ત્યાંહાં નવી મુંકાય
માટેં તમ ઘેંર આપીયું ધોનેં આજ્ઞાય' ૪૬૨
નગરસેઠ કહેં, 'સાહ, સુણ ભલેં આવ્યા આ ઠાંમ
માનની મુંકો મુઝ ઘરેં કરો તમારાં કાંમ' ૪૬૩

મુંકી શાંમા સેઠ-ઘરેં ગયા જાતરા-કાજ
તીહાં કૌતુક સ્યું નીપનું રાજી સહુ-નું રાજ ૪૬૪
કન્યા વરસ જ તેર-ની શાંમા રૂપ-નીધાંન
સુંપ્યાં સેઠાંણી તેહ-નેં દેઈ ઘણાં માન ૪૬૫
અધીક હેતેં શાંમા રહી કુંયરી-ના મંદિર-માંહ
એટલેં રમવા-કારણે ગુંણીકા આવી ત્યાંહ ૪૬૬
દીઠી રંભા રુઅડી જેહવી વાડી-ની વેલ
હાસ્ય-વીનોદ હેતેં રમેં કરેં રંગ-ની રેલ ૪૬૭
ગુંણીકા ગરવ મુંકી રહી જોઈ અતી રુડાં અંગ
મન મેલાવ્યું માનની શામા-સાથેં રંગ ૪૬૮

ચોપઇ

કોટી પ્રકારેં કીધી પ્રીત્ય રાજમારગ-ની જેહવી રીત્ય
એકએક-વીના તે મરેં 'સહીયર, સહીયર' મોઢેં કરેં ૪૬૯
અધીક હેત દેખાડ્યાં ઠાઠ દીવસ એમ વીતા છેં આઠ
ગુંણીકા આવી લાગી પાગ્ય 'માગુ' એક જરૂરી જાગ્ય ૪૭૦
સાચી પ્રીત્ય હોય મુઝ-પેંર તો ભોજન-કાજ્ય આવો મુઝ ઘેંર'
કેહે સેઠાંણી નરમલ નાર 'રેહે નહી એ વાતે વેવાર ૪૭૧
અધીક જાત ગુણકા-માં અડે કલંક માહરેં માથે ચઢેં
તમ લોક-નો નહી વિશ્વાસ પ્રીત કરાવી નાખે પાસ ૪૭૨
જાયે વાંહાણવટી-નુ તોલ જાયે માહારા બાપ-નો બોલ
માટે મંન વીચારો તમો એ કામ કંમ કરીએ અમો' ૪૭૨ અ
ગુણીકા તો હઠ લેઇનેં રહી ફરી ફરીનેં તે જક કહી
જુવતી બોલી જોડી હાથ 'વનંતા સઈઅર સાભલ વાત ૪૭૩
આ સાહ-પુત્રી જમાંની કરેં તો અર્થ તાહરો કાંઇ સરેં
જેહવી જીહાં લીઇ આપ-માં તેહવી સુપેં મંદીર-માં ૪૭૩ અ
પરઠે સમસ્યા ઇ તે પેર તો હુ આવુ તાહારે ઘેર'
સાહ-બેટી કહેં 'સાંભલ્ય બેંન ઝાઝાં સ્યાં કરેં છેં ચેંન ૪૭૪

કદાચિત જો રાખેં તનેં તો તારો વર વરસ્યેં મનેં
તાહરેં ઠાંમેં જાસ્યું અમ્યો જો એક રાતી-માં મરસ્યો તમ્યો' ૪૭૪અ
મોકલી માંનની કષ્ટેં ઘણેં એક રાત્ય ઘેંર ગુંણીકા-તણેં
જીમ ઘેંર આવ્યા હોઇ દેવ કરી સર્વથા એહવી સેવ ૪૭૫

## દુહા

એટલે ઘેંર ગુંણીકા-તણેં આવ્યો જોશી જુહાર
લાવ્યો ભેટ ભાવેં કરી એક અમુલક હાર ૪૭૬

## ચોપઇ

અભ્ર-માં હોઇ ઇંદુ જીમ તેણેં તરુણી દીઠી તીમ
તેણે પુછી લીધો પાર ઉલખી વાંહણવટી-ની નાર ૪૭૭
'તાહરેં માહરેં સાચી મીત્ર હોય તો કાંઇ રમાડ્ય ચરીત્ર
વલી આપુ લાખેણી લાંહાંણુ જનમજન્મ-નો થાઉ વેચાંણુ' ૪૭૮
સંતોસી બેંસાર્યો બાર ગઇ એકલી ઘર-માં નાર
હાર દેખાડ્યો હેતે કરી જોતાં આંખ્ય સહુ-ની ઠરી ૪૭૯
સેઠાંણી કહેં 'રુડો હાર મુલ કરાવો ભારોભાર'
તારેં ગુંણીકાઇ નામ્યું શીશ 'વાત કરતે નવિ કરસ્યો રીસ ૪૮૦
કરો પ્રતીજ્ઞા જેહ-ની તમ્યો મુલ હાર-નું કહિઇં અમ્યો
વલસ્યેં વનીતા એક જ વાર તેહ પેંરે કરી લ્યો હાર' ૪૮૧
ભોલવી તે ભાગી મન-ભ્રાંત્ય તેડ્યો જાર આપેં એકાંત્ય
રહિ ગુંણિકા આપોપેં દુર કરાં બેંહુ-નેં હેતે હજુર ૪૮૨
'કીહાં-થી હાર લાવ્યા છો કંમ સાચું કહો-નેં માહરા સંમ'
'તસ્કર-વીદ્યા રાત્યેં રમું (કરું?) દેખુ દ્રવ્ય તેહ-નો હું હરુ ૪૮૩
આપુ છું નિત્ય એહ-નેં હાથ સંગ કરું છું ગુંણીકા-સાથ
ચેંતવું તેહ-નેં મારું ઠાંમ લેઇ સકેં નહી કો માહરું નામ' ૪૮૪
લીધો પાર તેહ-નો અંકોર 'ચંડાલ જાત્ય દિસેં છેં ચોર
તસ્કર મારેં પાતીક જાય સુખ સાતા તે સહુ-નેં થાય' ૪૮૫

કેફ-થકી નિદ્રાવશ કીધ    કર-માંહેં-થી પાલી લીધ
ચેતાડી માર્યો તે ધીર    નાંખ્યો ઉંડે અરણવ-નીર ૪૮૬
માલીઇ-થી અલોપ જ થયો    પાછો પુરુષ થૈને ગયો
વનીતા-વેષ તજીને વલ્યો    સેઠ પોતાના-નેં જૈ મલ્યો ૪૮૭
કાંમ કર્યું તે પોતેં કહ્યું    સાંભલતાં-માં સિતલ થયું
એ આગીયા-તણું જે કાંમ    સ્ત્રી-નાંમરુપ ધરું જે નાંમ ૪૮૮

પ્રાતુસ્કાલે ગુણીંકા જુઇ    ઠાલું ઠામ દેખીનેં રુઇ
એકે વાત ન સુઝી પેં'ર    આવી સેઠ-પુત્રી-નેં ઘેં'ર ૪૮૯
'વીપરીત થઇ આપણેં વાત    થયો અતીસેં મહા ઉતપાત
જાર એક જુવતી લેઇ ગયો    અન્યાય આપણેં સીર થયો' ૪૯૦
તે નારીઇં હાથ જ ઘસ્યા    વનીતા-બોલ મન-માંહેં વસ્યા
એટલેં જાતરા પુરણ કરી    આવ્યો સાહ તે પાછો ફરી ૪૯૧
'નગરસેઠ એ પુન્ય તાહરું    મોકલ્યો ઘેં'ર માંણસ માહરું'
ગયો બાપ બેટી-નેં પાસ    'સુંદર તુઝ-નેં છેં સાબાસ ૪૯૨
સાસરવાસો આપણ કીજીઇં    કં'થ-ઘેં'ર કાંમીનિ દીજીઇ'
એકેં નવી સુઝેં તિહાં બોલ    બોલ્યૂં તરુણી આપેં તોલ ૪૯૩
આલપંપાલ તાતેં નીરખીયું    પુત્રી-નું કારણ પરખીયું
'જણાપ દીધા-નો સ્યો ઠાંમ    ખોટા કહેંસ્યેં બાધું ગાંમ' ૪૯૪
ગદગદ-કંઠ થયો તે દીશ    આવી ખોલેં મુંક્યું શીશ
'જીવ-જીહાંન માહરાં ઘરબાર    માલ-ખજાંનો ને વ્યાપાર ૪૯૫
સ્ત્રી પુત્રી માંણસ માહરાં    એ સર્વે વેચાંણ તાહરાં
અસ્યો અપરાધી તાહરા રાંક    પડયો સમુદ્રવત માહરો વાંક' ૪૯૬
હીન દિન બહુ બોલ જ કહ્યા    દાતા પુરુષ-નેં આવી દયા
જીત્યું બાધું સઘલું ગાંમ    પરમારથી પડાવ્યું નાંમ ૪૯૭

બાંધ્યા'તા અરણવ-માં પાંચ    દેવા માંડી અદકી આંચ
માંડયા બોલવા અરણવ-નીર    મુંકી માંન નેં ધૃડતા ધીર ૪૯૮

'જે કહો તે અમ્યો કીજીઇ જીવત-દાંન અમ-નેં દીજીઇ
જીવાડો પરમેશ્વર-પ્રીત્ય જાંણી અમ-નેં રંક જ રીત્ય' ૪૯૯
લખી આપ્યાં પાંનાં પત્ર ધરધર વાદ તરુણી-સ્યું તત્ર
આખી શ્રી-સુરજ-નેં કર્યાં અહંકાર સહુ-કો-ના પરહર્યા ૫૦૦
પછી નીશા આપે જાહરે સીવ-દેહરે મુંક્યા તાહરે
થયું નગર બાધા-માં જાંણ ઘેરઘેર વરત્યું કલ્યાંણ ૫૦૧
વધાવ્યા મોતી જાહરે કહ્યૂં વચંન તેણે તાહરે
'અમ્યો અજાંણ જુઠા છું આલ આ સર્વ વાંહાંણવટી-નાં માલ ૫૦૨
રાજપાટ એહ-નું શુંણ ગાંમ સેર અંન આપે તો કાંમ
આવ્યા જીવતા આપોઆપ એ પુન્યવંત-તણો પરતાપ' ૫૦૩
કહે સેઠ 'કાં દુખીયા થાયો સહુ સહુ-કો-ને મંદીર જાયો
ખાયો પીયો નેં ખુબી કરો પ્રજા-પુત્ર-માંહે પરવરો' ૫૦૪
સહુ સહુ-નેં પોચાડયા ઠાંમ શુંણ કેસ્યો છે બાધે ગાંમ
આવ્યો પાસ નગર-નો રાજ ધરતો મન-માંહે બહુ લાજ ૫૦૫
'ખીમા અપરાધ અમારો કરો પુત્ર કરીને બાંહે ધરો'
મેહલાં-માંથી આવ્યા ચ્યાર થયા પુરુષ જે નીરમલ નાર ૫૦૬
સણગાર ઉતાર્યા તજ્યાં રુપ દીઠા પુરુષ કો ભારે ભુપ
અચિરીજ દીઠું અધિકું આજ બોલ્યો તવ નગર-નો રાજ ૫૦૭

દુહા

'કુડ કર્યું શે કારણે જીત્યા નેટ નરેશ
કીયા દેશ-ના અધીપતી પરવરીયા પરદેશ ૫૦૮
વીક્રમસેન-થી વડા કરતા હિશો છો કાંમ
અમ-નેં ઉલખાવો તમ્યો જે રાજ-તણું છે નાંમ ૫૦૯
ઇંદ્ર અવતાર આપે ધર્યો કે અર્જુન કે કરણ
કે હરિચંદ કે બલ હુયો છો કો અસરણ-સરણ' ૫૧૦
ભાવ ભક્ત દિઠી ઘણી મેહલ્યો અતી અહંકાર
પ્રગટ નામ પોતે કર્યું સાંભલતે સંસાર ૫૧૧

## ચોપઇ

'અતીસુંદર ઉજેણી-રુપ    ઇંદ્ર-પુત્ર વીક્રમ ભડ ભુપ
પાલેં લાડ જે પરજા-તણાં    આવેં માંણસ દુંખીયાં ઘણાં ૫૧૨
વાંહાંણ-પુત્ર આવ્યો એક સુખા    દાવાદલ-થી અધીકો દુખી
થયું સેવક-નેં જુગતેં જાંણ    પુછ્યું તેહ-નેં પ્રીત-પ્રમાણ ૫૧૩
તેણે કહ્યૂં બેંઠો મુઝ વાત    વીવા વખાંણ કરી તે ખ્યાત
કન્યા વખાંણી તાહરેં ગાંમ    નગરસેઠ-ઘેંર સુંદર નામ ૫૧૪
એહ-નો તાત તો સ્વર્ગે ગયો    મન-માં હરખ અધુરો રહ્યો
પરણ્યા-ઉપર પ્રીત-પ્રમાંણ    બરાસકસ્તુરી-ભરીયાં વાંહાંણ ૫૧૫
આવ્યો દેશ તમારેં તેહ    નારી-ઉપર જેહ-નેં નેહ
વીવા તો નારિ-નેં હાથ    તે વેચાંણી ગુંણિકા-સાથ ૫૧૬
ભાવ ધરી ભક્તિ-માં ભલ્યો    માંનની-નેં દ્રવ્ય આપી મલ્યો
સ્રી-ચરિત્ર દેખાડી દીધ    માલ છેતરી ખુંચી લીધ ૫૧૭
સુલી દેતા'તા એહ-નેં    સેઠેં ઉગાર્યો તેહ-નેં
આવ્યો આવરદા બલીયું થયું    મુઝ-નેં દુખ માંડીનેં કહ્યૂં ૫૧૮
"પરણાવું પદમની અરથ    તેહ-થી બમણો આપું ગરથ"
એહ-નું મન ન માન્યું અતી    'તાહરું ધન ન લેયું રતી ૫૧૯
માહરો માલ નેં માહરાં વાંહાંણ    પરણું સુંદર નાર સુજાંણ
તે ગુંણીકા-નેં દંડ જ દેયું    માલ છેતરી તેહ-નો લેયું ૫૨૦
એ વાતેં માહરું દુખ જ જશેં    સો પ્રકારેં શાતા થસ્યેં"
એહ-નું દુખ સુંણી આવીયો    પર-કાજેં વાંહાંણ લાવીયો ૫૨૧
સ્રી-ચરિત્ર મનાવ્યાં માંન    કરી હલવી જિમ પીપલ-પાંન
પરદુખ-ભંજન-નેં કારણેં    આવ્યા દેશ તાહરેં બારણેં" ૫૨૨

## દુહા

પાએ લાગ્યો પુરપતિ    'ધન ધન માહરો દેશ
ધન છે. આ નગર-નેં    દીઠા નીરમલ નરેશ ૫૨૩

જયજયકાર જશ હુઓ જયકારે જયકાર
કાંને કીરત 'જેહ-ની તે આવ્યા આ ઠાર' ૫૨૪
નગરસેઠ નેં નરપતી પુરપતી-નો પરધાંન
કન્યા-ની કંકોતરી દેઇનેં ઝાઝાં માંન ૫૨૫
હીરા સમુદ્ર-ભેટ-ના નીલ મણી નવ લાખ
ભેટ કરે તે ભુપ-નેં સ્વપને નહી જે સાખ્ય ૫૨૬
પાંચ લક્ષ તો પીલાં મણી સ્વેત મણી લખ સાત
રક્ત મણી શાંમ મણી વીસ લક્ષ-સુ વાત ૫૨૭
સાથેં જે સામંદ હતો વેપારીયા-નો તંન
તરુણી ત્રણ પરણાવીયો માંણી મનાવ્યું મન ૫૨૮
પ્રથમ પુત્રી પ્રધાંન-ની રીજે બીજી રાય
તરુણી ત્રીજી શેઠ-ની ચતુરા રુડી લાય ૫૨૮ અ
લોક મલ્યા છેં લક્ષધા કરે અરજ 'સુણ રાય
ગુંણિકા-નેં દે સુલીઇ હઇડું ટાઢું થાય' ૫૨૯
આંણી તે ઉભી કરી 'મુંડો એહ-નું સીસ
ખરવાહન એહ-નેં કરો સુલી દ્યો આ દીસ' ૫૩૦
કર જોડી કહે કાંમીનિ 'આવ્યા વીક્રમરાય
સુખ દીધું છેં સરવ-નેં મુઝ-નેં દુખ કીમ થાય ૫૩૧
મેં ચરીત્ર મોટું કર્યું તો ઇહાં આવ્યા ભુપ
નહી તો દરસન કીહાં-થકી રઢીયાલું રાજસ-રુપ ૫૩૨
પ્રસન થયા પ્રથવીપતિ કરુણા તેહ-નેં કીધ
સરવ માલ સમરપીયો સરપાવ સવાયો દીધ ૫૩૩

ચોપઇ

'દુખ દેશ બાધેં-થી ગયું દેવ તમારું દરસન થયું'
વલેં તીહાં-થી વીક્રમ-નરેશ મન ધરે પોતા-નેં દેશ ૫૩૪
વોલાવી સહુ પાછા વલ્યા પ્રીત ધરીનેં પંથેં પલ્યા
કોડ પશાય લોકેં કહાવીયા ઉજયેણી અધીપતિ આવીયા ૫૩૫

વણીક-પુત્ર-નેં નહી વીશ્વાસ 'ગરથ રાખસ્યેં પોતા-ની પાસ
પાછો આપેં માલ માહરો તો પાડ માનું તાહરો ૫૩૬
ત્રણેં કન્યા આંણી જેહ રખે ઘર-માં રાખેં એહ
એ કન્યા આપેં તો લેઇ જાયું તો હું ન્યાહાલ ઘણેરો થાયું ૫૩૭
સાત કસ્તુરી સાત બરાસ એટલું પોહોચેં મારેં વાસ'
વણીક એહવું મન-માં ધરે હઇડા-ભીતર ડગમગ કરેં ૫૩૮

દુહા

પુરમાં રાજા પરવર્યો તેડી વણીક નો પુત્ર
'સઘલી સમરીધ તાહરી ભોગવ તું ઘરસુત્ર ૫૩૯
વાંહણ અઠાવીસ તાહરાં' તરુણી સુંપી ત્રણ
અમુલ્ય મણી અલખત્ય ઘણી સુંપી સરવેં શરણ ૫૪૦
સાસરવાસો શુભ કર્યો પૂરણ પંચ પશાય
પુર-સુધી પોચાડીયો રાજી થઈનેં રાય ૫૪૧
સ્રૃજન સહુ-નેં સુંપીયો સુંપ્યો પુરપતી પાશ
સેઠ ગયો સ્વદેશ-માં વીવીધ્ય સોભાઇ વાસ ૫૪૨

એહવો જે દાતા હસ્યેં જે કરસ્યેં પર-કાંમ
તે એ આસન બેંસસેં દેવ-તણો એ ઠાંમ ૫૪૩
વીક્રમ-મહિમાં સાંભલેં આંણી મન-માં ભાવ
ટાઢો ઉંનો ચોથીયો સ્વપનેં નાવેં તાવ ૫૪૪
એમ કહીનેં પુતલી આપેં ગઇ આકાશ
અઢારમી કથા પુરણ થઇ કહેં કવી સાંમલદાસ ૫૪૫
એહ ઇંદુમતિ પુતલી કહી કથા સુવીશાલ
હવેં પ્રદ્મુમના બોલસ્યેં આગલ વાત રસાલ. ૫૪૬

*

# ભાભારામની વારતા

## કવિ શામળ ભટ કૃત સિંહાસનબત્રીશીની ૧૯ મી વાર્તા

### (કહેનાર પૂતળી પ્રદ્યુમ્ના)

ચોપઇ

સેવું આદ્ય માતા સરસતી આપે વીદ્યા મહીમા મતિ
બ્રામા ચ્યારે વેદ જ ભણ્યો સરસતી-પ્રતાપે ગુણ સર્વ ગણ્યો ૧
બાવન અક્ષર વીદ્યા-નું બીજ બારે રાશ રાજસ-ગુણ-રીઝ
અઢાર પુરાંણ એક રોમે વસે તે વીદ્યા મહાગુંણ મસમસે ૨
જેહ-ને શ્રી-સારદા પરસન દેવ તેત્રીસ કોડ-નાં નીત દરસન
વેદવ્યાસ ઇશ્વર-નો અવતાર શ્રી-સરસ્વતી હૈડા-નો હાર ૩
કોડ ઘણા કીધી તે કવી નૌતમ વાત તેણે બાંધી નવી
તે સરસ્વતી-પ્રતાપ કરુણા કરે તે આપોઆપ ૪

છપય

બ્રમા-ને તુઠી ભેદ, વેદ ચ્યારે વખાંણ્યા
વાશે અઢાર પુરાંણ, પ્રીત-થી તે પરમાંણ્યા
અષ્ટપદિ જયદેવ, વરણવી તેં વેદ ન વાંચ્યો
પદમાવતી પદમની નાર, પ્રીત-થકી તે પાંચ્યો
જુવતી થઇ તે જીવતી, તે પ્રાક્રમ પાંમ્યો બહુ
સંસાર-માં સાર છે સરસ્વતી, સાંમલભટ કેહે સેવો સહુ ૫

સરસ્વતી-કેરું ધ્યાંન, ગોવંદ ગુંણ નીત નીત ગાઇ.
માહારુદ્રજી માગેં માંન, પ્રણમી પરસન થાઇ
અઠયાસી સહસ્ર રુષીરાય, જોજના જુગતેં જોડેં
તેત્રીસ કોડ જે દેવ, હાથ એ આગલ ઉડેં
ૐકાર-મંત્ર તે સરસ્વતી, જેહ-થી સૃષ્ટ પેંદા થઇ
ખટ દરસન ખટ શાસ્ત્ર-માં, સાંમલ કવીઇ મોટી કહી ૬
શ્રીકૃષ્ણ-આગલ કર જોડ, નવ ગ્રહ-નેં સીર નાંમ્યો
ચતુરભુજ-ના ચાપો ચરણ, પુરણ મન-વંછીત પાંમો
પધ્યત જ પુજા કોડ, મંત્ર-જંત્ર મહા મહીમા
હાકી જીતે હોડ, સીધ્ય શીવ-પુજન સીમા
જગદંબ અંબ જે ઇશ્વરી, કરેં અષ્ટ નીધ્ય કરુણા
સાંમલ કહેં સેવો સહુ, આદિ-શક્ત અનપુરણા ૭

ચોપઇ

પ્રથમ શ્રી-સરસ્વતી પ્રણમું વીક્રમાજીત-બલ તો વરણવું
સીંહાસનબત્રીસિ અતી સાંભલતાં થાય નીરમલ મતી ૮
ગુંણપત્ય રુડો દુંદાલો દેવ સરવ-પેંહેલી તો એહ-ની સેવ
પ્રથમ એહ-ની પુજા કરેં ભંડાર તેહ-ના ભરપુરેં ભરેં ૯
મોદક-નો તો એહ-નેં આહાર સઘલા દેવ-માં એ છેં સાર
જેહ-નેં વાહલું તેલ સેંદુર રક્ત પુષ્પ તે એહ-નું નુંર ૧૦

દુહા

શ્રી-મહારાજ નૃપ ભોજ ભડ આપ વીચ્યારું મંન
પંચામૃત લેઇ પુજીયું અધિપત એ આસન ૧૧
પ્રદક્ષણા પુરણ કરી બેસેં તેણેં ઠાંમ
'માં માં' કહેં છેં પુતલી પ્રધુમના જેહ-નું નાંમ ૧૨
'પગ મ ધર, રે પુર-પતી બેઠેં સુખ નહી થાય
એ આસન છેં ઇંદ્ર-નું બેઠો વીક્રમરાય ૧૩

વીક્રમ-સરિખો દાતા થસ્યેં પુરણ પરમારથ-પ્રીત
એહવા બેસેં એ આસનેં રાંમરાજ્ય-ની રીત્ય ૧૪
સંકટ-હરણ તે સુખ-કરણ તરણ તારણ-સંસાર
સહોદર પર-નારિ-નો દેવ-રુપ દાતાર ૧૫
તે-વીણ એ આસન-પર કરેં સપરસ-સંયોગ
પામેં અદાતા આપદા કેં દેહેં વ્યાપેં રોગ ૧૬

ચોપઇ

મહીપત્ય મન જાંણો તે કરો પુજા કરો જ કેં પાય જ ધરો'
ભોજરાજ કર જોડી રહ્યો બોલ પુતલી-પ્રત્યેં કહ્યો ૧૭
'સાંભલ્યું વીક્રમસેન્ય-નું નાંમ ત્યાં ત્યાં કર્યાં પરમારથ-કાંમ
તે વીસ્તારીનેં કહો મું-નેં પ્રણમી પાય લાગું છું તુ-નેં ૧૮
તેહવો થાયું તો પાય જ ધરું નહીતર એહ-ની પુજા કરું'
એમ કહી કર જોડી રહ્યો બોલ રાજા-નેં પુતલીઇ કહ્યો ૧૯

દુહા

પ્રીતેં બોલી પ્રેમદાઃ સુંણ રે ભોજ સુજાંણ
ઇંદ્ર-તણો સુત અંશપત્ય પ્રતાપ પુરણ-પ્રમાંણ ૨૦
લઘુલાઘવી-વીદ્યા લહેં પરકાયા-પરવેશ
અદ્રષ્ટ-વીદ્યા આચરેં આંણ્ય અખિલ આ દેશ ૨૧
અઋણી અવની કરી ધરમ-વાત દ્રઢ ધીર
શાકો ચાલ્યો શાસ્ત્ર-માં વડહથ વીક્રમ વીર ૨૨
અકસ્માત ઇંમ દિલ કર્યું રંજીત રુડો રાય
ચતુર ચાતુરમાસ-માં ચરચા જોવા જાય ૨૩
અંગરખ્યો ધર્યો અંગ-માં ઝલમ-ટોપ સુભ સીસ
મહીપતેં મેહ-માં મન કર્યું વીષમ દોહલેં દીસ ૨૪
'વરણ અઢાર વાસેં વસેં પ્રથક-પ્રથક પુર-માંહે
એક-એક દિવસ સરવ-ની ચરચા જોયું ત્યાંહે' ૨૫

વાસ જોયો તીહાં વીપ્ર-નો ભુપત્ય આંણી ભેદ
સ્નાંન કરે સકાલ-માં વાંણિ ભણતા વેદ ૨૬
આપે અરઘ અરુણ-ને સેવે સાલીગરાંમ
પરસાદ આરોગે પોહોર-માં કર-થી ન કરે કાંમ ૨૭
વાહેણે ઉઠી નાહે નીત્યે સીવ-પુજન કરે તે દિશ
જપ-માલા નિત્યે હાથ-માં ધ્યાંન ધરે અહનિંશ ૨૮
અબોટ અબોખણ અતિઘણાં કો ભીક્ષાવશ થાય
શ્રાધ શેવા કે સમરણે કે ભોજન કરવા જાય ૨૯
દુખ ન દે કાંય દેહ-ને કરમ-અનુસારે ખાય
સુખસાગર-માં ઝીલતાં રીઝો દેખી રાય ૩૦
નીત્ય ચરચા કરે નાત્ય-ની કરે ભોજન-ની વાત
લખ્યણ ઝાઝું લોભ-નું ખરી લાડુઇ ખાંત્ય ૩૧
વીપ્ર રુડા એ વરણ-માં વીપ્ર વડેરે વંશ
ત્રણ લોક-ને તારવા અધિકારે એ અંશ ૩૨
બ્રાંમણ એ તો ભુપતિ બ્રાંહ્મણ સીરોમણ-સાર
બ્રાંમણ-ને જે કો પુજસ્યે તે પાંમે ભવ-પાર ૩૩
બ્રમાઇ બ્રાંમણ કર્યો બ્રાંમણ પરતખ્ય પીઠ
દેવ બ્રાંમણ-માં અંતર નહી દૈવત એહવું દીઠ ૩૪
દેવ સહુ-નો દેવતા બ્રાંમણ-માં સઘલા ધરમ
સાંમલ કહે સહુ-થી વડા તે તો ભારે બ્રમ ૩૫

વણીક-વાસ જોયો વીઘે આપ અલેખે અહાર
લેખણ-માં લે લોહીને ભોગે ઉપાડે ભાર ૩૬
દુંદ મોટી ને દુખ નહી ઠરી બેઠો રહે ઠાંમ
સાહા નાંમ સહુ કો કહે જોડે ઝાઝા દાંમ ૩૭
ઉછું આપવે આગલો લેવે અદકો લાભ
મુલ કાઢે માગે તીહાં ઉડલ ઘાલે આભ ૩૮

ડાહ્યા દેવું વાલવે    લેખું ગણતે લીન
મલીને વરતે મોહોટાં જને    જિમ વરતે જલ મીન    ૩૯
થોડે કાંમે દાંમ બહુ    રમે ઘણેરા રોક
મીથ્યા મો કુટે ઘણું    કરે ફજેતી ફોક    ૪૦
ઘાસે નહી કહે ગુંણ-વીના    તરે નહી દે કાંય તોલ
કાપીને લે કાલજું    બોલે મીઠા બોલ    ૪૧
વણજ ઘણેરે વાંણીયો    વીહ્વાઇ વડો વીવેક
વશે નહી જિહાં વાંણિયો    તે જાંણો ઉદ્દવસ છેક    ૪૨
પેંરપેંર-નાં પારખાં    વીવધવીવધ-ના વ્યાપાર
સાહુવટ ન્યાવટ વાંહાંણવટ    તે સીરોમણ-સાર    ૪૩
એક સાહ-સીરોમણી    બીજો સાહ-સુલતાંન
વસતી બાધી વાંણીઇ    મહિપત્ય-કેરાં માંન    ૪૪
રાંક કહાવે રીત-માં    કરે કોટિધા કાંમ
લેવે દેવે ડહાપણે    રલવે દોકડા દાંમ    ૪૫
ધરમે કરમે ધન જોડે અધીક    એકએક-થી અધીકો એક
સાંમલભટ કહે સહુ-થી વડો    વણીક-તણો વીવેક    ૪૬

ખરું કુલ ખત્રીયાં-તણું    નીરમલ જેહ-નું નાંમ
દીલીપ-કુલ ઉપાવીયું    તે રાજીવીલોચન રાંમ    ૪૭
ખ્યાત જુઓ ક્ષત્રી-તણી    જનક જવરલો જાંણ
સુખદેવ-સરીખો સીસ કરે    પ્રીછે સરવ પુરાંણ    ૪૮
કછપતી ભડ ભુપતી    ઝાલાપત ને જાંમ
અશ્વ અનરગલ આપીયા    એ ક્ષત્રી-કુલ-નાં કાંમ    ૪૯
ખરું ખડગ ક્ષત્રી-તણું    ડાહાપણ દિલથી દાખ
રાજસ-થી રુડું નહી    સી વખાંણું સાખ્ય    ૫૦
ચીંતવણ ચાતુરી ચોખવટ    સુભ કાંમે એ સુત
ભલે સરજ્યો એ ભુપતી    રાંણી-જાયો રજપુત    ૫૧
હુંકારા-થી તન તજે    દિલ-થી વાહલું હુત
મંગણ મોજાં દેયણો    રાંણી-જાયો રજપુત    ૫૨

કુલ-માં કોય કાયર નહી સુભ સંગ્રામેં સુર
ભલેં જનમ્યો એ ભુપતિ——શંણિ-જાયો રજપુત ૫૩
વાહારેં ચઢેં વીપ્ર-તણી ધંધો લે કે ધુત
નામરદ થઇ નાસેં નહી રાંણી-જાયો રજપુત ૫૪
સુરાપણુ નેં શાંણુપત્ય સરણાંગત-નો સુર
રઢીયાલો નેં રાજવી રાંણી-જાયો રજપુત ૫૫

સોની નીરખ્યા સહેંર-માં ઘડેં ઘણેરા ઘાટ
તસ્કર તેહ-સમો નહી મન-માંન્યા લેં માટ ૫૬
ન ગણેં પાપ પટંતરો સનેહ નહી કો-સાથ
સોના-નું સુંનું કરી હેતેં આપેં હાથ ૫૭
ખાઇ ખમેં જીહાં જેટલું તેહ-નું નહી કાંય તોલ
આવેં ઘેંર અલખત ઘણી ઉતમ તેહ અમોલ ૫૮
તસ્કર જાત્ય સોની-તણી ચોર્યા-ઉપર અતી પ્રેમ
બીજેં કસ્યે અડેં નહી ચોરી લેં તે હેમ ૫૯
ઘાટ ઘડેં સોની ઘણા સોના-રુપા-ના તેહ
ઉછું આપવેં આગલો એહ-માં નહી સંદેહ ૬૦

કંસારા જોયા કુટીયા ત્રાંબા-કેરા તોલ
જુના-નાં નવાં કરી મંન-ગમતાં લેં મોલ ૬૧
કરેં ઉપાવી ઉજલાં લાભ સવાયો ખાય
માંણેં બેંઠા મંદિરેં જે ગરજેં લેવા જાય ૬૨

દરજી-નું દૈવત જુયો સોય-દોરો દો હાથ
રાગ કરેં તે રંગ-માં સનમુખ સ્યાંમા સાથ ૬૩
હરેં વસ્ત્ર સહું વિશ્વ-નાં અધિક અહંકારી આપ
મોટમ માંણેં મોહ-તણી જે લેં લાખીણો બાપ ૬૪
પાંખોટાં ટાલેં પ્રીત-થી ઓલેં નાક-માં નેહ
જહાનેં દલ ન ગણેં તોલ પોતા-થી તેહ ૬૫

ઘર જોયાં ઘાંહજાં-તણાં    જોખ જાંણીતિ જાત્ય
અદકી એક જ પાસલી    નખરાં કરતી નાત્ય ૬૬
અણબોલ્યો અદ-ક્ષણ નવી રહેં    કરેં તરણા-નું મેર
અણદીઠું અણસાંભલ્યું    સેંહેંજેં નાંખેં સેર ૬૭
મન-થી મેંનત નવિ કરેં    કરેં પરાંણેં પ્રાત
વાત ન પરઠેં પેટ-માં    તે નાઇરાત-ની રીત ૬૮

કોકીલ જોયા કાંરિમા    હણેં હરાંમીખોર
દાહાડેં દાતા થઇ રહેં    ચીત-થી રાત્યેં ચોર ૬૯
દેખી દાંમ સકેં નહી    મુંકેં નહી મન માંમ
વેદ વીધાંણ ચુકેં નહી    કોકીલ-કુલ એહ કાંમ ૭૦
કોયક-નું દેંહેંવટ કરેં    કોયક-નેં કરેં નીહાલ
ઘડી એક-માંહેં ઘહેંલા થસ્યેં    ભાંત્યભાંત્ય-ના ખ્યાલ ૭૧
દીઠું રુડું મુંકેં નહી    છલ કરી લ્યેં એ છાપ
સઘલો સહુ લોકો-થકી    એ લખ્યણ શુભ આપ ૭૨
નાસેં નરમ પડચા-થકી    સુંઢેં તાહરેં સુર
ખાંધ્યો તાહરેં બાપડુ    નાઠો તાહરેં નુર ૭૩
વેદ વીધાંણ ચુકેં નહી    હારી ન સકેં હોડ
કહું કરતુત કોલી-તણાં    જન જવરલો જોડ ૭૪

કાયર તો કોલી નહી    કોલી નહી કપુત
કોલી કુલ-અજુવાલણો    સાચી વાતેં એ સુર ૭૫
લેવેં લુટવેં લખવરાં    અકલ ઘણેં અંકોર
તસ્કર-વીધા તરુવાર તતી    ચૌદમી વીધા ચોર ૭૬

જોયા ગરાસીક ગાંમ-ના    કરેં ખુંખારા ખાંત્ય
અમલ અરોગેં અતીઘણો    હોડ હઠીલી જાત્ય ૭૭
દાવો દુસમનેં મુકેં નહી    આછો ઉપેં અંગ
સમરથ્ય ઘર-માં સોભતી    તોહેં રાખેં રંગ ૭૮

ઘણાં વરણ વધરડાં-તણાં કરે કારિમાં કોડ
જસ વાહલો કરે જગત-માં હુંસ્યે જીતે હોડ ૭૯
આહાર થોડો નેં અમલ ઘણો રીસ-તણો તો રાય
દાવે થાઇ દોરડી ઘણો ઘાટ દે ઘાવ ૮૦
પ્રાસન કરે પસાયતાં ક્ષત્રવટ-નો ખેત
મલતા જન-નેં મારતાં હઇડે નાંણે હેત ૮૧
ભાટ જોયા ભલી ભાંત્ય-ના મરડે મુંછ મહાસુલ્ય
લાજ વધારે લોક-ની ફોગટ વખાંણે કુલ્ય ૮૨
આપુ ઉસીકલ કરે વીવધ કરે વખાંણ
આદર કરે અમૃત કહત તજે હુંકારે પ્રાંણ ૮૩
ગાંજયો ન જાઇ ધાહડે લોપે નહી કો લાજ
રીઝિ સહુ રાજા કહે રાજસભા-નો રાજ ૮૪
પરમારથ પરિયાં લગે લક્ષ-કોટીધા લાજ
ભુંડું ભાટ વદે નહી તો રાજસભા-નો રાજ ૮૫
લાજ વધારે લોક-ની અંતર નહી ઉચાટ
સાંમલભટ સાચું કહે ભલો ભુપત્ય તે ભાટ ૮૬
ચતુરાઈ જોઇ ચારણ-તણી બોલે ખરડક બોલ
માંન ન દે કો મહીપતિ તરત ઉતારે તોલ ૮૭
વચન જ ફુલે જેહ-નું વીદ્યાવંત વીવેક
ચોહો ખુંટે ચારણ વડા અકલવંત એહ એક ૮૮
અમલ આરોગે અતીઘણો બોલે મીઠા બોલ
કમરે કટારાં વાંકડાં તે ઘડવી તાહરું તોલ ૮૯

ચોપઇ

નાંમ લેતાં નવી આવે પાર એહવી જોઇ વરણ અઢાર
નાંણાવટી નેસતી અતીસાર તે તો સુખે કરે વ્યાપાર ૯૦
કડીયા સુતાર કાંમે જાય છે તે કશરે રોટલા ખાય છે
કુંભાર કાછિયા કરે કલોલ તેહ-નેં છે અધકેરી રોલ ૯૧

થોડું કાંમ નેં અધિકું ખાય જોતા જોતા રાજા જાય
કપી-લોક તો ખેતી કરેં ધરણીપત્ય હઇડા-માં ધરેં ૯૨
જુગત્ય-થી જોયા સહુ લોક કાયા દુખ વેઠેં તે ફોક
બીજા લોક તો સુખેં રહેં દુખ ન પામેં કો-ની દેહેં ૯૩
કણબીલોક-નેં કષ્ટ જ ઘણું સ્યું દુખ જોયું આજ તે-તણું
પલવાડ-પુઠેં ઠેંકાણું ઠાંમ ભોલો કણબી એક ભાલોરાંમ ૯૪
ઘણાં ઢોર ઘણું ઘરસુત્ર પોઢા પાંચ પ્રતાપીક પુત્ર
હલ-નાંગલ ખેતી-ના ઠાઠ ઢાંઢા અતલીબલ ઘર-માં આઠ ૯૫
હલબલ કરેં ગાડાં જોતરેં ધરણીપત્ય રુદયાં-માં ધરેં
ઘડી પાંચ રયણી જાહરેં તે ઉઠેં સુતાં તાહરેં ૯૬
ગોબર કાહાઢવા ઢોરાં છોડીયાં પલાસ-તણાં પાંગરણ ઉઢીયાં
કયાંન સવેં ઘર-માં ખાય મહેંનત-મજુરી કરવા જાય ૯૭
ખભેં હોલ કરીનેં ધાય રહ્યો નીરખવા રીઝી રાય
ભુમી ખોદવા હલ જોતર્યું વરખ-તલેં મેહલાંણુ જ કર્યું ૯૮
વારાફરતી આવેં જાય પલક એક ટકેં નહી પાય
વાઢેં ઝાંખરાં કાંટા ઘણા કરેં નહી રક્ષણ કાયા-તણાં ૯૯
કાંટા સુડ(? ડી)નેં વાડયો કરેં જીવ-જંત-થકી નવી ડરેં
થુહર-ખરસાંણી ઉપર નેહ દુધ તેહ-નાં લપટાઇ દેહ ૧૦૦
વાઢેં બાવલ નેં બોરડી કંટેં દેહ થાઇ દોરડી
મેહ વરસંતે ધુજેં હાડ સુખેં કરેં વાદેં-થી વાડિ ૧૦૧
પાહાંણુ હોય તો પાંણિ-થી ઓહિં કણબી-ને મેહલીબ તી કીહેં
ખડધન આહાર ખેતર-માં ખાય એટલી વાર ટકાવેં પાય ૧૦૨
તરણેંતરણેં વીણેં ચાર ભારે અતોલ માથે લ્યેં ભાર
પાંચ ઘડી નીશા-નિ પેર ઘણા હેત-થી આવ્યા ઘેંર ૧૦૩
રાશ પરાંણો જોતર જુઇ સાચી મધ્યરાતેં તે સુઇ
તીહાં વૈભવ-નો નહી પાર ઉડેં ડાંસ તે તેણી ઠાર ૧૦૪

રાત-સમેં તો રણ-માં સુઇ ઉઘ અધીકેરી તે નવી ખુઇ
માંકણ ચાંચણ કરડેં ઘણા તેહ-ના દુખ-માં નહી કાંઇ મણા ૧૦૫
ખાવું થોડું રલવું ઘણું દુખ નિરખ્યું તે કણબી-તણું
એક દિવસેં એકાંતેં ઠાંમ રીઝેં રાયેં બોલાવ્યા શંમ ૧૦૬
'મોહોટા કાં જી દુખીયા થાયો તમ્યો તે સરવેં દીઠું છેં અમ્યો
પ્રીતેં-થી તે દુખ પરીહરો ઉડો હાથ કાંઇ ઇછા કરો ૧૦૭
આપ મન-માંહેં આવેં અરથ ઘણો માગો મુઝ-પાસેં ગરથ
દુખ વેઠવું ન પડેં દેહ એહવી વસ્ત માગો જી તેહ ૧૦૮
તમ દુખેં દુખીયો થાયું છું નીતનીત દુખ જોઇ જાયું છું
આપ વીચારી કરોનેં આસ પ્રીત ધરી માગો મુઝ-પાસ ૧૦૯
જેહ માગો તે આપું અમ્યો સુખેં ઘેંર બેંસી રહો તમ્યો'
ચારુ બોલ રુદેં-માં વસ્યો હેતેં ભાભોરાંમ જ હસ્યો ૧૧૦

દુહા

'કહેં ભાઇ તું કુંણ છેં આવ્યો આપવા આજ
દુખીયો કહેંતાં મુઝ-નેં આણ્ય રદેં-માં લાજ ૧૧૧
સમરથ કોય સરજ્યો નથી સ્રષ્ટ બ્રમા-ની માહેં
કણબી-નેં આપી સકેં કોંણ પુરશ છેં કાંહેં ૧૧૨
મન-ની વાત માહારા તણી કોહો તો કહું એક કાંમ
સમ ખાઇ સાચું કહેં પ્રથમ તાહરું નાંમ ૧૧૩
રાય પ્રધાંન-નેં પાટવી પટલ તલાટી થાય
ગમાંતરુ ગરાસીયો તે માહરું આપ્યું ખાય ૧૧૪
દેસોત દેસાઇ અતીઘણા ઘણા ધંધા-માં ધાય
ભાટ-ચારણ તો અતીભલા તે માહરું આપ્યું ખાય ૧૧૫
રાજ્ય થયાં'તાં રાંમ-નાં કર નોહોતો કો દિશ
કર તે દાહાડેં આપતા કણબી દીલ અહરનીસ ૧૧૬
ભાંડ ભવાઇ નેં બ્રાંમણાં વસવાઇયાં જુગ જોડ
આસ કરેં તે અમ-તણી કણબી-કેડેં કોડ ૧૧૭

તમે કોણ છો તે કહો    તો કહું મન-ની વાત
સીવ-આગ્ના સાચું કહો    જેહ તમારિ જાત્ય' ૧૧૮
'શેવક હું હરસીધ્ય-નો    દેવ-વીપ્ર-નો દાસ
પાલક સહુ પરજા-તણો    પુરી અવંતી વાસ ૧૧૯
માંગણ મોજાં દેયણો    કરણ દુખ-ભંજન કાંમ
અરી-ગંજણ રંજણ-સજણ    નરપતિ વીક્રમ નાંમ ૧૨૦
નીરખ્યું નગર નેહેં કરી    વરણ અઢારેં વાસ
ચરચા જોવા જુગત્ય-સું    પ્રીત્યેં આવ્યો તુમ-પાસ ૧૨૧
દુખ દીઠું તુમ દેહ-નું    કાયા મોટો કષ્ટ
પરોડ-થી પોહોર રાત્ય-સ્યું    ધારી જોયું દ્રષ્ટ ૧૨૨
માલ થોડો મેંનત ઘણી    જુગત નહી કો જાગ
તે પરખી પરસન થયો    મન-માંનેં તે માગ્ય ૧૨૩
રખે ઉણમ રાખતા    લેશ મ ધરશો લાજ
કોડ પોહોચાડું કુલ-તણાં    કહેં અમ-સરીખું કાજ ૧૨૪
વરદાંન અમારેં એટલું    દુખ-ભંજણ મુલ દેહ
માટેં માગો મુઝ-કનેં    નસંક ધરીનેં નેહ' ૧૨૫

ચોપઇ

કહેં કણબી 'સાંભલ્ય રે અંશ    દેવ-રુપ વારુ તુઝ વંશ
રીશ ન કરસ્યો કહેંતાં કથી    માહારા મંન-માં કપટ નથી ૧૨૬
વારુ બીજી અઢારેં વરણ    અભીનવાં સહુ-નેં આચરણ
મેંહનત થોડેં મુલ જ ઘણું    સ્યું દુખ નીરખ્યું તમ્યો અમ-તણું ૧૨૭
ત્રણ શેં સાઠ દીવસ સુખ જોય    હેતેં વરસ એક પુરું હોય
એહ-માં ઘડી એક બેંઠા-નો માગ    લેશમાત્ર જડે નહી લાગ ૧૨૮
રાત્ય-દિવસ તો ફેરી ફરું    એહવાં કાંમ તો નિત્યેં કરું
તેહ-માં એક ઘડી-નું સુખ    દાવાદલ કણબી-નેં દુખ ૧૨૯
મહાકષ્ટેં અંન પેંદા થાય    વરણ અઢારેં સહુ વેચી ખાય
એક બળદ નેં કણબી સાર    ઉપાડેં પ્રથવી-નો ભાર ૧૩૦

એક ખત્રી નેં બીજો તુરી　દેશ જીતવા કીધા હરી
બીજો બલીયો કુંણ કણબી-પખેં　અતોલ ભાર ઉપાડી સકેં ૧૩૧
બ્રાંમણ ગાય નેં તુલસી જેહ　તુમડાં સ્વરગ-તણાં તો એહ
એક સન્યાસિ બીજા જોગણાં　એહ તુમડાં સ્વરગ જ તણાં ૧૩૨
અગથીયો ભાંગરો પીપલ-પાંન　એ પીત્રી-ઉધારણ-ના ઠાંમ
ગંગા-નરમદા મહિમા ઘણો　એ પાવક પાપ બાલવા-તણો ૧૩૩
એક વણીક નવીસંદો નાંમ　સહુ-નો સહીયારી વણ-કાંમ
વંશ ખત્રી આચારી જેહ　એહ વાત-માં તો નહીં સંદેહ ૧૩૪
એક ગુણીકા બીજી માલણી　મન-રંજણ દ્રવ્ય-નીકાલની
એક સુરજ નેં બીજો ચંદ્ર　જગત-માંહેં અજુયાલો ઇંદ્ર ૧૩૫
એક ધરતી નેં બીજો મેહ　જગત-રખ્યણ-કેરી દેહ
એક નરમદા બીજી ગંગ　જગત-પાવન તેહ-ના અંગ ૧૩૬
એક અન નેં બીજું નીર　સકલ લોક-નું એહ શરીર
મણી-માંણિક નવિ આવેં કાજ　અગની નેં સાઘોક (?) મહારાજ ૧૩૭
અગની-નીર-વીના નવી રહેંવાય　તે-વીના તો રહેં કાય
જવ તલ નેં અક્ષત અતિ　તે-થી પીત્રિ થાઇ તરપતિ ૧૩૮
પ્રથવી-માંથી એ પેદા થાય　એહ-થી રહેં મનુષ્ય-ની કાય
એ સરવ જગત-નેં કારણેં　જીવાડવા-નેં એ તો વારણેં ૧૩૯
એક ચુગલ નેં બીજો ચોર　જગત-માંહેં અંધારું ઘોર
એક દયાવંત બીજો દાતાર　સકલ પ્રથવી કે સાર ૧૪૦

ઇશ્વર-કેરું એહ-માં નુર　તેહ-નેં પરમેશ્વર હજુરાહજુર
દોસ્તી સહીયર વાહાલા ઘણા　એહ ઉદ્યમ-માં આઠમા ભાગ-ના ૧૪૧
શુભ મોચી બીજો સુતાર　પાંમેં ભાગ કણબી-માં બાર
નાપીક-જંન જે નખરાં કરેં　હેતેં ભાગ વીસમો તે હરેં ૧૪૨
ઘોબી કે આવેં અપાર　ભાગ અઢારમો લ્યેં તે ઠાર
દેશાઇ તલાટી કરેં બહુ જોર　ચોથા ભાગ-ના એ પણ ચોર ૧૪૩

ગરાસીયો ગુણવંતો પેંર ભાગ સોલમો બેઠાં બેં ઘેંર
બ્રાંમણ આવી આસીસ જ દેં તે પણ એ માગીનેં લે ૧૪૪
ભાટચારણ કરેં કવીત હરેં માંહેથી એ તો વીત
બીજા આવેં ભીખ્યા-કારણેં તેહ-માંથી ભાગી જાયેં વારણેં ૧૪૫
એહવાં કૈ લખધા આવેં લોક માગી ખાય તે પણ કોક
સતવાદિ હાકમ જે વરધ પામેં ઘેંર બેઠાં તે અરધ ૧૪૬
કોઉ વરણ અઢારેં કહ્યા સહુ-કો કણબી-કેડેં થયા
કણબી આસ કરેં જે તુ-નેં એહવો એક દેખાડો મુ-નેં ૧૪૭
કોકીલ ભાગો તાહરેં ચોર હાકમ ભાગો વાલેં ઢોર
વણીક ભાગો દેવાલું સહેંલ બ્રાંમણ ભાગો નાંખેં ટહેંલ ૧૪૮
દેશાઇ ભાગો દાવા કરેં બીજા સહુ ભીક્ષા આદરેં
દેશોત ભાગો મારેં વાટ કરેં જમાંની ભાગો ભાટ ૧૪૯
વેપારી ભાગો જાય વિદેશ પોતાના પરિયા વખાંણેં વેશ
કણબી ભાગો ખેતી કરેં હાથ કો-આગલ નવિ ધરેં ૧૫૦
ભુંડો હાકમ કર બહુ કરેં વાહલાં પોતાનાં આગલ ધરેં
રુડો હાકમ લેં નહીં નાંમ તો વાસેં કહેં બીજું ગાંમ ૧૫૧
ઇશ્વર-આગલ ઉઢેં હાથ સાચું બોલું છું હું તમ-સાથ
મહીપત્ય માનો સાચો મરમ કહું કરતુત કણબી-નાં કરમ ૧૫૨
ત્રણ સત સાઠ દિન લેખેં લીયો સુખ-નો દાહાડો કણબી-નેં કીયો
ન મલેં એક ઘડી બેંઠા-નું સુખ દારુણ વેંઠેં દેહેં દુખ ૧૫૩

પ્રથમ વૈશાખ માસ એ સાર તે દાહડેં-થી મેંહેંનત અપાર
આદ પરવણી અખયા-ત્રીજ કરે મુહુરત ખોલેં બહુ બીજ ૧૫૪
ડોઢાં સવાયાં બમણાં લખેં ઇશ્વર-ઉપર પુંજી-પખેં
ગડમથલેં ગાડાં જોતરેં ખાતર પુંજા મેંહનત કરેં ૧૫૫
ઉકરડા ઉસરડેં ગોબી-તણા (?) મેંનત-માં નવી રાખેં મણા
સરીર ઉઘાડેં તડકો સહેં ભાર અલેખેં માંથેં વહેં ૧૫૬

કાંઇ મંન નવી રાખેં કુડ — ખોદેં કોદાલેં ભુમી સુડ
ગોખરુ કાંટા નવી રાખેં છેક — તે ભુમી સુધ કરેં નર નેક ૧૫૭
અધકી રાખેં મન-માં આશ — આવેં જેષ્ઠ એમ કરતાં માસ
લાકડ-ભેકડ તાકેં ઘણાં — હલ-પંજેટી કરેં તેહ તણાં ૧૫૮
કોશ-કોદાલા લોહકટ ઘણી — સી કહું મેંનત તે નર-તણી
ખાવું થોડું ખડધન છાસ — હલ-પરાંણો પ્રીતેં પાસ ૧૫૯
રાત્ય-દિવસ નેં સાંઝ-સવાર — જંપ વાલીનેં નવી બેંસેં ઠાર
પેહેંલી પાછલી ઉઠેં રાત્ય — ખેડેં ભુમી પોઢેં પરભાત ૧૬૦
વણીક-નેં ઉપજાવેં રીઝ — ઘેંર આંણેં જોઇઇ તે બીજ
માથેં ગાજેં અસાઢો મેહ — ધુજેં ગાત્ર, ઉઘાડી દેહ ૧૬૧
પુંજી તે પ્રથવી-માં ધરેં — ખેતર-પાછલ વાડચો કરેં
ભુમીયો તો વાવેં છેં ઘણી — સરવ અનાજ નીપાવણ-ભણી ૧૬૨
ખરસાંણી બાવલ બોરડી — નહી ભ્રાંત કાયા-મન અડી
થોડો વરસેં તો વાટ જ જુઇ — ઝાઝો વરસેં બી-બીયારું ખુંઇ ૧૬૩
સમધારણ વરસેં જાહરેં — અન તો પાકેં છેં તાહરેં
શ્રાવણમાસ આવેં જાહરેં — નીદવા જાઈ નાર્યો તાહરેં ૧૬૪
અરભક નારિ જયુવતી જાત — વેઠેં સીર-માથેં વરસાત
ભીનાં વસ્ત્ર દેહ ટીપેં ચુઇ — એહવેં વસ્ત્રેં ઘર આવી સુઇ ૧૬૫
ભરપુર દેહેં ભીનો રહેં — એ દુખ કો-નેં નવી કહેં
ભાદરવેં ભારે દુખ-ભેર — ઘડી એક નવી રહેંવું ઘેંર ૧૬૬
સામા મણચી બરટી બહુ — ભાજીપાલો વેંણેં સહુ
પ્રદખણા ખેતર-ની કરેં — આઠ પોહોર તો પુંઠેં ફરેં ૧૬૭
ઘડી એક ટકાવેં નહી પાય — કષ્ટ વેઠેં છેં પોતા-ની કાય
ડોડેં અંન આવેં જેટલેં — આસોઇ આસ્યા તેટલેં ૧૬૮
સુભ માલા સાંતીડાં ધરેં — ગોફણ ગુથેં ને ગોલા કરેં
"હેહે" "હેહે" કરેં હુંકાર — છાંનો ન રહેં લેશ લગાર ૧૬૯
ઘર-ના સુખ-સાંહમું નવી જુઇ — સીયાલા-માં વગડેં સુઇ
મોહકમ પંખી-નેં દેં માર — પંખી નવી આવેં એણેં ઠાર ૧૭૦

કાચુંકોરું ખેતર-માં ખાય    રાંધ્યું તો ઘર-માં લેઇ જાય
કારતગ-માં કરે કલોલ    હાકમ પ્રીતેં બેસેં પોલ ૧૭૧
ફરેં આંણુ ધાહડ-થી ઘણી    થઈ બેસે ખેતર-નો ધણી
ખાતાં માલ દેખેં જેહ-નેં    જઈ હેડેં ઘાલેં તેહ-નેં ૧૭૨
જાંણે સરવ માહરું લુટાય    કો-નેં નવી પેંશવા દેં માંહિં
જ્યોજ્યો એહ વીધાતા-વાંક    વાવનાર બિચારો રાંક ૧૭૩
એ દુખ બીજા કો-નેં હોય    અરે રાય તું દ્રષ્ટેં જોય
માગસીર માસ ભરાયેં મંન    ભાગ્ય સારું તો પાકેં અંન ૧૭૪
કુડો ભુંડો દુષ્ટ કલનાર    કલેં બાવીસ હોય જો બાર
નીચ માંણસ નીચ દ્રષ્ટેં જુઇ    તો તેહ-નેં નાંમેં ખેડુ રુઇ ૧૭૫
સારો હોય તો સાચું કલેં    નહીતર જાઇ ખલવાડેં ખલેં
કાહાઢી કરજ ઘર-માંથી ખાય    ખેતર-સાંહમું નવી જોવાય ૧૭૬
કો લેઇ જાય ખેતર-માંથી આપ    તો ખેડું-નાં પુરણ પાપ
પોસમાસ-ઉપર બહુ પ્રીત    કરેં મજુરી કુલ-ની રીત ૧૭૭
કઠોલ વીણવાનેં તે પણ જાય    આખો દિન તે ધંધેં ધાય
લણવાં ઢાલવાંને હાલરાં    સોહવાં ઉપણવાં આલરાં ૧૭૮
ખરજ્ય ખજુલી ખાંત્યેં ખાય    કરમ-અનુસારેં અંન જ થાય
હલો હરકતી મલેં ઘણા    ધ્રુજે હાડ તે ખેડુ-તણા ૧૭૯
માહામાસ-ના પાંમ્યા લાગ    કરેં કણ ઢગલા બેં ભાગ
અરધ ભાગ હાકમ તે હરેં    અરધ-માં આવી લોક જ ઠરે ૧૮૦

પરથમ બી-વાલો લેઈ જાય    તાર-કેડેં સહુ પેંદા થાય
પછેં બ્રાંમણ આવેં માગવા-કાજ    તે તો આંણેં અધીકા વાજ ૧૮૧
ખડ જગન કરીનેં લેં    અધીકી તે આસીસ જ દેં
નાપીક આવેં તે નાંમી સીસ    દેખાડેં આરસી તેણેં દિશ ૧૮૨
સઈ સુતાર મોચી-ના ઠાઠ    "ભલો ભલો" કહેંતા આવેં ભાટ
ભવાઇયા કે આવેં ભાંડ    ચાલા ચેટક કરેં છેં સાંડ ૧૮૩

ઢાઢિ ચારણુ આવેં છેં જ્યાંહ કરેં ગ્યાંન-તંબુરો ત્યાંહ
જે કો ભીખ-ની ઈછા કરેં તે આવી ખોલો પાથરેં ૧૮૪
જણુ ભાગીયા બલદ નેં બીજ તે સહુ-કો આંણી રીઝ
લુટી લેતાં-માં જે રહેં પેંર તે આવેં કણુબી-નેં ઘેંર ૧૮૫
તગાવી માગણાં સાટાં સાંચ લીધી જોઈઇ પટલ-ને લાંચ
ખેડુ બેઠો સાંહામું જુઇ તેહ-નાં છોકરાં ભુખેં રુઇ ૧૮૬
ફાગુણમાસે હોઇ વસંત તે દાહડેં પણ દુખ અનંત
સ્યું કહું મોહડેં હું તે-તણું દુખ તો કણુબી-નેં સીર ઘણું ૧૮૭
ઝાડ-બીડ જાલવવા રહેં તડકા ચૈતર-ના માંથેં સહેં
એહવા-માં શત્રુ સાંતરું મલેં ઘોડારોગ-માં તરું ૧૮૮
કણુબી-દુખ-તણો નહી પાર ધરતી-નો એહ-નેં સીર ભાર
બીજો જોડેં બલહદ કહ્યો કણુબી બલદ સમતોલેં કહ્યો ૧૮૯
રાજાજી નવી કરશો રીસ કહું પાગ નમાવી શીશ
સો ઘર માહારા કબીલા-તણાં બીજાં ઘર કણુબી-નાં ઘણાં ૧૯૦
એકેક સહસ્ર મણુ પકવેં ધાન આપેં અરધ મહીપતિ-નેં માંન
હાથી ઘોડા લશકર તાહરું જીવેં અંન ખાઈ માહરું ૧૯૧
તો અમ-નેં સ્યું આપો તમ્યો સાચી વાત કહું છું અમ્યો
માહારા હોસ-થી મેં આપુ રાય દસ-બારેક હાથી તેહ-ના થાય ૧૯૨
પર-દુખ-ભંજન તમારું નાંમ કરો લોક બીજા-નાં કાંમ
અમ-ઉપર જો કરુણા કરો ભાગ નવી લ્યો તો ભુખેં મરો ૧૯૩
ખેતી-માંહેં ન માગો પીઠ તે કો રાય એહવો નવી દિઠ
પાછા ઘેંર તમારેં જાયો રહેં કણુબી તે સુખેં ખાયો ૧૯૪
કણુબી હાથ ઉડેં જે કથી તે બ્રમાઇ સરજ્યો નથી
ખડધાંન ખાઇ છેં તે અતીસ તોહેં કોહો-નેં નવી નાંમેં શીશ ૧૯૫
આખો દિન જો ભુખ્યો રહેં તે કોહો-નેં મોહોઢેં નવી કહેં
ઘર-માં હોઇ અધકી અણુથ્ય તોહેં કણુબી નવી ઉડેં હાથ ૧૯૬
મંદિર જાયો મહિપતિ તમ્યો નથી માગતા કાંઇ અમ્યો'
ભાભેં ભાગ્યો એહવો ભેદ ખરો રાય-નેં લાગો ખેદ ૧૯૭

## દુહા

વીચ્યાર કરી વીક્રમ કહેં 'સત્ય કહ્યું એ કાંમ
મન સંદેહ માહરો ગયો તમ્યો ભોલા ભાભોરાંમ ૧૯૮
સહુ-મધ્યે સીરોમણી મોહોટમ દીધિ મહેંર
રીસ ન કરો રુદયા-વીષેં તો સાચો કહું છું સેર' ૧૯૯
રાંમ કહેં 'સુંણ રાયજી આપણુ છું એકાંત્ય
કરેં રીસ કુંઇ પડેં ભાગે મંન-ની ભ્રાંત્ય ૨૦૦
અવગુંણ હોઇ અમ-તણો તે કહો આણેં દિશ
પ્રતીઉતર તેહ-નો કહું રાય મ મ કરસ્યો રિસ' ૨૦૧

## ચોપઇ

બોલ્યો નરપતિ તેણેં ઠાંમ 'સાંભલ ભોલા ભાભારાંમ
કણબી-ની ઉતપત કીમ હોય પુરાંણ-માંહેં નવી પ્રીછેં કોય ૨૦૨
તેહ બતાવો અમ-નેં આજ કહું છું તે કરોનેં કાજ
ઉત્તમ જાત્ય કે મધ્યમ તમ્યો એટલો સંદેહ પુછું છું અમ્યો ૨૦૩
ઉતમ કુલ-નાં તો નહી કાંમ મધ્યમ દીસેં છેં તમ નાંમ
કુડું છે તમ કુલ-નું કાજ તમ-નેં કહેંતાં આવેં લાજ ૨૦૪
બ્રાંહ્મણ ક્ષત્રી વૈશ જ વરણ સૌ ઇ જાતી એ તો આચર્ણ
રુડા કુલ નેં રુડો વંશ ઉતમ જાતી એ તો અંશ ૨૦૫
એહ-માં તો ઉતમ વેંહવાર આપ-આપણુ કુલ-નો આચાર
પાંણીગ્રહણ કન્યા-તણું તે તો વાર એક જ ભણું. ૨૦૬
તંમ કુલ-માં મોહોટો અંન્યાય બીજો કંથ કરેં કંન્યાય
તેહ-નું નાંમ તો છેં નાતરું તરવું નહી એ બુરવું ખરું ૨૦૭
સઘલા ગુંણ તમ-માં જોય અવગુંણ એહ માહરેં મન હોય
રુડા ગુંણ-ની તમ-માં ખોટ એહવી વાત જોતાં-માં ખોટ ૨૦૮
પરગટ પાપ એ તો પરચંડ એ વાત-નો લેં છેં ડંડ
પ્રતીઉતર તેહ-નો દ્યો આજ લેશ ન ધરશો તેહ-માં લાજ' ૨૦૯

## દુહા

રાંમ કહે' ‘સુણ રાયજી    ભલે' પુછું એ ભ્રાંત્ય
સંદેહ ભાગું એહ-નો    જો આપણ છું એકાંત ૨૧૦
ઉતપત્ય કહું કણબી-તણી    કહું કુલ-ની સહુ રીત્ય
ઉચ-નીચ આગલ કહું    પરીયા માંડી પ્રીત ૨૧૧
ડાહ્યો હોય તે દિલ ધરે'    મુરખ-ને' નહી મેલ’
ભાભો કહે' ‘તાહરો ભાગીયો    ભુપત્ય મન-નો ભેલ ૨૧૨

પંચ માભુત જાહરે' નહી    નહી અવની આકાશ
નહી ગ્રહ તારા રવી    એક પરિભ્રમ પાસ ૨૧૩
લઘુ દિરઘ સુક્ષ્મ નહી    નહી આકાર ઉદ્યોત
અલખ્ય-રૂપ કો એક છે'    ઝગમગ જ્યુગતે' જોત્ય ૨૧૪
છાઇ તેહ-ને' ઉપની    થઇ કો શગતિ-સરુપ
“કર સૃષ્ટ તું કાંમિની”    ભ્રમ ભમકારે ભુપ ૨૧૫
આદે' મંત્ર ઓંકાર-થી    કીધો પુરસ જ એક
કર જોડી ઉભો રહ્યો    વારુ કરી વીવેક ૨૧૬
પ્રીત-થકી તે પગ ધર્યો    નારાયણ-પર નેહ
પંચકોશી પ્રથવી થઇ    કાશીપુર તો તેહ ૨૧૭
“વર તું મુઝ-ને' વીસ્વપત્ય”    સીવા કહે' સાખ્યાત
વીસ્મે' પાંમ્યો વીષ્ણુ તે    “તું તો મારી માત” ૨૧૮
ભસ્મ કર્યો તેહ ભાંમિની    મન વીચારી મરમ
પ્રીતે' પુરુષ પ્રગટાવીયો    જેહ-ને' કહે' છે' બ્રમ ૨૧૯
“ભજ મુઝ-ને' કહે' ભાંમીનિ”    તે કહે' “મુઝ નહી કાંમ
અકલ જોતાં તું અધીપતિ    જનુની-કેરે' ઠાંમ” ૨૨૦
પ્રલે' કીધો પલક-માં,    ઉપજાવ્યો અબધુત
“વર મુઝ-ને'” વનિતા કહે'    સાચું માંનું સુત ૨૨૧
ભસ્મકરી છે' એ ભાંમીનિ    જીવાડો એહ જંન
તો તું કહે' તે હું કરું    મેલું તુઝ-સ્યું મંન” ૨૨૨

કલ્યાણિયે કરુણા કરી કર્યું સંજીવન-કાંમ
સૃષ્ટી-કાંમ તે સુંપીયું ત્રીગુંણ ધરાવ્યું નાંમ ૨૨૩
સીવ-સગતી-ના અંગ-થી થયું ઈંડ તીહાં એક
બ્રમાંડ ભરપુરેં થયું જુયો કરી વીવેક ૨૨૪
સરજેં પાલેં સીહારવા કરવા માંડી સૃષ્ટ
સકલ બીજ સરજાવીયા, વારુ વીવધ્ય એ વૃષ્ટ ૨૨૫
કહેં બ્રમા "કીમ જીવશે માનવી-જોનિ જંન"
કરુણાઈ કણબી કર્યો એહ ઉપાસેં અંન ૨૨૬

સૃષ્ટી-નું બીજ તે કણ કર્યાં કણ-નું બીજ તે એહ
કણબી-નેં કહેં કેલવો નીશ્ચેં કરીનેં નેહ ૨૨૭
પરજા પાલવા પ્રીત-થી કીરતારેં એ કીધ
કણ નાંખ્યા કોડેં કરી તેહ ઉપાડી લીધ ૨૨૮
કણ લીધેં કણબી ઠર્યો સઘલેં ભવ-માં નાંમ
અન પકવેં તે અતીઘણાં ગુંણનીધિ ગાંમેંગામ ૨૨૯
જગત-નેં જીવાડવા પોષણ કરવા પ્રીત
કણબી કીરતારેં કરી રાજસ રુડી રિત ૨૩૦
સરજી સૃષ્ટ જે દિન-થકી તે દિન કણ-નાં બીજ
સૃષ્ટ-કાજેં કણબી કર્યા ગંમ ધરીનેં રીઝ ૨૩૧
કણબી રલેં કષ્ટેં કરી ભુપત્ય પાંમેં ભાગ
પાલણ-પોષણ પ્રીત-થી રુડા જોઇ લાગ ૨૩૨
કણબી-કેડેં કોટિધા સાહ સુલતાંનેં સાથ
કર ઉડેં કણબી-કનેં હેત ધરીનેં હાથ ૨૩૩
કણબી મોટો વીશ્વ-માં દેહ કહાવ્યો દાતાર
સહુ-મધ્યે સીરોમણી અપરમપાર અપાર ૨૩૪
કણબી તો કલપ-વરખ એ સામદ-માંહેં સુર
લાડ પાલેં સહુ લોક-નાં નારાયણ-નું નુર ૨૩૫

પ્રતીપાલણ પ્રથવી-તણો કરવાનેં સુભ કાંમ (? જ)
કીરતારેં કણબી કર્યા મોટા એ મહારાજ ૨૩૬
વકાર્યો વાયુવત વધે હકાર-ઉપર હાંમ
નકાર કહેંતાં નીચું નીહાલેં તે કણબી-કેરાં કાંમ ૨૩૭
ભુમંડલ-નો ભાર ઉપાડેં કણ-નો ધણી કહેંવાયો
હાથ-ઊઢવણ તે હલપતીયો તે જનુનીઇં જાયો ૨૩૮
નરપત છત્રપત દેશાધિપત સુબા-સલતાંનાં સાથ
એ-સરખે(?વે) ઉડો એ-આંગલેં હલપતી-આગલ હાથ ૨૩૯
લખપતીયાં કરોડપતીયાં ઘણો ભર્યો ભંડારેં ગરથ
કરેં આસ કણબી-તણી તે હલપતિ ઉઢાવણ-હથ ૨૪૦
ઉચ્ચ નીચ ઉમરાઉ અતી સામદ સુર સમરથ
કરેં આસ કણબી-તણી હલપતી ઉડાવણ-હથ ૨૪૧
ભોલો જાત્ય ભાભો કહેંવાય જાયેં પ્રાંણી-માત્ર
તેહ-નેં હાથ ઉઢાવેં હલપતિ જે સીર સોના-છત્ર ૨૪૨
સહુ પેહેંલો કણબી કર્યો મહીપત્ય જેહ-નું મંન
પ્રજા પાલેં પ્રીત-થી અતી કષ્ટેં પકવેં અંન ૨૪૩
કણ સુપી કણબી કર્યો સ્રુંપ્યો એ અધીકાર
જગત જીવસ્યેં એ-થકી વલતી વરણ અઢાર ૨૪૪
ચ્યાર ચૌદ પ્રતીપાલવા કણ સરજવા-કાંમ
સૃષ્ટ-સંઘાથેં સરજીયો કણબી નીરમલ-નાંમ ૨૪૫
ભાર અઢાર જે વનસપતિ ન કર્યાં તે ઠાંમ (?)
એહ-ની મેંલેં ઉગસેં કેલવણ-નું સ્યું કાંમ ૨૪૬
કણ કેલવ્યા-વીણ થાયેં નહી કણ-વીણ..........(?)
કણબી તે-માટેં કર્યો કણ-કેલવણ-નેં માટ ૨૪૭

કહેં વીધાતા વીશ્વપત્ય "એહ આપણો અંશ
કણબી હોઇ જીહાં લગેં તિહાં લગેં સૃષ્ટી-વંશ ૨૪૮

કણ-વીના ચાલે' નહી    જીવે' જન નહી કોય
કણ નીપજાવી નવી સકે'    કણબી-વીણ નર ન હોય"    ૨૪૯
વીચાર કર્યો એ વીસ્વપત્ય    "કણ-ના . કીડા લોક
સૃષ્ટી કણ-કણબી-થકી    બાકી સરવે' ફોક    ૨૫૦
કદાચ જો એ કણ જશે'    કે કણબી-કુલ જાય
તારે' બાધી સૃષ્ટ-ની    જીવ જુગત કુંણ થાય    ૨૫૧
ચાલસ્યે' બીજી વરણ-વીણ    અડક્યું નહી રહે' કાંમ
કણબી-પાખી ચાલે' નહી    ઠરે નહી કો ઠાંમ    ૨૫૨
સ્વાંમી સરગ ગયા પછી    અવર કરે' કોઇ આપ
તેથી વંશ જ વાધસ્યે'    ભેદી ન સકે' પાપ    ૨૫૩
ઉત્તમ વરણ આદે' કહી    અલવે' ખુટે' અંશ
તેથી કાંઇ જસે' નહી    સૃષ્ટી-કેરો વંશ    ૨૫૪
કણબી જતે' તો કણ જશે'    તો માંનવ સ્યું ખાય
કણબી કુલ જાહરે' ગયું    તાહરે' સૃષ્ટી પ્રલે' થાય"    ૨૫૬
દુખ જાણ્યું દુનીયાં-તણું    અધીપત્ય સોપ્યું અંસ
"સૃષ્ટી-સુધી વાધસ્યે'    કણ-કણબી-નો વંશ    ૨૫૭
નાતરુ નહી એ નોતરું    કર્યું જગત-નેં કાજ્ય
કુલ વાધો કણબી-તણું    તો રીઝે' કરસ્યે' રાજ્ય"    ૨૫૮

બાધું વીશ્વ તે અન-થકી    વીશ્વ-થકી જે વરધ
અમ્યો ઉપજાવી આપીઇં    અવનીપત્ય-ને' અરધ    ૨૫૯
પોષે' જે પે'દા કરે'    લે' લાખીણો લાગ
અંતસ્કરણ રીઝીને' આપીઇં    ભુમીપત્ય-ને' ભાગ    ૨૬૦
સતજુગ-માં સાખી જુયો    તાંહે' જીવ એ તુંણ (?)
કેલવનાર તે કણ-તણો    કણબી-વીણ તે કુંણ    ૨૬૧
સહુ-પે'હે'લો એ પરગટ્યો    સહુ-થી કેડે' જાય
ભાગ આપે' છે' સહુ-ને'    તેણે' ભાભો કહે'વાય    ૨૬૨

ભા કહે સહુ તાત-ને તન-થી પ્રગટ્યો તન
ભાભા એ ભુમી-પરે મહીપતિ વીચ્યારો મન ૨૬૩
નાત્ય-બાહરો એકે . નહી ઉચ-નીચ ન હોય
નહી ચૌદ ને ચ્યાર-માં જુગ-આદે એ જોય ૨૬૪
કુલ-હીણો કોઇ નહી નહી ઠેકાણું ઠાંમ
મહીપત્ય-સરખા માંન દે કણબી મોટું નાંમ ૨૬૫
નહી વપુ વરણાગીયો નહી કાયર નહી સુર
કાયા કષ્ટ કણબી ઘણો પરમારથ-નો પુર ૨૬૬
બીજી વરણ જે વીશ્વ-માં રલ્યું પારકું ખાય
કણબી મેંહનત-થી રલે તે બારે વાટે જાય ૨૬૭
ધાયે ઘણું ધંધો કરે ધુલ-થી પકવે ધાંન
અધીપતિ-કેરા અંશ-માં મહિપત્ય-કેરાં માંન ૨૬૮
વીસ્વપતિ-થી જલપતિ હલપત્ય તે-થી જેઠ
પ્રથવીપત્ય ને છત્રપત્ય તેહ લખપતિ-કેરી કેડ ૨૬૯
ડાહ્યા સાચું દિલ ધરે જુઠા-નો સ્યો જોડ
સૃષ્ટ કણ-કણબી-તણી કણબી-કેડે કોડ ૨૭૦
મેંહણું દિધું તમ્યો મહીપતિ એ ઉતર તેહ-નો આજ
કુલ વાધે કણબી-તણું તે સકલ સૃષ્ટ-ને કાજ' ૨૭૧

ચોપઇ

રીઝ્યો રાજા સુંણીને વાત 'સાચું સુત્ર માગો સાક્ષાત
વલી પ્રશ્ન પુછું એક આપ નીતનીત તમ-ને પોઢાં પાપ' ૨૭૨
હસી વાત બોલ્યા ભઠ ભુપ 'રુડા પણ તમ્યે અઘ-ના રુપ
માહા મહા પાપ કરો છો ઘણાં કૌતક સાંભલો પોતા-તણાં ૨૭૩
લીલાં તરણ તે વાઢો ઘણાં હલ-નાંગલ કરો તે-તણાં
ભુમી ખણતે પાપ જ ધરે કોડ અલસીયાં કીડા મરે ૨૭૪
જનાંવરો-ને દ્યો છો માર ચરવા નથી દેતા કણ ચ્યાર
લીલાં કંઝાર કરશણ જેહ-નાં ડોકાં મરડો છો તેહ-નાં ૨૭૫

ખાતર-પુંજા નાંખો જોડ મારો જીવ તે લક્ષ કરોડાંણ કોડ
મુલ ખોદો છો ચારયો-તણાં એહવાં પાપ કરો છો ઘણાં ૨૭૬
થઈ બેસો છો મોટેં મુલ્ય નહી પાપ કણબી-સમતુલ્ય
થાયો છો પવીતર આપ તમો તો કરો છો પોઢાં પાપ ૨૭૭
સઘલી વાત સાચી કહી જેહ પાપેં લપટાંણી તમ-દેહ
પાપી-માંહેં વધતેરો વાંક તમ-માં ભુંડા અક્ષર આંક' ૨૭૮

દુહા

કહેં ભાભો 'સુણ ભુપતિ વવેકી વીક્રમ વરધ
કણબી પાપ કરેં ઘણું તેહ-માં તાહરું અરધ ૨૭૯
જેટલા ભાગ ભોમી-પરેં અમલ કરેં છેં આપ
તે લેં છેં કણબી-નું લોહીનેં પલકપલક-નું પાપ ૨૮૦
રતી-ભાર રહેતું નથી નિમેષ કરંતેં પુન્ય
ખડ જગન-માં વેંહચીઇ તે ગાંઠે બાંધીઈ પુન્ય' ૨૮૧

ચોપઇ

ગાંમ બોલ રુદેં-માં વસ્યો રીઝિ રાજા હેતેં હસ્યો
'મન-સંદેહ માહરો ભાગીયો' પ્રણાંમ કરી પાએ લાગીયો ૨૮૨
'એક તો જાત્યેં ઘરડા છો વૃધ બીજું રસ્યા-માં આપો અરધ
ત્રીજો મન ભાગ્યો સંદેહ ચોથો નારાયણ-ઉપર નેહ ૨૮૩
માટેં હું આવ્યો આપવા સંકટ દુઃખ તાહરાં કાપવા
કાંઈક માગો માહરેં પાસ સંતોખી બોલાવું વાસ ૨૮૪
જે વસ્તુ ન હોઈ તાહરેં તે પાસેં માગો માહરેં'
એહવું વચન રાજાઈ કહયું તે તો ભાભેં મન-માં લહ્યૂં ૨૮૫

તેહ બોલ્યો જાંણિતો જંન 'મહિપત્ય આપ વીચારો મંન
વરસ થયાં પંચાણું મું-નેં તો હવેં સ્યું જાચું તું-નેં ૨૮૬
પાંચ પુત્ર પોઢો પરિવાર ખાવાપીવા કણ-કોઠાર
જે જોઇઇ અમારેં ચેંર તે સમરીધ્ય છેં માહરેં ઘેંર ૨૮૭

દુધ દહી ઘીરી ઘર ઘાંમ    ઠાલો નહી કો માહરો ઠાંમ
સઘલી સમરીધ્ય મહિમા મોટ    નહી માહરેં ઘેંર-એકે ખોટ ૨૮૮
લીલા-લહેંર છેં મુઝ ઘણી    સીદ આશા કરું કો-તણી
સઘલી સમરધ્ય માહરેં અમુલ્ય    ફોગટ ઝાઝી ન કરવી ફુલ્ય' ૨૮૯

રાજા હઠ લેઈનેં રહ્યો    ફરી ફરીનેં બોલ જ કહ્યો
'મેં તો તાહરી જોઈ ચરચાય    તેહ વચન માહરું કીમ જાય ૨૯૦
પાછો જાયું તો જુઠો પડું    તો દોષી દુસમન-નેં કીમ નડું
માટેં મન ગમે તે માગ્ય    જેહ-ની તાહરેં નોહેં જાગ્ય' ૨૯૧
ઇંમ અતીસેં કોડેં કહ્યું    ગ્નાંન ઉદેં ભાભા-નેં થયું
એક નાંમ તો રાંમ જ રહું    ભાભો રાય વીક્રમેં કહ્યૂં ૨૯૨
ધરતી ભાર ઉપાડેં કાંમ    ભાભો તે તે માટેં નાંમ
તે ભાભેં તો જોડ્યા હાથ    બોલ્યો વીક્રમરાય-નેં સાથ ૨૯૩

'હું ઇશ્વર પાસેં માગું છું જેહ    કહું વાત માંડીનેં તેહ
બાંધી સૃષ્ટ ઇશ્વરેં જાહરેં    તે સરવેં પ્રગટ્યા તાહરેં ૨૯૪
ઇછા બલ ભ્રમાઇ ઘડ્યા    પાસ કરમ-બંધન-નેં પડ્યા
ચ્યાર ખાંણ ચોરાસી-તણી    પીડા પામેં છેં દેહ ઘણી ૨૯૫
કરેં પાપ તે નરકેં જાય    પાછો આવેં અવની-માંહેં
કુઇ ઘેડ ઘટ-માલા જીમ    પુનરપી ફેરા ફરવા તીમ ૨૯૬
અહંકાર પદમી છેં કો આપ    પલક પલક બેંસે બહુ પાપ
આપ-સ્તુતી પર-નંદ્યા કરેં    ગોત્રી મારી પર-દ્રવ્ય હરેં ૨૯૭
બેડેં ભુમી વરણા-વરસણેં    ગલી વાવેં જેં કરસણેં
ઇક્ષુ લાખના જંત્ર અનેક    કરેં વેદુ વણ-જાંણે વવેક ૨૯૮
જુઠા પેટ-કારણ જુવે જોસ    લેતાં દાંન બેસેં બહુ દોસ
ગાય બ્રાંમણ સ્ત્રી બાલક હણેં    લોભેં દોશ કોયે નવી ગણેં ૨૯૯
પીત્રી-દિવસ-ઉપર નહી પ્રીત    તજેં કુલ આચાર-ની રીત
ગોત્ર-ગમન ગુરુ-પતની-ગાંમ.    કુડે કોડ કરેં બહુ કાંમ ૩૦૦

માહા માહા પાતિક તેણેં ઠાંમ    ધીકેં અંગારા દે હીડા-માં હાંમ
'આદ્ય વરણ જ મોહોટા બ્રંમ    તે નવી પાલેં સંધ્યા-કરમ ૩૦૧
ગુરુ-નંદ્યા નંદે પીતા માત    કરેં જાર નર નારિ ગરભ-પાત
પંચ ગરાસ-વીણ ભોજન કરેં    જોતાં પાપ અધીકેરાં કરેં ૩૦૨
જે જે જીતેં કુલ-નાં કાંમ    મોટા પાતિક-ના તે ઠાંમ
નીચ ભોજન ભાવેં-થી ખાય    નીચ-પાસેં જાચવા જાય ૩૦૩
અધમ-નેં ઉપદેશ જ કરેં    પાપેં પેટ પોતા-નું ભરેં
વાંણી વેદ વીદ્યા નવ લહેં    કુડાં-આગલ કથાનક કહેં ૩૦૪
વણીક જાત-ના જુઠા બોલ    અધિક ઉછાં તોલેં તોલ
ફોકટ ધંધો મેલેં મેલ    ઘણી ઘૃત-માં ભેલેં તેલ ૩૦૫
પરપંચેં થાય બહુ પંચ    ગરીબ-લોક-પેં માગેં લંચ
એહવી વરણ અઢારેં કહી    લક્ષણ જોતાં સરવેં લહી ૩૦૬
વરણાવરણ જોઇ ઘણી    સી કહું નંદા સરવેં-તણી
અલપ આયુશ-માં અધીકું પાપ    મરવું તે વેદ-પુરાંણેં છાપ ૩૦૭
સરગ-સમાંન બીજું સ્યું સુખ    નરક-સમાંન બીજું નહી દુખ
પાપ કરેં તે દેહ પરહરેં    જમ-સાંનીધ્યેં તે સંચરેં ૩૦૮
એક ઘડી ઇહાં સુખ ભોગવેં    એક કલપ તીહાં નરક જોગવેં
જુજુવાં નરક સતાવીસ ઘણાં    શાં શાં કષ્ટ કહું તે તણાં ૩૦૯
અંગુષ્ટ-પ્રમાંણેં જીવ જ થાય    કોટી કલપ તે માર જ ખાય
નીકલેં કોયક કલપેં નેટ    અવતરેં કો પાપીનેં પેટ ૩૧૦
વલી પાપ કરંતો મરેં    બીજા નરક-માંહેં અવતરેં
ઇંમ સતાવીસ નરકેં જાય    માયા-બંધાણો માર જ ખાય ૩૧૧
પીડા પાંમેં દેહેં ઘણી    અનંત વ્યાધી તેહ જ તણી
કોટીકોટી જીવ કરડીનેં ખાય    તીહાં કોય કરેં નહી સાહાય ૩૧૨
એ તો પાપી-જન-ના જંત    પુનરપી બીજા જે પુન્યવંત
જપ-તપ-સાધન-વૃત આચરેં    સદાવૃત પરમારથ કરેં ૩૧૩

તે જન ઉતમ લોકેં જાય  પાછા આવે અવની-માહે
પુન્યવંત નવી પાંમેં દુખ  જીહાં અવતરે તીહા તો સુખ ૩૧૪
જનુની-જઠર ગરભ-વાસેં ઘણું  જન્મ-મરણ-અવતરણ તે-તણું
ઉદરેં અવતરવું નવી પડે  સાયુજ્ય-મુગતી-નો મારગ જડે ૩૧૫
છુટેં બીજ બંધન-નાં કરમ  માંણે મોક્ષ-પદવી-નો મરમ
મુગતી ચ્યાર પ્રકાર જ તણી  સાયુજ-પદવી મોટી ઘણી ૩૧૬
પરિશ્રમ-સ્યું પ્રીતેં પલેં  સાક્ષાત તેજ-માંહેં જઈ ભલેં
ઇશ્વરવત તે થાઇ આપ  છુટેં કરમ-બંધન-નાં પાપ ૩૧૭
તે પદવી જીહાં હોઇ આથ  ઇશ્વર-પાસ તીહાં ઉડું હાથ
માગુ મુગતી-પદ-નો ઠાંમ'  એહવું કહે તે ભાભોરાંમ ૩૧૮
'મનુસા-દેહ-તણું જે સુખ  એ સારું નવી ભાગે ભુખ
હાથી-ઘોડા ગરથ-ભંડાર  ઘર ઘરસુત્ર પુત્ર-પરિવાર ૩૧૯
સમરથ આપવા હોઇ જેહ  તે-આગલ નમાવું દેહ
સમરથ્ય સરવ અલખત છેં જેહ  એહ વાત-માં નહી સંદેહ ૩૨૦
જે જોઇઇ તે માહરે ઘેંર  અલખત ઘર-માં ઢગલા બહુ પેંર
એ સરવેં ઝાકલ-નાં નીર  થીર નહી કાયા કોય સરીર ૩૨૧
સમણા-કેરું સુખ જેટલું  પાંણી-નો પંપોટો તેટલું
છાજ-નો તાપ, કુપલ-ની વાડ  સંસાર-સુખ તો એ-વત આઠ ૩૨૨
જીવ-નેં જે કો સીવ કરે  તેટલો જીવ તે નવી અવતરે
માહરેં મન તો એહવું હોય'  રાંમેં બોલ કહ્યો તે સોય ૩૨૩
રાંમ બોલ રાજાઇ લહ્યો  અચીરજ પાંમી ઉભો રહ્યો
'મેં ભાભો ભોલો જાંણીયો  પુન્યવંત દિસેં છેં પ્રાંણીયો ૩૨૪
દુખ-ભંજન કીધા મેં ઘાટ  તે ભાભો ઉઠાડવા આવ્યો વાટ
કીમ એહ-નેં ઉસંકલ થાઉં  સ્યું મોહ લેઇનેં મંદિર જાઉં" ૩૨૫
વીસમેં વાત પરાંણેં પડી  અણબોલ્યો રહ્યો એક ઘડી
એકેં વાત ન સુઝેં પેંર  ભાભોરાંમ કહે 'જાયો ઘેંર ૩૨૬
કાં ચાતા કરો મન-સાથ  નથી વચન આપ્યું મુઝ હાથ
આપનારો છેં એક નાથ  સરવ-નેં આપે છેં એ આથ ૩૨૭

કાં ચીતા બેંઠા છો ધરી આપનાર મોટો છે હરી
આપણ સહુ ભીખારી-લોક મોટમ-વાત કરવી તે ફોક ૩૨૮
દુનીયાં-માંહેં છેં એક દાતાર માંનવ સહુ-કો માંગણહાર
માટેં રખેં આંણો ખરખરો પ્રથવીપતિ મંદિર પરવરો ૩૨૯
જે કોય જાચીક-જંન તેહ-નેં જઇ અપાવો અંન
કો દરિદ્રી-નેં ધન-નાં અરથ તેહ-નેં કાંઇ અપાવો ગરથ ૩૩૦
કો આવેં હુસી જોડલા તેહ-નેં આપો હાથી-ઘોડલા
કો ક્ષુધાતુર આવેં કાંમ તો તેહ-નેં જઇ આપો ગાંમ ૩૩૧
કુંયારો કો આવેં બાહાર તો તેહ-નેં પરણાવો નાર
કો બ્રાંમણ ભીક્ષુક મંન ધરો અષ્ટ માહાદાંન કોડેં-થી કરો ૩૩૨
જે-કો ભીખ-ની નાખેં ટહેંલ તેહ-નેં આપો રુડી વેંહેંલ
જે-કો હોઇ જાત્યેં દુખી ઉતમ આપો તેહ-નેં પાલખી ૩૩૩
જાચીક-જન આવેં થાપજ્યો તો પસાયતેં ભુમી આપજ્યો
કો દવાલીબંધ(?) વાચક ભાખજ્યો તો તેહ-નેં ચાકર રાખજ્યો ૩૩૪
વસવાયુ-જન લહેં જો લાજ તો દેઇ દાંમ કરાવો કાજ
વણીક-જંન કરેં કો આસ માલવેરો ન લેશો તે-પાસ ૩૩૫
કણબી-લોક મજુરી કરેં ગ્રીદ આશા તમારી ધરેં
ઘેંશ-છાસ-વેલાઇ મલેં નવનીધી-માંહેં એ ભલો ૩૩૬
બેં બલદ દુઝાંણું દેહ તો કોડપતિ-થી વધતો એહ
ગાડું ઘેંર હોઇ જાહરેં નવ નીધ્ય મલેં તાહરેં ૩૩૭
હોલ-નાંગલ, હોઇ છતી તો ઘર-માં અલખત આવેં અતી
થોડેં લોભેં ખોવેં ભાર તે માગ્યા-નો શો વેહેવાર ૩૩૮
જે આપો તો ખુટી જાય તે માગેં માહરી વ(બ)લાય
ઇશ્વર-પાસેં માગીસ્યું નેટ ગરભ-વાસ નાવેં જનુની-નેં પેટ ૩૩૯
તે તમ-થી અપાઇ કીમ રીસ કરો તો માહારા સમ
શાબાશ મોહોટા છો પ્રથવીપતિ મહીપત્ય તાહરી રુડી મતિ ૩૪૦

આગેં રાય થયા કૈં કોડ ન થયા કો તાહરી જોડ
દેવ-અંશ મોહોટો તું દેવ કરો છો સકલ રહીયત-ની સેવ ૩૪૧
પરજા પાલે રુડી રીત્ય રાખો અંતર-માં પુરણ પ્રીત
ધન્ય તાહરા પીતા-માત-નેં ધન્ય તાહરી જુગતી જાત્ય-નેં ૩૪૨
ધન્ય તાહરા સજન-સાથ-નેં ધન્ય તાહરા જમણા હાથ-નેં
ધ્યનતા તાહરી રુડી દેહ-નેં તાહરી કીપા હોઇ જેહ-ને ૩૪૩
રહીયત રહેં ન દુખી કોય એહવો કુંણ પ્રતીપાલક હોય
ચીરંજીવ રહો કૈં કાલ પ્રથવીપત્ય પ્રજા-પ્રતીપાલ ૩૪૪
તું નોધારાં-કેરો ધણી અલખત ભોગવો ઇંદ્ર જ તણી
જાયો ઘેંર કરો સુભ કાંમ રીઝી બોલ્યા ભાભોરાંમ ૩૪૫

દુહા

રલીયાત થયો રાજા ઘણું સાંભલીનેં સુભ બોલ
'સરગ-તણું સુખ તમ્યો કહયૂં એહ પદવી અતોલ ૩૪૬
ગમસ્યેં જો ગોવંદ-નેં તો ઠીક પોહોચાડું ઠેઠ
મુગતી-માંહેં મુંકું તુ-નેં પુનરપી નાવે પેટ ૩૪૭
ઇછા હોઇ ઇશ્વર-તણી તો રાખે મુઝ ધરમ
રાંમ-પ્રતાપેં રાંમ-નેં ભેટાવું શ્રી-બ્રમ' ૩૪૮
વીક્રમેં કીધો વાયદો ઘણા હેત-થી ઘેંર
મન્ય વીચારેં મહીપતી 'સી કરવી હવે પેંર' ૩૪૯
અંન જલ નીદ્રા તજી તજ્યાં ઘર સુખ-ધાંમ
એકે વાત ન ઉકલેં 'કીમ થાસ્યેં એ કાંમ' ૩૫૦
વીતી રાત્ય વીચારતાં જડેં નહી કો જાગ્ય
પંડીત પ્રભાતેં તેડીયા પ્રીતેં લાગો પાગ્ય ૩૫૧

નીરણે જોયા ન્યાય-ના પાતાંજલી-નાં પુર
વાત જુયો વેદાંત-માં શાસ્ત્ર સકલ-માં સુર ૩૫૨
ધરમશાસ્ત્ર ધ્યાનેં ધરું મીમાંશા-નાં મુલ
મારગ સહુ-ના જુજુયા સોધંતાં-માં સુલ ૩૫૩

કો કહે ‘મુગતી ધ્યાન-માં’ — કો કહે ‘જપ-તપ-વરત’
કો કહે ‘દાંન ને જગન-માં’ — કો કહે ‘તારણ તરત’ ૩૫૪
કો કહે ‘પુજે પરમાતમાં’ — કો કહે ‘નાહે નીર’
કાં કહે ‘સાધો સાચ-માં’ — કો કહે ‘સુધ્ય સરીર’ ૩૫૫
કો કહે ‘મુગતી દયા-દાંન-માં’ — કો કહે ‘વેદ-ની ધુન્ય’
કો કહે ‘ઇશ્વર-ભજન-માં’ — કે ‘પરમારથ-પુન્ય’ ૩૫૬
નરપત્ય કહે ‘નૈયાયકો — તમ્યો કહો બહુ ઠાંમ
દૈવત-તત્ત્વ એ સરવ-નું — એક કહો તે નાંમ’ ૩૫૭

ચોપઇ

ડાહ્યા પંડિત બોલ્યા તેહ — નરપત્ય-સાથે ધરીને નેહ
‘એક અલખ કો બ્રમ-સ્વરુપ — બ્રમા ભેદ ન પાંમે ભુપ ૩૫૮
બ્રમા-વીસ્નુ-રુદ્ર ગુંણ ત્રણ — સ્તુત કીધિ શ્રીઅશરણ-શરણ
“અકલ-સ્વરુપ તમો કીહાં કલો — સીઘ્ર સોધ્યા અમ-ને કાં કાં મલો ૩૫૯
કીહાં ધ્યાંન-માં રુપે કીહાં — ભારે ભુતલ પ્રથવી-માંહાં”
તાહરે ઇશ્વર બોલ્યા એમ — ત્રીગુંણ-સાથે આંણી પ્રેમ ૩૬૦
“ઘણે ઠેકાંણે માહરો વાસ — સોધી લેશે માહારા દાસ
અણુ-માત્ર ઠાલો નહી ઠાંમ — સઘલે વ્યાપક રુડો રાંમ ૩૬૧
કદાચી ઠાંમ સોધી નવી જોય — પ્રગટ ઠાંમ દેખાડું સોય
તે તમ-આગલ કહું છું કથી — એહ-માં મુઝ-માં અંતર નથી” ૩૬૨

સાંભલ્ય હો વીક્રમ-મહારાજ — તમ-આગલ માંડી કહું આજ
વરણ અઢાર માંનવ છે ઘણા — સાખ્યાત દેહ મુઝ બ્રાંમણ-તણા ૩૬૩
ચોપગ જીવ અનંત કહેવાય — માહરું રુપ જાંણો તે ગાય
સપ્ત ધાત નીરમી નેહ — સોવરણ દેવ માહરી દેહ ૩૬૪
વનસપતિ છે ભાર અઢાર — તુલસી તે માહરો અવતાર
તીથી પંનર છે વારુ વસી — માહરું રુપ તે એકાદશી ૩૬૫
સાત વાર-નું સાર જ જાંણ — રવીવાર પોતે પરમાંણ
સતાવીસ નક્ષત્ર તે નાંમ — પુષ્ય પવીત્ર કહાવે મુઝ કાંમ ૩૬૬

અનેક રસ વીવેકી વરત    ઘણી દેહ માહરી તે ધૃત
જોગ સતાવીસ કહું છું તુ-નેં    વ્યતીપાત તે જાંણો મું-નેં ૩૬૭
સાત સમુદ્ર-માંહે ખીર    સાક્ષાતકાર એ મુઝ સરિર
અડસઠ તીરથ લાખીણો લાગ    તેહ-માં પ્રીય તે મુઝ-નેં પ્રાગ ૩૬૮
અનેક કોટિધા છેં બહું કાંમ    પુન્ય પરમારથ તે મુઝ નાંમ
અનેક ગાંણાં છેં ગુંણ-નાં ગીત    હરી-ગુંણ-ઉપર મુઝ-નેં પ્રીત ૩૬૯
અનેક નીર નીવાંણે ઘણાં    ગંગા-જલ તે દેહ મુઝ-તણાં
સાત મુગતીપુરી-પર નેહ    તેહ-માં મથુરાં માહરી દેહ ૩૭૦
ચ્યાર વેદ-નાં નીરમલ નાંમ    સ્વરૂપ માહારૂ તે તો સાંમ
બાવન અક્ષર જાંણો તમ્યો    આદિ પ્રણવ અક્ષર તે અમ્યો ૩૭૧
અનેક ઉપાસન-ના છેં શૈવ    મુઝ-ને જાંણો તીહાં માહાદેવ
સ્તોત્ર પાઠ નેં ગ્રંથ અનેક    ગીતા તે હું વ્યપુઇ વીવેક ૩૭૨
અનેક ઉપધી છેં બીજી ઘણી    તેહ-માં અંન તે દેહ મુઝ તણી
જોતિલિંગ જે દ્વાદશ જોય    વીશ્વનાથ માહરી દેહ હોય ૩૭૩
અવતાર ચોવીસ અદભુત એહ    પુરણ-બ્રમ તે ક(? ભ)જો એહ
પંચાશ કોટિ પ્રથવી લહો તમ્યો    પંચકોસી કાસી તે અમ્યો ૩૭૪
મોહોટાં દરસન ભારે ભુપ    તેહ-માં નરબદા સુભ-સ્વરુપ
અનેક મોહોટા જંન અપાર    માહારી દેહ જાંણો દાતાર ૩૭૫
અનેક વાહલાં મુઝ-નેં નેહ    તેહ-માં સાચો માહારો દેહ
જે જે સુભ વસ્તુ સાર    તેહ-માં માહરો છેં અવતાર” ૩૭૬

દુહા

મંન વીચારું મહિપત્યેં    ‘એ અલખત્ય કોટિધા કાંમ
મુગતિ-મારગ જડેં મુ-નેં    તેહ-નું તે સ્યું નાંમ’ ૩૭૭
થયો આકલો અધિપતિ    મુંકેં મુખ નિશ્વાસ
આદ્ય-શક્તિ જે ઇશ્વરી    ગયો હરસિધ્ય-પાસ ૩૭૮
એકાંત્યેં આસંન કર્યું    ધરે ધરણીપત્ય ધ્યાંન
પરિભ્રમ પ્રગટ થઇ    મહિપત્ય દિધાં માંન ૩૭૯

'તું તારા ત્રીપુરા તોતલા કલ્યાંણી કનકાઈ
તું આરાસુરી અંબીકા વીશ્વપતિ વહેંરાઈ ૩૮૦
તું તોકાઈ ત્રીલોચની અંનપુરણા અજાઈ
કાલી કૃષ્ણા પિંગલા મોહોટિ તું મહમાઈ ૩૮૧
સુભ ઇંદ્રાણી સારદા રુદ્રાંણી રુદ્રાઈ
બ્રમાણી બ્રમવાદની વીધાતા વરદાઈ ૩૮૨
સરજીક પાલક સહીયારણી પાલણ પોષણ પુર
ત્રીદશ ત્રીગુંણ તાહરા નીમેષ-માત્ર-નું નુર ૩૮૩
કરતા હરતા કલપના ભરતા વરતા જેહ
વીશ્વ-માં વ્યાપી રહી નારાયણ તુઝ નેહ ૩૮૪
ગ્રહ તારા રવી ચંદ્રમા અવની તુઝ આકાશ
પંચ માભુતેં પરવરી જલ થલ તાહરો વાસ ૩૮૫
જડ-ચેતન નેં અગન-જલ માત્રકા-મધ્યે મુલ
ઓંકાર આદ્ય તું ઈશ્વરી અધીકારી અનુકુલ ૩૮૬
જનક-જનેતા-જોગ તું સ્રી-પુરુષ જુગત જાત્ય
પશુ પંખી નેં માંનવી-નું મુલ તમ્યો છો માત ૩૮૭
પંચ ઇંદ્રી-ના સ્વાદ જે માહાલણહારી મેહેંર
જાગ્રત-સ્વપન-નીદ્રા-તણી લખ લાખીણી લહેંર ૩૮૮
બાહાર તમ્યો બાવન-થકી વીદ્યા-રુપ વીવેક
બીજ સકલ સૃષ્ટી-તણું તે આદ્ય-શગત્ય તું એક ૩૮૯
વૈષ્ણવ-જન વીષ્ણુ કહેં વ્યાપાર સઘલેં વ્યગત
શક્ત-લોક તો સીવ કહેં સગતી-મારગેં સગત ૩૯૦
બ્રમવાદ-ના તો બ્રમ કહેં રુપ વૈરાગી રાંમ
પંચ તો પરમેશ્વર કહેં નૌતમ તાહારાં નાંમ ૩૯૧
ભલા જૈન ભગવંત કહેં કહેંતા રતંબી (?) તેહ
અસુર વલી કાંઈ અન્ય કહેં માયારુપ તું મેહ ૩૯૨
વીસ્તરિ બાધા વીશ્વ-માં 'કોટિ પ્રકારેં કાંમ
માહા પ્રલેં મુરજાદ-માં ઘણાં એક તું ધાંમ ૩૯૩

વેદ ચ્યાર વીદ્યા ચૌદ-માં ખટ દરસન મહા મરમ
ખોજી ફરે છે ખોલતા ભાસે નહી કો ભ્રમ ૩૯૪
ભટકાવ્યા તે ભુર-નેં માયા-મોહ-ની જાલ
અકલ-વીના સ્યું ઉલખેં પ્રીછે આલપંપાલ ૩૯૫
મન અટકે જીહાં જેહ-નું વારુ દૃઢ વીશ્વાસ
તેહ રુપેં તેહ-નેં મલેં પ્રીત ધરીને પાસ ૩૯૬

માહરેં તાહરો આસરો ઇષ્ટ અધીપત્ય આથ
જીમ લકડિ હાલર-તણી હેત ગ્રહી છે હાથ ૩૯૭
લાડ પાલ્યા તમ્યો લક્ષધા કરો કોટિધા કામ
પર-દુખ-ભંજન પાડીયું નવેં ખંડ-માં નાંમ ૩૯૮
ખ્યાત્ય ચલાવી તેં ખરી લેઇ પોહોચાડ્યો લંક
શાકા ચલાવ્યા શાસ્ત્ર-માં વાલ્યો આડો આંક ૩૯૯
પંચ-ડંડ જીતાવીયો મોટી માત હરસિધ
પર-દુખ-ભંજન પાડીયું જીત્યા-નો જસ લીધ ૪૦૦
સાખ્ય ચલાવી તેં ખરી કરો પરમારથ પુન્ય
અહુરણી અવની કરી નીમેખ ન રાખી નુન્ય ૪૦૧
વાત બાધેં વીસ્તરી કરેં ઘણાં પર-કાંમ
વીક્રમ તો ઉજેણિ વસેં કર્યું નવ ખંડે નાંમ ૪૦૨
એક છત્ર-ધર અધિપતી કર્યો અતુલીબલ આપ
દુખ-ભંજન હું દેશ-માં તે તાહરો પરતાપ ૪૦૩

ભાભોરાંમ મુઝ-નેં મલ્યા સંતોષી નહી શોક
પરદુખભંજન નાંમ છે તે કરવા બેઠો ફોક ૪૦૪
વણ-માગ્યેં મન-કલપના મુગતી-પદારથ-માટ
સુકીત સરવ દહાડા-તણું તે વેદ ઉઠાડેં વાટ ૪૦૫
ખરું કહેંતાં શો ખરખરો કહી માહા વસમી વાત
માટેં સમરી તે તું સીવા મોટી વાતેં માત' ૪૦૬

સગત્ય સંતુષ્ટ થઇ તીહાં હેતેં મુંક્યો હાથ
'પરહર દુખ તું પ્રથવીપતિ સાચું કહું તુઝ સાથ ૪૦૭
તાહરું સત્ય સાખી થસ્યેં ધાશેં વાહારેં ધરમ
કરુણા કરી કહું તે કરો મુલ બતાવું મરમ ૪૦૮

ચોપઈ

સુધ દેહ કરી સજ થાયો જુગતેં ઇંદ્ર-સદન-માં જાયો
બાવન વીર-તણો અધિપતી માંમે લેઈ જાસ્યેં મહીપતિ ૪૦૯
એહ-ની ગત્ય તીહાં સુધી હોય ગંજી ન શકેં તુઝ-નેં કોય
તું પણ ઇંદ્ર-તણો છેં અંશ વડેં ભાગ્ય દેવતાઈ વંશ ૪૧૦
પુન્ય પદારથ છેં તાહરો બીજો હાથ માંથેં માહરો
માહરી માયા અપરંપાર વીખાંણ કરેં સ્યું વારંવાર ૪૧૧
જિમ ઘર-માં મુંકી હોય આથ તીમ સચરાચર તાહરેં સાથ
ત્રણ લોક-માં માહરું તેજ અધીક ઘણું તુઝ-ઉપર હેજ ૪૧૨
તેહ-નું દુખ ન ધરસ્યો તમ્યો એ કાંમેં અધિપત્ય છું અમ્યો
તેડી વીર કરી સિક્ષયો દેવલોક-માં તેડી જાયો' ૪૧૩

વાયુ-રુપે વીર જ થયો સુરનાયક-પેં ઉભો રહ્યો
એક અંગુઠેં ભુમી ધરી મહીપત્યેં સ્તુતી મઘવા-ની કરી ૪૧૪
'ભોલાનાથ મોટા છો ઈશ સ્વર્ગેં વીધાતા શ્રી-જુગદિશ
આદિ નીરંજન અકલ-સ્વરુપ પાર ન પામે ભારે ભુપ' ૪૧૫
મોટો મન-થી મેહલો ગરવ તન મન ધન સમરપું સર્વ
ગદગદ-કંઠ થયો જાહરેં સુરનાયક બોલ્યા તાહરેં ૪૧૬
'તાહરી ભગત માહરેં મન વસી માગ્ય ઉણમ નવી રાખેશ કસી
કોડિ વાર કહું છું કથી તમ્યો સાચું માનો સરવ-થી ૪૧૭
ઇહાં કશ્યી ન મલેં ખોટ માલ અનરગલ ભારે મોટ'
એમ કહિનેં દિધો કોલ બોલ્યા અમૃત-જેહવા બોલ ૪૧૮
'માહારાજ, માહારેં મોહોટું કાંમ રુડો કણબી એક ભાભોરાંમ
જઇ ચઢયો હું તેણી જાગ્ય દીધું વચન કહ્યૂં જે માગ્ય ૪૧૯

તે તો બચાર્યો ભોલો કહ્યો હું તો તેહ-ની કેડે થયો
જે જોઇઇ તે કહોને મુ-ને હું માગી આપું તું-નેં ૪૨૦
તેણે કહી એક મોહોટમ ઘણી સાયુજ્ય-પદવી મુગતી-તણી
તે મુઝ માંનવ-થી કીમ મલેં વચન દીધું તે કીમ પલેં ૪૨૧
ભારે ભુદર કહેંવાયો આપ તે ટાલો સરવે સંતાપ
જેહ-થી મુગતી-મારગ જડે દુરીજન કોયેં નવી નડે ૪૨૨
વચન ભ્રષ્ટ-થી પ્રલેં થાય વચન-સાથેં સુકીત જાય
વચને તો સરવે જીતાય વચન-વીના સરવે મીથાય ૪૨૩
વચન પલેં તો સરવે પલ્યું વચન-વીના તે બાધું બલ્યું
વચન સુકીત જાહરેં ગયુ પછેં પ્રાંણ રહ્યે સ્યું થયું ૪૨૪
વચન ન પાલે બોલ્યું જેહ જનમ-જનમ-નો પાપી તેહ
માહરેં તો તમારો શર્ણ' એમ કહીને વલગો ચર્ણ ૪૨૫

દુહા

ઇંદ્ર કહે ' સુંણ અધિપતી એહ અસંભમ હોય
મુગતી-મારગ મોટો મરમ કલી ન સકેં કોય ૪૨૬
આ સોભા છેં અમ-તણી ટાંડવ-નૃત્ય અનેક
અહરનીશ ગાઇં અપછરા છયે રતુ છત છેક ૪૨૭
શમણા-માહે દુખ નહી સઘળી વાતેં સાર
આઠ પોહોર આનંદ-માં અમૃત-કેરા આહાર ૪૨૮
રતન ચીતામણિ-તણાં ધવલહર મોઘાં ધાંમ
કામદુગો ઘેંર દુઝણી સોભા ઠાંમોઠાંમ ૪૨૯
પુષ્ફ પારિજાત-નાં ઐરાવત અનુપ
ત્રીદશ દેવ વાસેં વસેં મઘવા મોહોટો ભુપ ૪૩૦
જે જન યાગ ઝાઝા કરેં અશ્વમેધ અહરનિશ
અગ્નિહોત્રાદિક આવસત જપે જાપ જુગદિશ ૪૩૧
સદાવૃત જે સાચવે દેં અવારી દાંન
જગન કરેં નીત જુજુયા મઘવા-નેં દેં માન ૪૩૨

ઇંદ્ર-લોક-માં તે અવતરેં સુખ-સાગર-માં સહેલ
આયુશ હોઇ ઈંદ્ર-નું માણેં સુખ આ મહેલ ૪૩૩
કહો તો કરીઇ એટલું શમાવીઇ સરવ શોક
અવશાન-કાલેં રાંમ-નેં એહ આવે ઇંદ્ર-લોક ' ૪૩૪

ચોપઇ

વીક્રમ કહેં ' સાંભલ્ય મહારાજ એહ વાતેં સરેં નહી કાજ
મુગતી-પદારથ પ્રીતેં પલેં તે મારગ મુઝ-નેં કીહાં મલેં ૪૩૫
વચન ભ્રષ્ટ જો માહરું હસ્યેં તો તે જીવ વણ-ખુટેં જસ્યેં ' .
કહેં ઇંદ્ર ' તમ્યો ધીરજ્ય ધરો મુહુરત એક બેં ઇહાં ઠરો ૪૩૬
ધરમરાજ છે જેહ-નું નાંમ સહસ્ર જોજન ઉંચો છેં ઠાંમ
તિહાં સુધિ માહારી ગત્ય ગણી પુછું પેંર હું મુગતિ-તણી ૪૩૭
તાહરુંવચન જિમ તેહ-નેં હાથ સત્ય વચન માહરું તમ સાથ '
વીમાંન બેંસીનેં ઇંદ્ર જ ગયો ધર્મરાજ પાસે જઇ રહ્યો ૪૩૮
તે સોભા-કેરો સ્યો મરમ વસેં વાસ ધોરંધર ધરમ
પુન્ય-વાત-ઉપર બહુ પ્રેમ જુઠું બોલ્યા-નો તિહાં નેમ ૪૩૯
અધરમ-અન્યા-નો નહી લેશ સદા-કાલ તીહાં જોબન વેશ
નીરમલ વાડી નિરમલ લોક સ્વપ્ન-માંહિં કો-નેં નહી શોક ૪૪૦
હરખ ઘણેરો મન-માં હોય આનંદ-ઉછવ કરેં સર્વ કોય
બેંઠો ધરમ ધોરંધર ધણી કીધિ સ્તુતિ મધવાઇ ઘણી ૪૪૧
પ્રણમી જાહરેં લાગો પાય ' પધાર્યા ભલેં સુરપતિ રાય
કહો કાજ કવણ કારણેં આજ પધાર્યા આ બારણેં ' ૪૪૨
' કાઇક માગવા આવ્યા અમ્યો તેહ વચન આપોજી તમ્યો
આશાબંધો હું છું આજ ઘણું જરુર તમ-સરિખું કાજ ' ૪૪૩
' સાંભલ્ય સુરપતિ રાજંન લોનેં માહરું સત્ય વચન
મુજ-થી થાયે તે હાજર કરું મુસ્તગ વચન તમારું ધરું ' ૪૪૪



૬

## દુહા

ઇંદ્ર કહે 'શ્રી-ધરમ સુંણ મોહોટું માહરે કાજ
મુગતી-મારગ મુ-ને કીહાં જડે તે કહીઇ માહારાજ ૪૪૫
જપ તપ દાંન ને જગન-વિણ પાંમે મુગતી-પદ-ઠાંમ
તે તમ-થી પાર જ પાંમીઇ માહારે તો એ કાંમ' ૪૪૬

## ચોપઇ

મોહોટો સાંભલ્યો જાહારે મર્મ કર જોડી પછે બોલ્યા ધરમ
'પ્રીછું નહી એ વાતે પાર માહરો તો છે એહ વેહેવાર ૪૪૭
ચીત્ર વીચીત્ર લેહિયાં છે નાંમ અહર-નીશ તેહ-ને એ કાંમ
લખ્ય ચોરાશી જયોની જંન કરે કરમ અચીરત અન્ય ૪૪૮
કોડે કરમ જે રુડાં કરે તે રુડે ઠાંમે અવતરે
ઉતમ ઉપાસન કહેવાય ઇષ્ટ લોક-માં તે જંન જાય ૪૪૯
સત કરમ સાચાં જોગવે માહરો લોક ભાવે ભોગવે
માહરું આયુસ પુરુ હોય તેહ-ને કાહાઢી ન સકે કોય ૪૫૦
જે નર પાપી પાપ જ કરે તે નર તો નરકે અવતરે
જમણી પાશ પુન્યવંત-નાં ગાંમ ડાબી પાસ નરક-ના ઠાંમ ૪૫૧
મહા પાપી તે નરકે જાય તે તુઝ-ને દેખાડું રાય
જેહ-નાં જેહવાં કરણી-પાર તે જન તેહવો લે અવતાર ૪૫૨
માત-પીતા-ની નંદ્યા કરે મુંકી થાંપણ જે કો હરે
રંક-સાથે માંડે જે રાઢ પુન્ય કરંતે કરે છે વાડ ૪૫૩
અણગલ નીર જેણે વાવર્યાં નીલાં તરવર-નાં વધ કર્યાં
જીવ હણી કરે છે આહાર પર-દ્રવ્ય દેખી આણે ખાર ૪૫૪
પંચ ગરાસ-વીણ ભોજન કરે તસ્કર-વીદ્યાઇં ધન તો હરે
સુતક-સ્નાંન કરે નહી જંન સુતકી-ઘેંર કરે ભોજંન ૪૫૫
કરાં દાંન કીધા છે આહાર બ્રાંમણ-ઉપર મેહલ્યા ભાર
બ્રમસ્ત જેણે વીધવા વર્યાં બ્રાંમણ-નાં અન-ભોજન કર્યાં ૪૫૬

રાખ્યાં બ્રાંમણ-નાં રણ શીશ    હેત-થકી ન પુજ્યા ઇશ
વણ-વાંકે કારાગ્રહ જડ્યા    તે નર પેંહેલે નરકે પડ્યા ૪૫૭
રૈરવ કહેવાયે છે જેહ    એહવા પાપી રહે નરક તેહ
દુરગંધ સોણિત-નો ગાલ    ભોગવસ્યે કષ્ટ ઘણાયેક કાલ ૪૫૮
મોહોટી ચાંચ-નાં પંખી કહેવાય    નેત્ર ખોતરી તેહ-નાં ખાય
ભુખ તરસ નેં મોહોટો માર    કરે નરક-શોણીત-નો આહાર ૪૫૯
એક વરસ બ્રહ્મા-નું જિહાં    રૈરવ ભોગવસ્યે તે તીહાં
પછે નીચ અવતરસ્યે એહ    દુખીયો મહાદરિદ્રી દેહ ૪૬૦
પ્રાંણી તે કરસ્યે બહુ પાપ    જસ્યે નરક બીજા-માં આપ
ભ્રમ-નંઘા-માં બીહતો રહે    ખટ-શાસ્ત્ર-નેં ખોટાં કહે ૪૬૧
વરત-દિવસેં વાવેં જે અંન    પરદારા-ગમન-માં મંન
જોરાવરી કરે છે જાર    ગોત્ર-ગમન ખરાસ્યું ખાર ૪૬૨
વાટે જતાં-ને શ્રંમિ દે    પેટ-કારણ દ્રવ્ય તેહ-નો લે
કરે વૃત નેં નંદે સરવ    મન-માં આંણે ઝાઝો ગરવ ૪૬૩
અહર-નીશ આલ દે જું હું શીશ    ખોટી વાતો કરે અહર-નીશ
કુંઆરી-સાથે વીધવા-નો સંગ    અહર-નીશ પરનારી-ઉપર રંગ ૪૬૪
અતોલ ભાર બલદાં-નેં ભરે    ઘાલે નાથ નેં ખાસી કરે
વિપ દેઇને હરે કો દાંમ    અકસ્માત ભજવે ગાંમ ૪૬૫
ગાય બાલ નેં ગાંમ દહે    સંગે મદપાંની-નેં રહે
કાચા ગરભ ગલાવે ઘણા    શણગાર લુટે તે સતીયો-તણા ૪૬૬
વાટ-ઘાવા દેતાં નવી ડરે    લુંણ હરાંમ કોડે-થી કરે
કુડી સાખ્ય નેં લોલે લાંચ    સાધુજન-નેં જે દે આંચ ૪૬૭
નંદે ભેખ નેં નંદે માત    કરે દ્રોહ વીશવાસેં ઘાત
ખોટી કહે પોતા-ની નાત્ય    સાચી કહે જુવતી-ની જાત્ય ૪૬૮
સેવા શ્રાધ પીત્રિ નહી પ્રીત    શાસ્ત્ર-વરજીત જે ચાલે અનીત
ખોટાં ખત જે કુડે કરે    આપી ભુમી પાછી જે હરે ૪૬૯

વસ્તી લોપ કરાવેં વાટ ઉથાપેં દેવસ્થલ ઘાટ
વીપ્ર વેદ દેખી નવી નમેં ગરીબ જાંણેં તેહ-નેં દમે ૪૭૦
કન્યા ધેનું ભુમી-નો ગરથ બાલક મારેં સ્ત્રીયો વધ વરથ
ધરમશાલા વેચેં કો ધીર કરેં કર નીવાંણેં નીર ૪૭૧
નીવાંણુ પુરાવેં, વીપ્ર-સ્યું વેર પાડોસી-ઉપર રાખેં ઝહેંર
ગોડેં વાડિ લીલી ઘણી ઉસંકલ ન કરેં વીદ્યા ભણી ૪૭૨
સત્યવાદિ-ઉપર નહી પ્રેમ નીચ નંદીક-નેં પુરો નેમ
તીરથ-ભોમ કરેં જે પાપ વણ-વાંકેં દે કોહ-નેં શ્રાપ ૪૭૩
દાપાં ભાગેં બ્રાંમણ-તણાં વણ-વાંકે જનાવર મારે ઘણાં
વાટ પડાવેં વગડેં રાંણ કથા-કીરતંન સુંણેં નહી કાંન ૪૭૪
દવ બાલેં ડુંગરેં આપ લેઇ લાંચ નેં કુડી દેં છાપ
વણ-કરડેં મારેં છેં સાપ પોઢાં કરેં છેં અમથાં પાપ ૪૭૫
તલ મહુડાં રાખેં ઘણાં પોથાં રાખેં વગર-ભણાં
ખોટાં વૈદ્યાં કરેં છે જેહ દમેં છેં અમથી પારકી દેહ ૪૭૬
ગોચર ખેદેં ગાયો-નાં અતીશ રુડાં જન-નેં નવી નાંમેં શીશ
પંગત-ભેદેં અંન જ ખાય તે નર બીજેં નરકેં જાય ૪૭૭
બેં ભોજન-તણું છેં એહ ઘણું કષ્ટ વેઠાવેં દેહ
તાડ-શરીખા તેહ-ના દંત એહવા છેં જમ-દુત અનંત ૪૭૮
કાયા તેહ-ની કરડી ખાય અમર જીવ કીમેં નવી જાય
પાડેં બુંબ કરેં પોકાર નહી કો તેહ-નેં રાખણહાર ૪૭૯
રુધીર અંગ પોતા-ને ઘણું કરેં ભક્ષણ ભુખેં તે-તેણું
અગાધ દુખ અધિકેરુ હોય રાખી ન સકેં તેહ-માંથી કોય ૪૮૦
બ્રમા-નું વરસ જ થાય તાર-સુધી પાચેં તે-માંય
ઉતમ નર મદપાંની કરેં માંસ-આહાર-થકી જે ઠરેં ૪૮૧
પાપ કરેં છેં કુડાં કરમ ઘણાં આચરેં છેં તે અધરમ
બ્રામણ-ની હત્યા-નો ભોગ વગુએ વેશ ધરીનેં જોગ ૪૮૨

શ્રીપાત(?) થઈને સ્રી-નો સંગ    વરતીક થઇને રાંમા-નો રંગ
ગૌ-વધ કરી તે-થી નવી ડરે    લુટી લોક-ને ભંડાર જ ભરે ૪૮૩
વીસવાસેં કરે જે ઘાત    હણે માત પીતા સુત નેં ભ્રાત
કરે વીપ્ર-નેં જે ઉપમાંન    અસનાત-થકી ઉતમ ખાયે ધાંન ૪૮૪
વછોહ પડાવે વાહલાં-તણા    લુટાવે મઠ જોગી-ના ઘણા
સદાવર્તિ-ને દે જે ડંડ    કરે ભેખ-થકી પાખંડ ૪૮૫
ઉરમાઇ પીતરાઇ કુલ-માં કહેંર    વીપ્ર-સાથે રાખે બહુ વેંર
વેદ-પુરશ-નેં ખોટા કહે    કોકીલ જાત્ય સાચો થઇ રહે ૪૮૬
આખો દાડો પર-નંદ્યા કરે    વગર ઉદ્યમે પેટ જ ભરે
ઘાલી ગરથ નામકરિ જાય    કરે કુડ ને સાચો થાય ૪૮૭
કરે સેઠાઇ બ્રાંમણ-તણી    વોહોરત લવણ ગલી-ની ઘણી
નીત્યે ચાડી ખાયે રાવલે    ન આપે દાન ખેતર-ને ખલે ૪૮૮
પીપલ વાઢે આંણી પ્રેમ    ન્યાય વાત બોલ્યા-નો નેમ
ગાય બ્રાંમણ સ્રી પીડાઇ જાંહાં    વાહારે નાવે ક્ષત્રી તાંહા ૪૮૯
પુસ્તક બોલે, પુસ્તક હરે    વીદ્યા વેચી પેટ જ ભરે
ગમન કરે ગુરુ-પતની-સાથ    હોઇ ગરથ ને કેહે અના(?ણા)થ ૪૯૦
રાજ-પ્રતીગ્રહ જે નર કરે    ગ્રહણ-કાલે જે હાથ જ ધરે
કર-ની વાત કરે કો નવી    કીરત જુઠી કરે જો કવી ૪૯૧
માત-પીતા-નેં બે છે તંન    અધિકા ઉછા રાખે મંન
છલ કરી રાતે લે ચોર    સાહ ગાંમ-નાં વાલે ઢોર ૪૯૨
ખાતર પાડે રાતે ઘોર    પાસે બેસવા નવી દે ઠોર
એહવાં પાપ જે નર આચરે    તે નર ત્રીજે નરકે સંચરે ૪૯૩
ત્રણ જોજન તેહ-નો વીસ્તાર    મોહોટો જમ-દુતાં-નો માર
ત્રણ વરસ બ્રમાજી-તણાં    ભોગવે કષ્ટ અતીસે ઘણાં ૪૯૪
જંમ-કીંકર તેહ-ના સાથ-માં    મોહોટા ઘણ તેહ-ના હાથ-માં
વારા-ફેરતી મેહલે ઘાવ    નહી નાસી છુટા-નો દાવ ૪૯૫

બીજેં દીવસ કર ફરસી ધરેં | શત કટકા તેહ-ના કરેં
દયા ન આંણે તેહ-માં કોય | કર્યું ભોગવાવેં જુદા તે જોય ૪૯૬
સગાં સહોદર ન આવેં કાંમ | અંન-ઉદક નહી તેંણેં ઠાંમ
વસ્ત્ર ઉઢવાનેં નહી અંગ | આપ્યું હોય તો આવેં સંગ ૪૯૭
આપ-માંસ તે ભખ્યણ કરેં | અમર જીવ દુખેં નવી મરેં
તેહ નરક-ની પીડા ઘણી | ભોગવેં એહવા પાપ-ના ધણી ૪૯૮

ગુરુ-વચન નેં મંત્ર-નો લોપ | ગુરુ-ઉપર આણેં કોપ
માહા પાપી જે ગુરુ-નેં હણેં | હત્યા ગુરુ-પતની-ની નવી ગણેં ૪૯૯
હણેં ગર્ભણી જે કો નાર | બાલક-વધ કરેં તે ઠાર
ગોત્રી હણે હણે જે બ્રમ | ગો-વછ-વધ માણેં જેંમ દમ(?) ૫૦૦
જગન કરતાં કરે જે જોર | જાત્રા-માંહિં પડેં છેં ચોર
ગરથ-ને દેખી મારેં ઠાર | કે જણ-નેં દુખ દેં છેં અપાર ૫૦૧
હણેં ભગની હણેં ભાંણેજ | પાપી-ઉપર રાખેં હેજ
રહેં બ્રમ-હત્યારા-નેં સંગ | રાખેં અધવીચ કરતો જંગ ૫૦૨
ગાંમ જમાડતાં રાખેં બાર | ધણી-નેં વીષ દેં ઘર-ની નાર
નર નારી મારી બીજી કરેં | સ્ત્રી-માંણસ-ની થાંપણ હરેં ૫૦૩
વીસવાસેં કરેં જે ઘાત | સહજ-માં કરેં ઉલકાપાત
વાટિ મારેં ગમાંતરું | અધિકા કલેં કલતરુ ૫૦૪
પટલ થઈ નેં વસ્તુ કરેં (?) | ઇશ્વર ભાણે (?) જે નવી ડરેં
અભક્ષાભક્ષ બ્રાંમણ થઈ ખાય | સ્ત્રી એક તજી બીજા-નેં જાય ૫૦૫
જેહ-નું લુંણ ખાય અહરનીસ | તેહ-નું જે કો છેદે શીશ
અઘોર પાપ એહવાં થાય છેં | તે નર ચોથેં નરકેં જાય છેં ૫૦૬
થાય વરસ વીરંચી ચાર | ખાય પ્રાંણી અધીકેરો માર
એ નરક-માં દુઃખ જ ઘણું | તે છેં જોજન ચ્યાર જ તણું ૫૦૭
ભીંત્યો લોઢાની ચીહું પાસ | તાતા અગની ધીકેં તે પાસ
ખેંર-તણા ધીકેં અંગાર | વીવધ પ્રકાર-ના મોહકમ માર ૫૦૮

તેહ-માં નાંખ્યો તે નર રુઇ ફરિ ખબર કોયેં નવી જુઇ
એક ઘડી-માં જોજન ચ્યાર હેંડે નાસતા ઠારોઠાર ૫૦૯
પરુ પાચ જે દાધા-તણા કરેં અહાર જંતુ જ ઘણા
અનેક દુખ બીજા-થી આપ બમણાં દુખ તિમ બમણાં પાપ ૫૧૦
અનેક બીજાં પાપ અનેક દુખ ભોગવતેં અતી વીવેક
જો કહો તો દેખાડું દ્રષ્ટ કુડેં કરમ ભોગવસ્યેં કષ્ટ ૫૧૧
બમણાં ચોમણાં કષ્ટ કાયા-નેં હોય તે તો જાંણેં છેં સર્વ કોય
એ રીત્ય-નાં સતાવીસ કહ્યાં તેહ પુરસેં સર્વે લહ્યાં ૫૧૨
કરેં પાપ તે આવેં આંહ હું નવિ પ્રીછું મુગતિ-માંહિં
કોલ તમ-નેં દિધો છેં અસ્યો આ ઠામેં ઠરી રહેં જ્યો તમ્યો ૫૧૩
હું નહી મુંકું માહરો ધરમ લખ્ય જોજન ઇહાં-થી છેં બ્રમ
પુછું જઇ બ્રમા-નેં વાત સાચી વાત સુંપું સાક્ષાત' ૫૧૪

ચોપઇ

ધરમ બ્રમપુરી ગયા વાહંન કરી વીમાંન
સાખ્યાતકાર જે બ્રમપુરી સકલ સુખ-નીધાંન ૫૧૫
રાગ-દ્વેષ કોહ-નેં નહી મોટિમ સુધેં મુલ્ય
ચ્યારેં પદ બ્રમા-તણું સુખ તેં સરગ-સમતુલ્ય ૫૧૬
સહસ્ર અઠયાસી આરાધના નારદ વીણા વાય
કોટી જીભ કવી કરેં પણ તે શોભા કીમ કહેંવાય ૫૧૭
દિવશ નીશા નહી તીહાં નહી પાપ-પરવેશ
અમૃત-ઉઘ વરખા વહેં ભાવ ધરે બ્રમેશ ૫૧૮
ઉદય અસ્ત તેહ-નેં નહી નહીં પરવેશે પાપ
કડવું ગલું તો એક છેં તેહ પદમી તીહાં આપ ૫૧૯
કંચન-કથીર જેહ-નેં એક છેં એક કાંમિની એક કંથ
એક અગની એક સીત છેં ચતુર વિચારો ચિત ૫૨૦
સુખ-દુખ જેહ-નેં એક છેં એક પાપ નેં એક પુન્ય
ધરમ-અધરમ જેહ-નેં એક છેં તેહ-નેં સો રહી તુન્ય ૫૨૧

રચનાર સકલ સ્રષ્ટી-તણો કરતા-પુરસ કો કાંમ
ચતુર-પુરુષ ચીંતામણી ધાતા નીરમલ-નાંમ ૫૨૨
ધરમરાજ ધ્યાને કરી સ્તુતી કરવા સમરથ
બ્રમ કહે 'ધરમ આવીયા અમ-આગલ કહો અરથ ૫૨૩
આસંન આપ-તણું તજી આવ્યા તે કુંણ કાજ
તે વીસતારી કહો મુ-નેં ઇશ્વર રાખે લાજ' ૫૨૪
ધરમ કહે 'હું તો કહું જો આપો નીજ-કોલ
અમ્યો કહ્યૂં છે ઇંદ્ર-નેં તેહ પાલવો બોલ' ૫૨૫
કર્યો કોલ બ્રમાજીઇ 'કહો વચંન વીવેક
મુઝ-થી થાય તો હું કરું અજર કરું નહી એક' ૫૨૬
'માનવ-નેં મુગતી મલે જપ-તપ કર્યો વીણ કાજ
તે મહારાજ મુઝ-નેં કહો તો રહે માહરી લાજ ૫૨૭
મુગતી-પદ તે છેં કીયું ઠીક બતાવો ઠાંમ
એ ઉતર આપો તમ્યો તો થાય અમારું કાંમ' ૫૨૮
કહે વીરંચી 'સાંભલ્ય ધરમ તેં તો પુછયો મોહોટો મરમ
તે તુઝ-આગલ કહું છું કથી મુગતી-ઠાંમ માહરે ઘેંર નથી ૫૨૯
સદાવ્રત સંતોખેં ઘણાં દાંણ મુકાવેં તીરથ-તણાં
જાત્રા અડસઠ જુગતેં કરે પ્રથવી-ની પ્રદક્ષણા ફરે ૫૩૦
ધરમશાલા કરાવેં ઘણી કનકે કાયા તોલે પોતા-તણી
પોખે બ્રાંમણ કરીનેં વ્રત ઇછા-ભોજન ઝાઝાં ધૃત ૫૩૧
ડગલા-ડોટી સવછી ગાય ઉપર કનક-તણી દક્ષણા ય
પંચ પરવણીયે વીપ્ર જ વરે હસ્ત-શ્રાધ ગયા-માં કરે ૫૩૨
શ્રાવણે કરાવેં સીવ-પુજન તેહ-થી રીઝે સહુ-નું મન
નવરાત્રી કરાવેં ઘણા ઇશ્વરી પ્રસન થાઇ તેહ-માં નહી મણા ૫૩૩
કરાવેં કુયા વાવડી પુજે પરમેશ્વર-ની પાવડી
અતીત-નેં આપે આહાર રુડા પુરુષ-નેં દે અધીકાર ૫૩૪

કરે નીવાંણ ભરાવે નીર    કરે વીસામા તેહ-ની તીર
મુંકે ગોચર ચરવા ઠાંમ    કરે કોટિ પરમારથ-કાંમ ૫૩૫
આપ-આપણા કુલ-કેરા ધરમ    કો કેહ-નો નવી ચુકે મરમ
પ્રતીવૃતા જે વૃત આચરે    માબાપ-ની નિત્ય સેવા કરે ૫૩૬
પાલે સકલ શાસ્ત્ર-ના પાર    મુંકાવે જેહ-ને દેતા હોઇ માર
ભલપણ સાચી વીદ્યા ભણે    હરી-કથા નીત્ય શ્રવણે સુણે ૫૩૭
આપ્યા વીના જે અન ન ખાય    નીરમુખ કો જાચીક નવી જાય
જાર-વાત-ઉપર નહી રંગ    ન કરે મદ-પાંનીનો સંગ ૫૩૮
બ્રામણ-ઉપર ભગતી ઘણી    સેવા કરે નીત્ય સાધુ-તણી
તુલસી પીંપલ પુજે ગાય    ઘર-માં છતે મુખ ન કહે નાય ૫૩૯
પુસ્તક લખાવી આપે અન્ય    મોટમ-વાત ન રાખે મન
રણ-સંગ્રામે સામદ સુર    પુન્ય-વાત-માં પહેલે પુર ૫૪૦
અસત્ય-થકી જે અલગો રહે    આપો આપો સહુ-ને કહે
જાચીક-ને દેખી મન ઠરે    આદર-ભાવ મંગણ-ને કરે ૫૪૧
પવીત્રપણું પોતાની દેહ    નારાયણ-ઉપર બહુ નેહ
વરત સઘલાં વીવેકે કરે    ઉદ્યાપન તેહ-નાં આચરે ૫૪૨
અગ્નીહોમ-આવસત્યાદીક કાંમ    બોલે વચન નીરમલ હરિ-નાંમ
પાલે પક્ષ પોતા-ની પ્રીત    રાખે કુલ રુડા-ની રીત્ય ૫૪૩
વાવે તુલસી બીજા વૃક્ષ    ભુખ્યા જન-ને આપે ભક્ષ
ભાર કુટુંબ બાધા-નો વહે    તેહવા બ્રમ-સદન-માં રહે ૫૪૪
એહવા-ને અવસાંન જ થાય    જન માહારા તેડવા તીહાં જાય
પ્રીત કરી રહે માહરી-પાસ    માહરા આયુશ સુધી વાસ ૫૪૫
એટલી ગત માહરી તો હોયં    મુગતી-કાંમ કહે નહી કોય
આપો કોલ ઉશંકલ થાયું    વિષ્ણુ-લોક વીમાને જાયું ૫૪૬
દશ લાખ જોજન છે દુર    પાંમે પુન્ય પરમારથ પુર' ૫૪૭

દુહા

વાહેન વીમાંન-તણું કરે' ધોરંધર જે ધાત્ર
વીષ્ણુ-લોક વૈ'ણવ ઘણો માણો ક્ષણ્ એક માત્ર ૫૪૮
વખાંણે' વૈકુંઠ-નેં શોભા કહે' જે સાર
તે ભ્રમાઇ સરજ્યો નથી અલખત અપરંપાર ૫૪૯
રેણું ગણે' અવની-તણી ખગ-તારા ગણાય
તરણ ગણે' ભુમી-તણાં અરણુવ-નીર તોલાય ૫૫૦
એહવી વાતો અનેક છે' શેષ-સરીખા સ(સા?)ત
વૈકુઠ વખાંણ કરી સકે' તે નહી શારદાયે માત ૫૫૧
ભ્રમા તો ભેદે' નહી નીગમ ઘણા ગુંણ ગાય
સનકાદિક-ને સ્વપને નહી સરગ-તણી શોભાય ૫૫૨
કોટિ એક ભ્રમા પડે' અબદ કોટિધા ઇંદ્ર
વૈકુંઠ-વાસ ડગે' નહી મહિમા મોટો મંદ્ર ૫૫૩
નિત નિરખણ નારાયણ-નું પલક ન પટંતર થાય
એહ-થી સુખ બીજું કીયું તે કીમ મુખે કહેંવાય ૫૫૪
ધાતા ધ્યાંન ધરે' ઘણું અંતર થઇ લયલિન
'મુંઝ-ઉપર મયા કરો દેવાધિદેવ હું દિન' ૫૫૫
વારુ પ્રષ્ટ વીષ્ણુ કરી મન-થી દિધાં માંન
'માગે' તે આપુ તું-ને' દયા ધરીનેં દાંન' ૫૫૬
ધાતા કહે' 'ધરણીપતિ દુલભ તાહરી- દેહ
પુછું પ્રશ્ન મુનેં કહો સુભ ભાગો સંદેહ ૫૫૭
મૃત્યુ-લોક જે માંનવી અકાચીન (?) અપાર
મુગતી-તણો મારગ કશો તે કીમ પાંમે' પાર ૫૫૮
જનુની જઠર ન અવતરેં છુટે' ઘણા ગર્ભવાસ
તે માંડી કહો મુ-નેં હું સેવક તુઝ દાસ' ૫૫૯

## ચોપઇ

'બ્રમા વીષ્ણુ નેં રુદ્ર જ નાંમ   બ્રમાંડ-રચણ સ્રષ્ટી-નું કાંમ
સકલ સ્રષ્ટ ઘડો છો તમ્યો   તે પ્રતિપાલણુ કરું છું અમ્યો ૫૬૦
તમ્યો કહી તે વાત જ વસી   કરે વરત જે એકાદશી
માસ બાર ચોવીસેં તણી   જુજુવી નીમ્ય તેહ-ની છેં ઘણી ૫૬૧
અભયા દેવસયની નીરજલા   શ્રવણ શ્રાવણી વીધ્ય વીજલા
સાધેં દશમી મુંકી માંન   દ્વાદશીઇ દેં અંન-નાં દાન ૫૬૨
વાંહાંણે નાહી કરેં સીવ-પુજન   તાર-કેડેં લેં મુખ-માં અન
તે દાહાડેં નીરમુખ નવી વલેં   બોલ સાંચો વચનેં પલેં ૫૬૩
એકાદશી કરેં ઉપવાસ   કરેં જાગરણ તે બારેં માસ
ભુમી સુઇં બ્રમચર્ય રહેં   "કૃષ્ણ કૃષ્ણ" મુખ-થી નીત કહેં ૫૬૪
એ વીધેં સાધેં જે વરત   મુખ-થી નવી બોલેં અનરત
સાચું બોલવું તેણેં દીશ   જે-થી રીઝેં ઉમયા-ઇશ ૫૬૫
એ રીત્યેં પરમેશ્વર પરસન થાય   ગુંણુ ગંગા ગોવંદ-ના ગાય
વડ-પીપલ-નેં પુજેં જેહ   તુલસી-ઉપર અધિકો નેહ ૫૬૬
પુંજેં બ્રાંમણ પુજેં ગાય   જે કો નીર નીવાંણેં નાહાય
પાલેં વૈષ્ણવ-જન-નાં ધરમ   પોતા-નાં સાચવેં ખટ-કરમ ૫૬૭
શ્રી-ભાગવત ગીતા રસ-ગ્નાંન   કથા સાંભલેં મહીમા માંન
ગ્રંથ વીષ્ણુપુરાંણ જ તણા   સાંભલેં આપેં લખાવી ઘણા ૫૬૮
મોટમ ન કરેં જે મોહની   નંદા ન કરેં દેવ કોહ-ની
પોતા-ની નવી બોલેં કુલ્ય   કોહ-નેં ન કરેં હલકો તુલ્ય ૫૬૯
રાખેં વૈષ્ણવ-કેરી રીત   સીવ-ભગતી-ઉપર બહુ પ્રીત
નવાંણુ સમરવેં આવાસીઇં   કાઢી સંઘ જાઇં કાસીઇં ૫૭૦
વેણી-માંહેં સમરપેં દેહ   નારાયણ-ઉપર બહુ નેહ
મુગતિ-ખેત્ર કહેંવાયેં સાત   કરેં અવગાહન દીન નેં રાત્ય ૫૭૧
ગોપાલલાલ-નાં પુજન કરેં   અષ્ટ ભોગ મુખ-આગલ ધરેં
પર-સ્ત્રી માત-સમાંનેં જાણ્ય   વેદ-શાસ્ત્ર-ની માનેં આંણ્ય ૫૭૨

સાક્ષાતકાર વીષ્ણુ-નું રુપ તે તો બ્રાંમણ ભારે ભુપ
તે બ્રાંમણ-નેં મનુષ્ય નવી કહે કર જોડી તે ઉભો રહે ૫૭૩
એકે ધરમ-નેં નંદે નહી એ તો રીત્ય વૈષ્ણવ-ની કહી
પરમારથ કરતાં જે મરેં પ્રીતેં તે સરગેં પરવરેં ૫૭૪
જેહ-થી દુખ ન પાંમેં કોય અભય-દાંન જે નર-થી હોય
અક્ષય-દાંન કરેં પરમારથ અન્ય માગવા વાસના નહી કાંઈ અન્ય ૫૭૫
નીસ્કાંમ-થકી જે સોપેં પાર માયા-રહીત અંતર અપાર
કાયા કષ્ટ વૃત દીસેં મુખ નવી દે કોય પ્રાંણી-નેં દુખ ૫૭૬
પુન્ય ન જણાવેં પોતા-તણું કહે નહી આપેં મોહોકમપણું
સાધુ-ની સહુ-ની (?) સુખી કરેં દુખ પારકા હેતેં હરેં ૫૭૭
પારકું સુખ દેખી રાખેં પ્રીત ચતુરભુજ-ચરણે રહે ચીત
કોયક જન જો રુડું કરેં તો પોતા-નું અંતર ઠરેં ૫૭૮
ગુરુ-નેં ઇશ્વર જાંણે જેઠ નારી ભેખ-ની (?) નવી લે કેડ
પર-નારિ પર-નંદ્યા પર-ધન તેં ઉપર નવી ઘાલેં મન ૫૭૯
સુભ મારગ સઘલા ચાલવેં ભુંડો અખ્યર નવી આલવેં
ધન ઉપરાજેં સાતેં સાજ તેહ ખરચેં પરમારથ-કાજ ૫૮૦
જેહ વાત-માં બેસેં પાપ તે સાહમું ન જુઈ આપ
અહર-નીશા જેહ-નેં એ કાંમ મુખ-થી ક્ષણ ન મુંકે રાંમ ૫૮૧
સુતાં બેઠાં જાગતાં ભણે રાંમ અક્ષર તારક ગુંણ ગણે
નીદ્રા સ્વપ્ન કરતાં કાંઈ કાજ કહેતાં રાંમ ન આંણે લાજ ૫૮૨
હીંડતાં બોલતાં જપતા જોડ રાંમ રાંમ કહે મુખ-થી કોડ
શાલીગરાંમ તુલસીદલ-માલ સકલ પ્રાંણી-ઉપર બહુ વાહાલ ૫૮૩
સઘલેં ઠાંમેં ઇશ્વર-નેં લહે કડુવું વચન કેહ-નેં નવી કહે
અવસાંન-સમેં રુદે રહે રાંમ તે નર પાંમેં છેં આ ઠાંમ ૫૮૪
વૈકુંઠ જાગ્ય તે જુગતે જોગવેં ભારે પદ વૈભવ ભોગવેં
વિષ્ણુ-સહિત વૈભવ હોય તેહ-નેં ગાંજી ન સકે કોય ૫૮૫

કોટિક બ્રમા-સુધી કલોલ બેસેં અધીપત્ય આસન ઉ(?ઓ)લ
જીવ કીટીને શીવ થઇ જાય તેહ-નો તમ-નેં કહું ઉપાય ૫૮૬
તેહ વચન ઉશંકલ કરું શીવ-લોકેં સેહંજે સંચરું
પુછી પાર નેં ઉતર દેયું પાર આયુજ-મુગતી-નો લેયું' ૫૮૭

દુહા

વીષ્ણુ વીમાંન વાહન કર્યું દેવ-તણો જે દેવ
કૈલાશ પ્રીત્યેં પરવર્યા સહેંજે સદગુરુ-ની સેવ ૫૮૮
ઇંદ્રાસન-થી સત-ઘણી શોભા છેં જિહાં ધરમ
સહસ્ર-ગણી તેહ-ના થકી જીહાં વસેં છેં બ્રમ ૫૮૯
લખ્ય-ઘણી તેહ-ના થકી સોભા અપરમપાર
વીષ્ણુ-પદ વૈકુંઠ છેં સઘલી શોભા સાર ૫૯૦
કેંવાય નહી કરી કલપના વીષ્ણુ-લોક-નો વાસ
તેહ-થી સોભા સીવ-તણી તે કોટિયા કૈલાશ ૫૯૧
જનુની બાધા જગત-ની માયા-રુપ મંડાંણ
અરધાંગેં આપેં ધર્યા કરુણા-રુપ કલ્યાંણ ૫૯૨
અજીત નાંમ જાણેં જગત સરજણહાર શરિર
ત્રણેં ગુંણ પેંહેંલા તે શીવા ગુંણસાગર ગંભીર ૫૯૩
પાર ન પ્રીછેં તેહ-નો અખ્યર પેંહેંલી અદ્ય
વીશ્વ-વીપેં વ્યાપી રહી હુંકાર-તણી જે હદ્ય ૫૯૪
ખટ ચક્ર ખોજી જુઇ બ્રમગ્ય નાંના ભુપ
તે જન એહ-નેં ઉલખેં શંભા-કેરું રુપ ૫૯૫
શ્રી (?) પરથમ સીવજી પછેં પરથમ સીતા પછેં રાંમ
શ્રી-કેડેં કૃષ્ણ વીષ્ણુ રાધા માધવ નાંમ ૫૯૬
અવની-રુપેં શગતિ એ શિવ-રુપ આકાશ
માયા-રુપ મર્યાદ એ પ્રણવ-રુપ એ પાસ ૫૯૭
ક્ષુધા-રુપ એ ખાંત-થી નીદ્રા-રુપ નીમેપ
બુધ્ય-રુપ એ બાલિકા વવેક-રુપ વીશેક ૫૯૮

લખમી-રુપ એ લાડકી   ત્રષા-રુપ એ તોલ
મહીમા-રુપ સુરજ્યાદ એ   ત્રીયા-રુપ એ બોલ ૫૯૯
મોહોટું સગપણ માત-નું   તાર-પછી તો તાત
જવલો જણ જાંણસ્યેં   વેદ-વાયક કહેં વાત ૬૦૦
કો કહેંસ્યેં સૃષ્ટી નર-તણી   કો કહેંસ્યેં કરી નાર
એકઠાં એ બેં થઈ   સરજાવ્યો સંસાર ૬૦૧
ભગાકાર ને લેંગ-થી   સકલ સૃષ્ટય ભર ભુપ
જાંણી જુયો જુગતેં કરી   શીવ-સગતી એક-સ્વરુપ ૬૦૨
પ્રથમ જલાધારી કરેં   વલતું બેંસારેં લંગ
અકલ ગતી કલેં નહી   રાંમા રાંમ-નો રંગ ૬૦૩
કલ્યાંણ-રુપ કરુણાનિધી   કલ્યાંણ-કારણી પાસ
કલ્યાંણ કરતા જગત-નું   કલ્યાંણ-રુપ કૈલાસ ૬૦૪
સીવ-સાનીધ્યે સંચરેં   પુરુશોતમ પાવંન
જે નામ કોટિ જનમ-ના   બાલેં અઘ-નાં વંન ૬૦૫
એ બેં-માં અંતર નહી   શાસ્ત્ર સોધંતેં સાથ
અરસપરસ એ અધીપતિ   બ્રમાંડ કોટિ નર-નાથ ૬૦૬
હરી-હર-માંહેં અંતર કરેં   સંદેહ રહેં મન-માંહેં
કોટિ કલપ બ્રમા-તણાં   તે નર નરકેં જાય ૬૦૭
પરમેશ્વર પંચાસ નહી   આદ્ય પુરસ તો એક
સમ-દ્રષ્ટેં જોતાં સુઝસ્યેં   અગ્નાંન-થકેં અનેક ૬૦૮
‘પરસોતમ પધારીયા   ભુમી-તણું સુભ ભાગ્ય
દરસણ-થકી દુખ ગયાં   પવીત્ર થઈ આ જાગ્ય ૬૦૯
કાંમ કહો કરુણા-નીધિ   લખ્ય વસા-થી લેઉં
હેત-થકી હાજર કરું   પ્રીત્યેં પ્રતીઉતર દેઉં’ ૬૧૦
‘મૃત્યુ-લોક-નું માનવી   પોઢાં કરેં જે પાપ
તેહ-નેં કિમ મુગતી મલેં   થાઈ અધીપતિ આપ ૬૧૧

છુટે ઘણી ગર્ભ-વાસના નરક મુંકાવે નેટ
સેવે જઈ સાયુજ્ય-નેં પુનરપી નાવેં પેટ ૬૧૨
કોય વસેં ઇંદ્ર-લોક-માં કોય વસેં પુર ધરમ
કોય ગ્રહ રવી ચંદ્રે વસેં કોય વસેં છેં બ્રમ ૬૧૩
કો વીષ્ણુ-પુર કો સીવ-પુરે જેહ-નાં જેહવાં પુન્ય
તે દેહ-સુધી તે ભોગવેં નીમેપ ન રાખેં નુન્ય' ૬૧૪

ચોપઈ

શીવ કહે 'સાંભલો શ્રીનાથ જગત બ્રમાંડ તમારેં છેં હાથ
પાલણ-પોષણ છો જી તમ્યો અધીકાર દ્યો છો તો કહીસ્યું અમ્યો ૬૧૫
ત્રણ ગુંણ ને (તે) જે-થી થયા મુંપો કાંમ રાજી થઈ રહ્યા
જે ગમેં તે કાંમ દીજીઇ કોડ વસા અમ્યો કીજીઇં ૬૧૬
સરજેં બ્રમા પાલો આપ શ્રી-દ્વારીકા-માં શીવજી-ની છાપ
રુદ્ર કહેં છેં તેહ-નેં સર્વ વરદાંન-પુન્ય તણી ઘેંર પરવ ૬૧૭
તપ-ફલ-દાતા માહરી મતી કપટ ન રાખું રંજીક રતી
મુઝ-નેં કહેં છેં ભોલો ભુપ મહાપુરુપ જોગી-નું રુપ ૬૧૮
તપ કરતાં જે કો મરેં તે આ લોકેં આવી અવતરેં
જે કો કરેં છેં ઝાંઝાં પુન્ય નીમેષ માત્ર રહેં નહી નુન્ય ૬૧૯
બ્રમં-ભોજન કરાવેં ઘણાં પાંમે સ્વરગ નવી રહેં મણા
અડસઠ તીરથ કરેં અતીસ તે જઇ સેવેં વીષ્ણુ સીસ ૬૨૦
સેવેં નીર ગંગા-નાં ઘણાં આ મંદિર છેં તે નર-તણાં
નીત્યેં પીઇં નરમદા-નાં નીર વસેં વાસ આવી આ તીર ૬૨૧
પ્રયાગ-માંહેં દેહ પ્રાજેં કરેં કરવત માથા-ઉપર ધરેં
ગાલેં હીમાચલ-માં હાડ તે ભોગવેં મંદીર આ મહાડ ૬૨૨
કેદાર-કંકણ જે નર કરે મથુરાં-માંહે દેહ જ ધરેં
ગોદાવરી જે જન સેવેં ઘણી તોલેં કનક દેહ પોતા-તણી ૬૨૩
મથુરાં-માંહેં જે નર મરેં તે નર વૈકુંઠેં અવતરેં
દ્વાદશ જ્યોતીલિંગેં જાય સત્ય અરણવ સલીતાંઇં નાહાય ૬૨૪

કંચન-ના મેરુ જે કરેં વેદ પાત્ર-ના કર-માં ધરેં
વૈષ્ણવ-નો વૈભવ જોઈ ઠરેં તે પ્રયાણ કૈલાસેં કરેં ૬૨૫
નીત્યે જઇ નીવાંણે નાહાય જગન-વિભુત ધરેં છેં કાય
રુદ્રાખ સીર ધરેં છેં હાથ "સીવ સીવ" કહેં રુદયા સાથ ૬૨૬
સીવ અક્ષર એ બેં નામ-માં કૈલાસ-સીખર પોહોચેં ઠાંમ-માં
સીવ-સેવક-નેં કરેં છેં સાર તે વૈકુંઠ ભોગવેં આ પાર ૬૨૭
સાલીગરાંમ-નેં તુલસી ચઢાવેં આપ તે તો પર-નંદ્યા પોતેં હરેં પાપ
સમારથી સમ ધરમેં (?) ધાય તે સીવ-લોકેં સહજેં જાય ૬૨૮
નંદેં નારાયણ-નું નુર તે કૈલાશ-થકી રહેં દુર
સમસ્ત જન-માં નંદ્યા હોય આવેં ઈહાં જવલો કોય ૬૨૯
પરદોષ-વૃત કર્યાં છેં જયમ અતંસકરણ-માં આચરસેં તીમ
શની સોમ સારો સર્વ-થી તે નર-થી સીવ-પદ દુરેં નથી ૬૩૦
પક્ષ-પરદોશ જે કોઈ કરેં ધરમ-લોકેં તે તો અવતરેં
પરમ દોશ વૃત-તણાં જે મરમ ધ્યાંન કરી ધારેં જે ધરમ ૬૩૧
જન્માષ્ટમી-વૃત કરેં અહર-નીસ તે તો લખમી પાંમેં અતીશ
જન્માષ્ટમી-વૃત વૃતેં કરેં તેહ-ના એકોતર સત ઉધરેં ૬૩૨
જન્માષ્ટમી કરેં પુરણ પેંર સઘલી અલખત તેહ-નેં ઘેંર
શીવ-ચતુરદશી-વૃત વીધ-વીધ તેહ-ની દાસી થઈ રહેં નીધ ૬૩૩
પુજા પારથેસ્વર-ની કરેં કોટિ જનમ-નાં પાતિક હરેં
પંચસુત્ર-નાં પુજન પાસ તેહ સમીપેં છેં કૈલાશ ૬૩૪
પારથેસ્વર પુજેં આંણી રીઝ તે તો ફલ પાંમેં રુડાં બીજ
પાર્થેસ્વર પુજેં રીઝી મન્ય તે તો પાંમેં રુડાં મન (?) ૬૩૫
દેવ-સ્થલ શીવ-સ્થાનક જીહાં કરેં દીપ ઘૃત-કેરા તીહાં
પંચ ગ્રાસ કાઢી જન તે જમેં ગુંણ ગોવંદ-તણા મન ગમેં ૬૩૬
ગવાંનીક નીત્યેં દેં ગાય તે નર સ્વ-દેહેં સ્વરગેં જાય
બ્રાંમણ-નેં જાંણેં જે દેવ કરેં શીવ જાંણીનેં સેવ ૬૩૭

બ્રાંમણ તે ઇશ્વરનું રુપ    બ્રાંમણ તેહ અધિક અનુપ
માહરુદ્ર જગન અતી આદરેં    તે પ્રીત ધરીનેં ઇહાં પરવરેં ૬૩૮
જેટલા શગતી-તણાં જે વરત    કરેં નરનારી તરનીએં તરત
સગતી-પુજન સેવેં સંસાર    ઉતરેં ભવ-જલ પેંલા પાર ૬૩૯
દેહ-વીટાલ કરેં નહી કોય.    સકલ જુવતી-નેં જનુની જોય
સકલ જંતુ-સાથેં હીત હોસ    તેં પદ પાંમેં ગીરી કૈલાશ ૬૪૦
મદ-પાંની બ્રમં-હત્યા ઘણ ઘણો(?)    નથી છુટકો એ ત્રણેં-તણો
વલી કહું છું એક દ્રષ્ટાંત    જો આપણ ખેં છું એકાંત ૬૪૧
જે કો કાશી ગંગા નાહાય    સ્વેતેબંધુ-રામેશ્વર જાય
સિંહ-ગુરુએ ગોદાવરી    કાવડ ગંગોતરીઇં ભરી ૬૪૨
દ્વારામતીઇં જઈ લેં છાપ    અંતસ્કરણ સુધેં-થી આપ
પુરશ ગોકર(ણ) ગોમતીકેરી તીર    સુધ કરેં તિહાં જઇ શરીર ૬૪૩
માયા અવંતી અજોધ્યા જેહ    "શીવ શીવ" કહેંતાં પડસ્યેં દેહ
ગોકુલ મથુરાં વંદ્રાવંન    ઠાંમેં પડસ્યેં જો તંન ૬૪૪
ભાગીરથી બીજી છેં ગંગ    શરીર પડેં જો હોયેં અંગ
શુકલતીરથ જો પડેં શરીર    તો પાંમેં માહરો તટ તીર ૬૪૫
શિવ-પૂજન-માં તતપર રહેં    "શીવ શીવશીવ" મુખ-થી જે કહેં
કરેં દાંન આતમ સગત્ય-નેં    નંદેં નહી વીષ્ણુ-ભગત-નેં ૬૪૬
જાણેં હરી બાધા જગત-નેં    વ્યાપી રહેં બાધા વ્યગત-નેં
રોપાવેં બીલી-વૃક્ષ જ ઘણા    વાવેં વૃક્ષ વડલા-તણાં ૬૪૭
પીપલા વવરાવેં અતીસ    આનંદ-ઉછવ જેહ-નેં અહર-નીશ
પાપ-લેશ-થકી મન બીહેં    પ્રીતેં નીર ગંગા-નાં પીઇં ૬૪૮
વેદ-શાસ્ત્રી-ના પાલેં ધરમ    કુડાં કહારેં ન કરેં કરમ
અધરમ અન્યાય કરતાં જે બીહેં    તે તો જશ લાખીણો લીયેં ૬૪૯
જે કો દે છેં નિત્યેં દાંન    તેહ-નેં ઘણાં મહારુદ્ર-નાં માંન
તે જન પ્રીતેં માહરેં પાસ    વાસ વસેં આવી કૈલાશ ૬૫૦
માહરું તેજ જીહાં લગેં હોય    તેહ-નેં ગાંજી ન સકેં કોય
પ્રથવી-પીઠ-માંહેં જે સાર    વેદ-વચન એહ વીચ્યાર' ૬૫૧

## દુહા

હરી કહે ' શ્રીંહર સુંણો કહી વાત મહામુલ્ય
બીજું સુખ એ-થી કીયું શીવ-દરસન-સમતુલ્ય ૬૫૨
સુખ વહે વાસે રહે આનંદે દીન જાય
જીવ ફીટિને સીવ થયો તેહ-નો સ્યો ઉપાય ૬૫૩
કીધાં પાપ હોઇ ઘણાં નહી તીરથ-વૃત એક
દયા-દાંન સમજે નહી નહી વીનય-વીવેક ૬૫૪
પાપે પેટ ભરી રહ્યો કાલ-ખેપના કીધ
તેહ જીવ કીમ સીવ થસ્યે વાંણી કહો તે વીધ્ય ૬૫૫
હરી-હર-ને નવી ઉલખે પ્રીછે નહી પુરાંણ
સારુ સમણે નવી કરે નહી દયા દમન નેં દાંમ ૬૫૬
તેહ દેહે તેણે ભવે ટલે નાંમ નર નેટ
ભલે તેજ-માં તેજ થઇ પુનરપી નાવે પેટ ' ૬૫૭
શીવજી કહે ' સાચુ કહુ આંણી અધિકું હેજ
અધિક વેગલું આપ-થી ત્રણે ગુંણ-થી તેજ ૬૫૮
ઉપનું સર્વે તે-થકી તેહ-માં સર્વ સમાય
જીવ ભલે જઇ શીવ થઈ તેહ-નો કહું ઉપાય ૬૫૯
જીવ જે દહાડે પ્રગટ્યો માંણે તેહ-નો મરમ
સમ-દ્રષ્ટ. દેખે સરવ-ને ભાસે એક જ બ્રમ ૬૬૦
અરસપરસ જાંણે નહી માહરું-તાહરું મેલ
હું નેં તું લખ લેહે નહી . બ્રાંત ન રાખે ભેલ ૬૬૧
નર નારિ પટંતરો પ્રીછે નહી તે પાર
સુખ-દુઃખ-માં સમજે નહી વાંણી કહે વીવહાર ૬૬૨
નાગું ઢાંકયું નવી લહે ઇંદ્રી નવી લહે એક
મીઠું ખારું મન નહી વીદ્યા કોય વીવેક ૬૬૩
ઝહેર-અમૃત જાંણે નહી ભુડું રુડું ભેદ
સ્તુતી-નંદ્યા સમજે નહી ખરે ખોટે નહી ખેદ ૬૬૪

રીઝે કે ખીજે નહી આનંદ-રુપ અતીસ
સ્વારથ સ્વાદ સુરતા રહી તો સઘલે દેખે ઈશ ૬૬૫
પસુ પંખી ને માનવી વાઘ સેંઘ ને સાપ
અંતર-માં આપે લહે એ સહુ ઇશ્વર આપ ૬૬૬
તેહ દેહ જાહારે પડે ઉતમ અવની-માંય
તેહ તેજ-માં જઈ ભલે જીવ ફીટી સીવ થાય ૬૬૭

ચોપઇ

વલી બીજો એક કહું ઉપાય દેહ ફીટિને દેવ જ થાય
સૃષ્ટે જીવ સરજ્યો જાહરે સાચું વૃત ધરે તાહરે ૬૬૮
જે જીવા યોને અવતરે સાચી વાત મુખે ઉચરે
સાચી વાતે સીદ્ધિ જ થાય અવતરે તેહ મનુષ-દેહ-માહે ૬૬૯
સાચે ઉઠે સાચે સુઇ સાચી દ્રષ્ટે જગત-ને જુઇ
સાચી વાતે અધીકો નેહ સાચા-થકી વરશે છે મેહ ૬૭૦
સાચી વાત સહુ-કો-ને ગમે જુઠા જન-ને સરવે દમે
સાચી વાતે ઇશ્વર રાજી રહે જુઠા નર-ને કુડો કહે ૬૭૧
સાચી વાતે રાચે રાંમ સાચા-નું તો સઘલે કાંમ
આપે સદાવૃત-ને કારણે જુઠું નવી બોલે બારણે ૬૭૨
જુઠી તે નવી ચાલે રીત્ય જુઠા-સાથે કરે નહી પ્રીત
જુઠા-નો નવી માંને ભાર જુઠા-નો કો ન ગણે કાર ૬૭૩
જુઠા-સાથે નહી વીવહાર જુઠો નવી ચાલે આચાર
જુઠા-કેરો ન કરે સંગ સાચી વાતે રાચે રંગ ૬૭૪
જુઠા જન તો વેગલા રહે સાચા-ને તો આસન દે
જુઠા જન-નો ન ગમે બોલ જુઠા જન-નો ઉછો તોલ ૬૭૫
જુઠે ઉદ્યમે ન ખાઇ અન જુઠી વાત-માંહે નહી મન
જુઠે ઉપાઇ પેટ નવી ભરે સુપને કાંમ જુઠું નવી કરે ૬૭૬
જનમ-જનમ સાચા-થી થાય જુઠું નાવે સ્વપના-માંય
જુઠા-સરસો દેહ નવી ધરે જુઠા-ની આશા કોય નવી કરે ૬૭૭

તીરથ-ભોમ્ય દેહાંતેં થાય ભલી તેજ-માં તે નર જાય
દેહ પડંતે તીરથ મલેં તાહરેં જીવ શીવ થઇ ભલેં ૬૭૮

વલી કહું એક બીજો ઠાંમ મુગતિ-પદ છેં જેહ-નું નાંમ
પંચાસ કોટી પ્રથવી છેં કથી કાશી-ખેત્ર તો તેહ-માં નથી ૬૭૯
પંચકોશી કહેંવાઈ જેહ મુગતી-ક્ષેત્ર મોટું છેં તેહ
પંચકોશી-માં જે કો નાહાય કાયા નીરમલ તેહ-ની થાય ૬૮૦
પંચકોશી-માં જે નર મરેં તે તો સ્વરગ-માંહેં સંચરેં
કાસી-માં કરેં બ્રમ-ભોજન તેહ-નેં ન ભેટેં જમ-ના જન ૬૮૧
કોટિ-કોટિ થાય કલ્પાંત તેહ-માં નહી કાસી-નો અંત
શીવ-ત્રીશુલ-ઉપર તે રહેં જે-ઉપર ગંગાજી વહેં ૬૮૨
ઉચું જલ આવેં જ્યાહરેં અંતરીખ-ઉપર કાસી તાહરેં
બ્રમાંડ કહેવાયેં એકવીસ તીહાં તીહાં જલ ચઢેં જે દીશ ૬૮૩
ત્રણ લોક તીહાં બુડી જાય જલ-ફરસ કાસી નવી થાય
બ્રમા તે નથી લહેંતા ભેદ વખાંણતાં નચ્ય જાંણેં વેદ ૬૮૪
સત્યપુરી-માંહેં જે નર મરેં તે કાસી-માંહેં અવતરેં
એ કાસી-માં દૈવત ઘણું સ્યું વખાંણ કરું તે-તણું ૬૮૫
જમ-દુત તે સઘલે જાય અમલ નહી પંચકોસી-માંહ
જમ-દુત-નું તીહાં નહી જોર જમ-દુત તેહ-નો ચાકર ચોર ૬૮૬
જમ-નું ચાલેં નહી લગાર કરેં જોર તો ખાઇ માર
બ્રમ-હત્યા ગૌ-હત્યા કરેં તે જઇનેં કાસી-માં મરેં ૬૮૭
એહવા નર કાશી-માં પડેં તેહ-નેં જમ-કિંકર નવી અડેં
મહા માહા પાપ કરેં અતીસ ઘણી હત્યા કરેં તે દીસ ૬૮૮
અઘોર અઘોર કરે છેં ઘણી બીજેં કહી નહી છુટકા તે તણી
તેહવા નર કાશી-માં પડેં તેહ-નેં જમ-કીંકર નવી અડેં ૬૮૯
અનેક પાપ કરેં પરચંડ તો તેહ-ને ભૈરવ દેં ડંડ
કાસી-ધરતી-નું એ જોર જમ-દુત તેહ-ના ચાકર ચોર ૬૯૦

એ તો વાત છેં કહેંવા માત્ર    પાપી-નેં કીહાં-થી કાસી-જાત્ર
કદાચી કો સંચેં-થી જાય    જમ-નો ભય નહીં સ્વપના-માંહેં ૬૯૧
કરેં પાપ તિહાં રહી પરચંડ    દુખ દોહીલા તેહ-નેં દંડ
જમ-દુત તેહ-થી વેગલા રહેં    તીહાં દુખ ભોગવે જમ-દુત ની દહેં(?) ૬૯૨
તે ઠાંમેં છેં સીવ-નો શ્રાપ    પગ ધરતી માંડા-થી પાપ
પરમાંણું પાપ જો તાં ભોગવેં    મેરુ-પરવત જેહવું જોગવેં ૬૯૩
મુત્ર-વીષ્ટા તે ઠાંમેં થાય    એ વાતેં મોહોટો અંન્યાય
અણુ-માત્ર કરેં જો પુન્ય    બ્રમાંડ ભોગવેં ન રહેં નુન્ય ૬૯૪
અણુ-માત્ર કરેં જો પાપ    કોટી-કોટી-ઘણું છત છાપ
કોઇક કરમ કરી તીહાં જાય    પોઢાં પાપ તેં પ્રલેં થાય ૬૯૫
નીસપાપ થઇ મરે જો ત્યાંહ    મણીકર્ણિકા મહિમા-માંહિં
"શીવ શીવ શીવ" ત્રણ વાર જ તંત્ર    પાંમેં કાંન-માંહેં તારક મંત્ર ૬૯૬
દેહ-પાત તે ઠાંમેં થાય    જીવ ક્ષણુ-માંહેં શીવ થઈ જાય
સંદેહ નહી એ વાત જ તણો    મુગતીપદ-મારગ એ ઘણો ૬૯૭
કોટી-કોટિ વાત બીજી છેં કથી    એહ-સમાંન બીજું તો નથી
એ વાતેં જેહ-નેં સંદેહ અડેં    તે નર રૌરવ નરકેં પડેં ૬૯૮
કાસી-સમાંન મુગતી નહી કોય    શીવપુરાંણ કાસિખંડેં જોય
મણિકર્ણિકા મેહલેં દેહ    નિત્યેં જતા દેખું છું તેહ ૬૯૯
કોટી કરમ-થી છુટી જાય    જીવ ટલી આપેં સીવ થાય
સમ્યક્ પ્રકારેં સુંણજ્યો તમ્યો    સીવજી કહેં સત્ય જાંણું છું અમ્યો ૭૦૦
કાસીખંડ કથાનક એહ    સાંભલજ્યો જેહ-નેં સંદેહ
જે દાહેં આ સ્રષ્ટી હવી    આદિ કથા એ છે નહી નવી ૭૦૧
કાંમના પ્રતેં પુછેં જાહરેં    તેહ-નેં માંડિ કોહો તાહરેં
ધરમરાજ સ્રષ્ટીનેં કલેં    તીહાં નાંમું કાસી-નું નવી મલેં ૭૦૨
સઘલેં જમ-દુત-નું પુર    પંચકોશી-થી તે દુર
દેહ માંનવ દેવ જ થાય    બીજો તો નહી એક ઉપાય ૭૦૩

મરણ-કાલેં કાસિ પામસ્યેં વેદના મરણ-તણી વાંમસ્યેં
નીશ્ચેં નીશ્ચેં નહી સંદેહ મારગ મુગતી-તણો તો એહ ૭૦૪
એહ ઠાંમ તો ઉતમ હોય પાપી-આગલ નવી કહેંસ્યો કોય'
લાગી પગ્ય સીખ્યા સુભ લીધ વીમાંન વાહન વીષ્ણુજી કીધ ૭૦૫
સીવ-મુખેં-થી જેટલું લહ્યું આવી ભ્રમા-આગલ કહ્યું
નારાયણ-નેં ભ્રમા નમ્યા બોલ શાસ્ત્ર-તણા ગુંણ ગમ્યા ૭૦૬
પાગ્ય લાગી પ્રયાંણ જ કરેં ધરમ-તણેં સ્થાંનક સંચરેં
કહેં માંડિનેં મોક્ષ જ મરમ હેત ઘણેં-થી હરખ્યા ધરમ ૭૦૭
કરી ડંડવૃત આવ્યો તે પાસ વારુ સુર-નાયક-નેં વાસ
કહ્યા મુગતી-ના મારગ ઘણા કાશિ મણિકણિંકા-તણા ૭૦૮
પ્રદક્ષણા કરી મહા મન્ય આવ્યા ઇંદ્ર આપે આસન
સહેંજેં ગ્નાંન પોતા-નેં થયું કારણ વીક્રમ-નેં માંડી કહ્યૂં ૭૦૯
'દેહ-અંત કાસી-માં થાય સહેંજેં પ્રાણ સરગેં જાય
નીરમલ દેહ પડે જો નેટ નાવેં ગરભ માતા-ને પેટ ૭૧૦
ફરી અવતાર લેવો નવી પડેં જમદુત તેહ-નેં નવી નડેં
ગરભ-વાસ-નો ફ(ફે)રો ટલેં સહેંજેં તેહ-ને મુગતી મલેં ૭૧૧
પંચકોસી-નો મોટો મહિમાય તે સ્વદેહેં સરગેં જાય
મહા મોટાં પાતીક જાય જીવ ફીટી તે શીવ થાય' ૭૧૨

દુહા

વીક્રમસેન વૈકુંઠ-ની શુંણી જીહારેં વાત
કર જોડી ઉભો રહ્યો 'સાંભલ માહારા તાત ૭૧૩
હું અપરાધી અતીઘણો દેવા આવ્યો દુખ
રાજ-વીના કુંણ રીઝવેં ભાગેં માહરી ભુખ ૭૧૪
દુખ-ભંજન મુઝ-નેં કહેં માનવ સઘલા જન
કહેંસ્યેં પુત્ર એ ઇંદ્ર-નો અચિરજ સ્યું છે અન્ય ૭૧૫
જસ જગત-માં માહરો અતુલી-બલ હું આપ
પુન્ય તેહ પીતા-તણું પદ-રેણું-પરતાપ ૭૧૬

સુખ-કરણ સંસાર-માં દુખ-ટાલણ આ દિસ
ભાભા-નેં મુગતી મલેં તો શાતા થાય અહરનીશ ૭૧૭

ચોપઇ

હું આવ્યો જાહરેં તુમ ધાંમ કરો છો સદા માહરાં કાંમ
કહું વાત તે મન-માં ધરો એક કાંમ અમારું કરો ૭૧૮
એક વાર ફરી તીહાં જાયો જીહાં ધરમરાજ ધોરંધર રાયો
તેહ-નેં જઇનેં પુછો તમ્યો તીહાં મોકલીઇ છેં અમ્યો ૭૧૯
કાયા ભાભારાંમ જ તણી કીહારેં પડસ્યેં ધાહડ ઘણી
બીજું અન્ય ન જાંણેં કોય એહ સંદેહ માહરેં મન હોય ૭૨૦
આયુસ કેટલું એહ-નું જોય તેહ બતાવો મુઝ-નેં સોય
આવરદા હોઈ જેટલું હું જાંણું આપેં એટલું ૭૨૧
એટલું નીશ્ચેં મુઝ-નેં થાય તો જુગ જીત્યો મેં કહેંવાય'

વચન બંધાણો તે કારણેં ગયો ઇંદ્ર ધરમ-નેં બારણેં ૭૨૨
પુછી પાર પટંતર લીધ ચીત્રગુપ્તેં કહું જે સીધ્ય
'કહો તે વીક્રમ-નેં વાત આજ-થકી તો દિવસ જ સાત ૭૨૩
એકાદશી નીરમલ દીન નેહ પોહોર દિવસેં પડસ્યેં એ દેહ'
એહવું સાંભલી આવ્યો ઘેર પ્રીત-થી મઘવા પોતેં પેંર ૭૨૪
પુત્ર-ઉપર ધરીનેં પ્રીત વાત કહી સરવ રુડી રીત
ડંડવૃત કરીનેં નમ્યો બોલ દેવતા-નો મન ગમ્યો ૭૨૫
બાવન વીર-તણો વડ વીર વાયુ-રુપ તે ધૂરતા ધીર
મીચ્યાં નેત્ર મહિપત્યેં જાહરેં મુંક્યો ઉજેણી-માં તાહરેં ૭૨૬

શમણેં દીઠું હોઇ જીમ અચીરજ વાત સુંણી તે તીમ
કોડેં પુજા હરસીધ-ની કરી પંચામૃત સામગરી ભરી ૭૨૭
શોડશોપચાર પુજા-નો જેહ કરી જોત્ય તરતીબેં તેહ
સુકડ ચંદન અખત લીધ કેસર કુંકુમ બાવના કીધ ૭૨૮

પુસ્ફ જાયન્ચંબેલી-તણા ધુપ-દીપ કરેં છેં ઘણા
અબીલ-ગુલાલ ચઢાવે અતીશ ફોફલ-નૈવેદ્ય મુંકે અહુરનીશ ૭૨૯
ઘંટ ઘુઘરા નેં આરતી ભલા ભોગ આપ્યા ભારતી
દેઈ પરદખ્ખણા આવ્યો ઘેર સી કીધી ભાભા-ની પેંર ૭૩૦

નીરમલ દુખ-ભંજન જે નામ જો જો કીધાં તેણેં કાંમ
સી કહું તેહ-ની સોભાય સભા ભરી બેંઠો છેં રાય ૭૩૧

દુહા

ફરેં છત્ર સીર-ઉપરેં બેંઠો અધિપત્ય આપ
વરણ અઢાર વ્યાપી રહી પુન્ય-તણો પ્રતાપ ૭૩૨
સુખપાલ મોકલી સહજ-માં ભાભારાંમ-નેં ઘેંર
'તમ-નેં તેડે રાયજી પ્રણાંમ કરી બહુ પેંર ૭૩૩
રાંમ કહેં 'કહો રાય-નેં ભુપત મલવા ભાવ
મંદ સરીર છેં માહરું ત્રણ દિવસ થયા છેં તાવ ૭૩૪
ગાત્ર સીથલ ઘરડો ઘણો નહી આંગમણ કે આય
મન મલવા માહરું ઘણું પણ મહિપત્ય કેમ મલાય ૭૩૫
અમ્યો અભાગીયા અવતરા તે તો જોગ કીહાં-થી જન
અંત-કાલ અવનીપતી કીહાં-થી દેં દરસન' ૭૩૬
પાછા સેવક પરવરા કહેં રાય-નેં આંક
'ઉઠાય નહી એ-થકી વૃદ્ધ-તણો શો વાંક' ૭૩૭

આપેં અસવારી કરી મુંકયું ઘર-નું કાંમ
મંદીર પોહોતા મહીપતિ રીઝે બોલ્યાવ્યા રાંમ ૭૩૮
દેખેં દુનીયાં કારસું 'આ તો અસંભવ વાત
રાંમ-નેં જોવા રાયજી પ્રાંતેં આવ્યા પરભાત' ૭૩૯
કુસલ પુછુ કે દીન-તણુ સીસ ફેરવ્યો હાથ
'રાંમ ખબર હોઇ તમ-તણી સાચું કહો સુઝ-સાથ' ૭૪૦

રાંમ કહે 'રાજા સુંણો　　આનંદ માહરે અંગ
મોત આવ્યું છે ઢુકડું　　રામ-સંઘાથે રંગ ૭૪૧
આ અવતાર આનંદ-માં　　જોખ ઘણે-થી જાય
અવતરવું અન્ય જોન્ય-માં　　તીહાં તો સો ગત થાય ૭૪૨
પશુ પંખી કે માંનવી　　ઝાડ ખીડ કે વૃખ્ય
દ્રીપદ ચોપદ ષટપદે　　વાઘ વરુ કે ભૃખ્ય ૭૪૩
કોય તેહ કલે નહી　　જે સ્યો ધરવો અવતાર
ભોગ કરમ તે ભોગવે　　ઈશ્વર-ને વીવહાર' ૭૪૪

મહીપત્ય-ને જોવા મેદની　　આવે ઠાંમે ઠાંમ
ઘણી ગુઝ છાંના કરે　　રાજા ને ભાભોરાંમ ૭૪૫
રહીયત બાધા નગર-માં　　અચરજ ગાંમોગાંમ
'છાંની ગુઝ એ સી કરે　　રાજા ને ભાભોરાંમ' ૭૪૬
'કણગી કરાર કાલ્યે થસ્યે　　અંતર કાં ઉચાટ
વ્યાધી જસ્યે વૈદુ કરે　　મરશો તે સ્યા-માટ ૭૪૭
દુખ આવે છે દેહ-માં　　ગાત્ર સીથલ થઇ જાય
કરાર થસ્યે કવાથ-થી　　ઉઠી બેંઠા થાય' ૭૪૮
ભાભો કહે 'સ્યુ બોલવો　　મેં ચૈતન જોયાં ચેંન
લમણા ત્રુટા લંક-થી　　નમી ગયાં બે નેંન ૭૪૯
કાંને ઘાલે આંગલી　　સાભલવા-ને સાદ
તે ઘોર ગગન સુંણે નહી　　જે અનહદ વાજે નાદ ૭૫૦
પહેલે પોર રવી-દિને　　જુઇ પોતા-ની છાંહ
કાયા દીસે છે કારમી　　સુસ્તક નહી તે-માંહે ૭૫૧

ગગન તો ગરજે નહી　　મેઘ ન છંડે ધાર
હાલકહુંલક એ નગર-માં　　હંસા ચાલણહાર ૭૫૨
ઉઠયો અન-નો અધીપતિ　　વપુ-થી જીણુ વાર
મસ્થાંનાં તેં પેંડ-થી　　હંસા ચાલણહાર ૭૫૩

નવેં નાડ નમી ગઇ જીવ રહેં નહી ઠાર
હલ હલ થઇ હજુર-ની તે હંસા ચાલણહાર ૭૫૪
કેહ્યું કાને સુંણેં નહી ગલેં ન ઉતરેં વાર
કર્યાં દદામાં કુચ-નાં હંસા ચાલણહાર ૭૫૫
દમ વાધી ગઈ દેહ-માં અવર અંગ તો ઠાર
ત્રંવાલુ ત્રીજું થયું હંસા ચાલણહાર ૭૫૬
નેંન નવેં રંગેં થયાં ઢલતી દીઠી ધાર
ડેરા દેસ-બાહિર થયા હંસા ચાલણહાર ૭૫૭
સીત સમીપેં આવીયું ઘેંન-તણું છે ધાર
અસ્વારી ઉભી થઇ હંસા ચાલણહાર ૭૫૮
નખ જીભ-નેં દંડ તડા (?) કાલક કીધિ કાર (?)
પરીયાંણા કર્યાં હવે પંડ-થી હંસા ચાલણહાર ૭૫૯
કફ વાયુ નેં પીત એ ત્રણેં મલ્યાં જે ઠાર
અસવાર થયો તે આપ-થી વેગ નહી તે વાર ૭૬૦
બલખો બાહિર ન નીસરેં નમેં ન હેઠું નીર
પ્રયાંણ કર્યું તે પ્રાંણીઈં સુંપ્યું સબ સરીર ૭૬૧
હંસ હલકી નીસર્યો લેખેં જોઇ તે લાગ
પાંચ હતા તે પંચ-માં ભલી ગયા તે ભાગ ૭૬૨
પચવીસ પલેં પચવીસ-માં ભલેં એક-માં એક
મૃતીકા-માંહેં મૃતીકા ભલેં વેદ કરો વીવેક ૭૬૩
સોએ કલાકડાં સાંમટાં કરેં એકઠાં સહેંલ
આદર-થી ઊભી કરો વીશ્વ કહેં છેં વેંહેંલ ૭૬૪
કોહાઢા તલવા ચેંજણી પઇંડાં સાંગી ઠાંમ
વેરી નાંખ્યાં વેગલાં તો નહી વેંહલનું નાંમ ૭૬૫
રુધીર માંસ ને હાડકાં નસો જાલ-ની નેહ
મલ-મુત્ર મુરજાદ-માં દીસેં છેં એ દેહ ૭૬૬

જડ-રૂપ એ જાંણવી ચૈતન કો-એક હંસ
એહ પંખી જવ ઉડીયો રહ્યો કાઠ કેં મંસ ૭૬૭
આપ-માંહે-થી ઉલખે એ પંખી-નેં આપ
તો ભટક્યો નાવેં ભુતલેં ટલેં ત્રવેધી તાપ' ૭૬૮
ભાભો કહેં 'સુંણ ભુપતિ એહ વેલા છેં આજ
પે'ર થંસ્યેં પંખી-તણી તો લક્ષ્મી-વર લાજ ૭૬૯
પગ ભાગા પીંડી-થકા સુંણે કારિમું કરણ
તાહરેં નીશ્ચેં જાંણવું માંથેં આવ્યું મરણ ૭૭૦
તે સવેં ચેંન મેં ચાલવ્યાં કર્યાં વીચારી કાંમ
રાંમ કહેં લ્યો માહરો રાંમ રાંમ શ્રી-રાંમ' ૭૭૧

ચોપઇ

રામાદે તેહ-ની ઘર-નારિ તે આવી પજેં તેણેં ઠાર
નર-નારિ-નેં અધકી પ્રીત તે તો ચેંન રુડી રીત ૭૭૨
નર-નારી-તણા નેહ-નેં સત ચઢું તેહ-ની દેહ-નેં
મુંક્યું જલ ધણી-નેં હાથ 'માહરેં આવવું છેં તમારી સાથ ૭૭૩
તમ-કેડેં થાવું છેં સતી સાચું કહું છું સર્વ-થી
આતમ-ગ્નાંન થયું છેં મું-નેં દીવસ છઠેં મરવું છેં તું-નેં ૭૭૪
સહ-ગમન કરવું સર્વ-થી સંસાર-સુખ હવેં જોવું નથી
સંસાર-સુખ ભોગવ્યું ભરપુર એકે વાત ન રહી અધુર ૭૭૫
કંથ-કેડેં જે કાંમીનિ બલેં તેહ-નો મહિમા કુંણ જ કલેં
સાઠ સહસ્ર વરસ દેવતા-નાં ઘણાં સુખ ભોગવેં સ્વરગ જ તણાં ૭૭૬
અઘોર પાપ જો કંથ જ કરેં સતી-પરતાપ-થી તે તો તરેં
પુરું પુન્ય થાઇ જાહરેં પ્રથવી-પતી થાઇ તાહરેં ૭૭૭
અવતરેં રાજા રુડો અંશ તેજવંત પુરો પરસંશ
ભોગવેં વૈભવ સુખ-નીધાંન કોયક ભવેં ભેટેં ભગવાંન ૭૭૮
સાંભલ્ય રે તું માહારા પતિ તુઝ-કેડેં થાવું છેં સતી'
ભાભો કહેં 'એ તો સાચરું મન નવી માનેં એણેં માહરું ૭૭૯

પુષ્પ-વૃષ્ટિ થઇ જાહરેં   નગરેં જાંણ થયું તાહરેં
માણો મહિપત્ય મોહોટો મરમ   કુલ-આચારી કીધું કરમ ૮૦૬
પંચ માસ થયા પુરણ પેંર   કરી જાત્રા આવ્યા ઘેંર
રુડો રાંમ અવતારીક અંશ   આજ-સુધી પુજાઇ વંશ ૮૦૭
ઉજેણી-માંહેં અવતર્યા   ભાભોરામ વૈકુંઠેં ઉધર્યા
ધરમ-તણી ચલાવેં રીત   પુન્ય-ઉપર બહુલી પ્રીત ૮૦૮
શાકો જીહારે વીક્રમ-નો હસ્યેં   ભાભારાંમ-ની પુજા થસ્યેં
ધન્ય ધન્ય એ ઉજેણી-ગાંમ   ધન ધન દુખ-ભંજન એ કાંમ ૮૦૯
ધન ધન કણબી ભાભોરાંમ   ધન ધન નવ ખંડ-માં નાંમ
ધન ધન ક્ષીપ્રા-ત્રટ-તીર   ધન ધન વીક્રમ નર એ વીર ૮૧૦
ધન ધન એ કણબી-કુલ કાંમ   ધન ધન રુડો ઉજેણી ઠાંમ
ધન ધન અવતાર જે એ સાંભલેં   મોક્ષ પરમારથ-થી તે મલેં ૮૧૧
કોમલ રદય સ્થીર કાયા થાય   પાતીક પંચ જનમ-નાં જાય
દાંન-માંહેં મન આવેં આપ   ઉસરેં મંન કરતાં પાપ ૮૧૨
પરમારથ બીજું નહી પુન્ય   નીરમલ થયો તેહ-નેં સી નુન્ય
કહેં પુતલી જયોગેં યથા   કાલીદાસેં કહી ભોજ-નેં કથા ૮૧૩

સંસ્કૃત વીદ્યા સાસ્ત્ર સુજાંણ   કર્યાં પંડીતેં તેહ પુરાંણ
જેહવી બુધી કરનારા કવી   નીરમી વારતા તેણેં નવી ૮૧૪
તે-ઉપર એ ગ્રંથ જ થયો   બુધ્ય-અનુસારેં કહ્યો
પુરાંણ પરમારથ-નું પુર   નીરમલ કથા ન્યાયવટ-નું નુર ૮૧૫
અંજાણ જન-નેં એ ઉપદેશ   જાંણીતા-નેં પ્રીય પરવેશ
પંડીત-જંન-તણી તો પ્રીત   રાજસ-લોક-તણી સુભ રીત ૮૧૬
જોગી-નેં મન આવેં જોગ   ભોગી-જન-નેં વૈભવ ભોગ
દાતા-જંનનેં ગુંણ એ ગમેં   સુંબ અદાતા-ને દીલ દમેં ૮૧૭
પાપી માંણસ-નેં પુરું સાલ   અકરમી-જન-નેં એતી આલ
પાખંડી-જન-નેં મન પાખંડ   દોષી-માંણસ-નેં તો દંડ ૮૧૮

વીવેકી-જન-નેં એ વીદ્યાય | અજાંણ્યા-ને મન અન્યાય
ચાતુર માણસ-નેં મન્ય ચરીત્ર | પુન્યવંત-નેં મન એહ પવીત્ર ૮૧૯

દુહા

પ્રીત્યેં પુતલીઇ કહ્યું | વારુ ભોજવીલાસ
સંસ્કૃત-માં કાવ્યેં કરી | કીધું કાલીદાસ ૮૨૦
બીજા કવી અનેક છેં | તેણેં કીધાં કાંમ
આદિ મધ્ય નેં અંત-થી | છેં બહુ ઠાંમેં ઠાંમ ૮૨૧

શ્રી-ગુજર ગુંણ-આગલો | અમદાવાદ અધિદેશ
સાબરમતી સુખદાયની | પાપ-તણો નહી લેશ ૮૨૨
વરણ અઢાર વાસેં વસેં | જ્યાંઇ નીત્ય શુભ ધરમ
ચતુર ચોરાસી નાત્ય-ના | ભારે રુડા ભ્રમ ૮૨૩
શ્રી-ગોડમાલવી વીપ્ર શુભ | વીરેશ્વર શુભ સુત્ર
સાંમલ નાંમ સીરોમણી | પ્રતાપવંત છેં પુત્ર ૮૨૪
ગુરુ-ક્રીપા-થી ગુંણ ઘણો | પરીભ્રમ-શીવ-પ્રતાપ
કવી-શગત યથાવીધિ | અકલ-પ્રમાંણેં આપ ૮૨૫
ચાલી ખ્યાત ચીહું દેશ-માં | પંડીત પુર પ્રમાંણ
માતર પ્રગણું મોહોરવી | થયું જગતેં-થી જાંણ ૮૨૬
સીહુંજ ગાંમ સીરોમણી | તેજ-પુંજ પ્રકાશ
પવીત્ર ભુમી તીરથ વડું | વીરેશ્વર-શીવ-વાશ ૮૨૭
કણબી છેં કુલ-ઉજલા | લેઉઆ લાયક લાજ
કાઉજી-કુલ ઉતપંન હવો | મનજી-સુત માહારાજ ૮૨૮
રખીદાસ રાજસ વડો | પ્રીછેં સઘલી પેંર
ઘણા હેત-થી તેડીઓ | કવી સાંમલજી ઘેર ૮૨૯
ખાંન પાંન શુભ વસ્ત્ર વીધ | અમૃત મેવા આહાર
પ્રથવી કરી પસાયતેં | હેતેં સમરપ્યા હાર ૮૩૦
પરીખક સરવ પુરાંણ-નો | ખરી વાત-નો ખોજ
રખીદાસ ગુંણ રંજવી | ભુપત્ય બીજો ભોજ ૮૩૧

# વેતાલ ભાટની વારતા

## કવિ શામળ ભટ કૃત સિંહાસનબત્રીશીની ૨૦મી વાર્તા
## (કહેનાર પૂતળી સભારંજની)

ચોપઈ

શ્રીમુખ્ય આરાધું સરસ્વતી — મયા કરો આપો સુભ મતી
કરુણા વાસ રસનાઈં કરો — બાલક જાંણિ બાંહેં ધરો ૧
કરું ગ્રંથ રાખોજી લાજ — કરું આરાધન તેહ-નેં કાજ
સરસ્વતી જેહ-નેં મુખ વસી — વલતી તેહ-નેં ઉણમ કસી ૨
અણુ-માત્ર કીપા-થી આપ — પંડીત થયા તે તુઝ પ્રતાપ
ગ્રંથ અધુરો જો રહી જસેં — તે તો માત હસારત થસ્યેં ૩
તરણ વસ જીમ વાયુ-તણેં — ભરુંસેં તાહરેં કવી તો ભણેં
તન કીપા હશેં તાહરી — તો તો લાજ રહેસ્યેં માહરી ૪
હંસ-વાહની મોટી માત — સનમુખ-સાહામું જો સાક્ષાત
આપો બુધ્યંતરંગ અનેક — અકલ-દેયણી તું છેં એક ૫
જગત-પાવની શ્રી-જુગદીસ — આદ્ય ઉમયાપત્ય શ્રી તું ઈશ
ભોલો નાથ ભવાંની ભુપ — રાજરાજેશ્વર દીવ્ય-સ્વરૂપ ૬
અંનપુરણા આનંદ-કારણી — કલી-મલ કોટી અઘ હારણી
શ્રી-ગરુ-પદ-પંકજ-પરતાપ — કરું શ્રેષ્ટ ઈછા છેં આપ ૭

શ્રી-ભોજ ભુપત્ય ભલો — શ્રી-ધારા ધરમ-ધાંમ
શ્રીપતિ-સેવક સત્ય એ — શ્રી-નીરમલ સુભ નાંમ ૮
આણ્યું આસન અભીનવું — ધરણી ધરીયુ ત્યાંહ
સભા સરવ સોભી રહી — મહીપતિ બેંઠા માંહ ૯
પોહઢા પંડીત-નેં પુછીયું — લીધું લાખીણું લગન
મુહુરત વેલા માંન-સું — મહિપતિ મન-માં મગંન ૧૦

ભોજંન સુભ ભલી ભાત્ય-નાં   પુર પોષેં પ્રમાંણ
સુપાત્ર દાંન સમરપીયાં   જસ જગત-માંહે જાંણ ૧૧
બ્રાંમણ ભલા મનાવીયા   ભર્યા ભાટ ભલી ભાંત્ય
ગુપત-દાંન ઘણાં કર્યાં   અધીપતિઇ એકાંત્ય ૧૨
પાંચ પ્રદક્ષણા કરી   પ્રીતેં ધરેં તે પાય
'હાં હાં' હુંકારો કર્યો   'રહેં વેગલો રાય' ૧૩
સભારંજની બોલીયાં   પુતલી આંણી પ્રીત
'એ આસંન વીક્રમ-તણું   રુડી જેહ-ની રીત ૧૪
દાતા દિલેં દરિયા-સમો   ગુંણ-ગીરુયો ગંભીર
કનક-દેયણ એ કરણ-વત   વાદેં જીત્યો વીર ૧૫
હુરસિધ હજુરી જેહ-નેં   જેહ-નેં માથેં ઈશ
પુન્ય કરેં પરમારથી   જીવ જપેં જુગદીસ ૧૬
પંચ-દંડ સીર-છત્ર-વર   અખીલ આંણ અપાર
અહુરણી અવની કરી   સકલ શાસ્ત્ર-માં સાર ૧૭
કહું મહિમા સંક્ષેપ-માં   સાગર-માં સુક-ચંચ
મુડા-માંહેં મુંઠડી   સાહાસ સાખ્ય-થી સંચ' ૧૮

ચોપઇ

પુછે ભોજ જોડી બેં પાંણ   'વનીતા કેંહેં તું તેહ વખાંણ'
'ભરતખંડ-તણો તે ભુપ   નગર ઉજેણી અતી અનુપ ૧૯
ગુણ લક્ષણ સુભ સોભા ઘણી   જેહવી હોઇ ઘડ લંકા-તણી
વરણાવરણ જિહાં વીવધ વીવેક   એક-એક-થી અધીકા એક ૨૦
અધીક તેજ અરજન-વત હોય   જીતી ન શકેં તેહ-નેં કોય
બેંઠો સિંહાસન-ઉપર ઠરી   ભારે સભા ભરપુરે ભરી ૨૧
જાચીક-જન બોલેં છેં જથા   કવી પંડીત કહેં છેં કથા
નાચેં અપછરા સંગીત તાંન   ગુણી-જન રુડાં ગાઇ ગાન ૨૨
થઈ રહ્યો સભા-માંહેં ઠાઠ   તીહાં આવ્યો ભુપત-વત ભાટ
સદવીદ્યા ખરો દિલ ખ્યાલ   વડું નાંમ તેહ-નું વૈતાલ ૨૩

દેવ-સરીખો દીશે રુપ જાંણે ભાટ કો બીજો ભુપ
વદ્યો તેણેં મુખ આસીરવાદ અતી રાજા પાંમ્યો ઉલાદ ૨૪
મહીપત્યેં આપો અધિકો માલ વીક્રમેં બોલાવ્યો વૈતાલ
'દેવતાઈ કો દિશો છો રૂપ' મોહ પાંમ્યો નગર-નો ભુપ ૨૫
કાલો-ઘેલો વીક્રમ હોય એહવો ભાટ ન દીઠો કોય
ગુંણ-લક્ષણ દીસેં સુભ દેહ નારાયણ-ઉપર અતી નેહ' ૨૬

દુહા

કહેં ભોજ 'સુંણ ભાંમીની ભાટ-નેં કહેં છેં ભુપ
મોટુ સ્યું પ્રાક્રમ કર્યુ' રૂડું કહેં કીમ રુપ ૨૭
જોગ્ય પુરુષ પણ જાચીકો અકલ વડેં અનુપ
માંનની કહેં કિમ મુખ-થકી ભીખારી-નેં ભુપ ૨૮
કેહ-નો પુત્ર કિહાં અવતર્યો કુંણ અધીપત્ય-અંશ
વપુ વીદ્યા વિનય કસ્યો વારુ કહેં-નેં વંશ ૨૯
કેહવો પંડિત પરાક્રમી કેહેવાં મહીપત્ય-નાં માંન
કેહી પ્રકારેં આવીયો લીધાં દીધાં શાં દાંન ૩૦
કહેં, સ્યો તેહ-માં ગુંણ હતો કહે, સી વીદ્યા હોય
કહો, તે અવતર્યો કીહાં જનુની-જનક કુંણ જોય' ૩૧

ચોપઈ

કહેં કાંમિની: સાંભલ નરનાથ કહું વાત જોડી બેં હાથ
હુંસ હઇડેં માહરેં છેં ઘણી કહું ઉતપત વૈતાલ જ તણી ૩૨
પંચાસ કોટિ પ્રથવી-નું પીઠ તેહ-માં દેવસ્થલ કૈ કિઠ
ભરત-ખંડ તે ભારે ભોગ્ય કરમ-ખેત્ર બંધાણિ વ્યોમ ૩૩
કનોજ-દેશ સુંદર કારિમો તે લંકા-ઘડ-ની હાર-નો
માંનવ-મહિમા જાંણે મર્મ ધરતી-માંહે ઘણેરો ધર્મ ૩૪
શ્રીવંત લોક સુખી સહુ જંન નીરમલ નર-નારી-નાં મંન
ગુલઝાર ગુંણ-સાગર સુભ ગાંમ ભાટ ભીમ એક નીરમલ-નાંમ ૩૫

ઉમયાદે ઘર-નારિ સતી    રુડી કરમ-ની રેખા રતી
સતી-સિરોમણ સાહસ રુપ    અતી નીરમલ તે નાર્ય અનુપ ૩૬
દોલત દુનીયાં વૈભવ ઘણો    દસુંદિ સેપનાગ જ તણો
માગે નાગ નેં લાવેં ધંન    મંગણ જાત્ય પણ મહિપત્ય-માંન ૩૭
કોટિધ્વજ કહેંવાઇ નાંમ    દેસપતી-થી આવેં દાંમ
વસ વરતેં માંનવ નેં દેવ    કરેં નાગ-સરીખા સેવ ૩૮
દસુંદીયો પણ દાતા જોય    કલા કલી સકેં નહી કોય
રાજ-રીધ્ય સમરીધ્ય સુત્ર    પ્રતિવ્રતા-પેટેં નહી પુત્ર ૩૯
વપુઇ તેહ-નેં મોટો ત્રેંહ    દાવાદલ જેહવો દુખ દેહ
કલના એક પડેં નહી કરી    વ્યાધિ આવી વપુઇ બહુ સિ ૪૦

શામા ઘેંર શ્રીરોમણ સતી    પ્રેમદા કહેં 'સાંભ(ળ) રે પતી
શિવ સેવંતો વાસેં સુત્ર    પ્રભુ-પ્રતાપેં પામેં પુત્ર ૪૧
'ગાંઠેં તમારેં છેં બહુ ગરથ    વાટ ઉઠેં એ સરવેં વરથ
પુત્ર-વીના ઘર-નું સું સુખ    પુત્ર-વીના કિમ ભાગેં ભુખ ૪૨
પુત્ર-વીના તે શ્રાધ કુંણે કરેં    પુત્ર-વીના પીંડ કુંણ ધરેં
પુત્ર-વીના કો સુખ નવિ જોય    સુકૃત ન વાંદે કારણ કોય ૪૩
વાંઝીયાં નામ એ કારણ વડું    પુત્ર-વીના જીવત ભઠ પડ્યું
પુત્ર-વીના અલખત સી અંશ    પુત્ર-વીના કીમ વાધેં વંશ ૪૪
પુત્ર-વીના શાં મહિપત્ય-માંન    પુત્ર-વીના શાં આલવાં દાંન
પુત્ર-વીના મેહેંણાં દેં સહુ    પુત્ર-વીના ઘેંર નાવેં વહુ ૪૫
અવતાર અપુત્રીયાં-નો બલ્યો    પુત્ર-વીના શોક નવી ટલ્યો
પુત્ર-વીના નવી પાંમેં નાત    સગાં-સહોદર-ની સી વાત ૪૬
જેહ-નેં પુત્ર ન આવેં પેટ    તેહ-ના જીવત-માં ઉઠી વેઠ
પુત્ર-વીના વચન કીમ પલેં    ચઢા ઢાલ પાછા કિમ વલેં ૪૭
વેહેંવાઈ કોહો-નેં કીજીઇ    લાહો કસ્યો આપણ લીજીઇ
ધીક અવતાર વાંઝીયા-ની ગાલ    નવિ ઉધારેં ધીરેં માલ ૪૮

પુત્ર-વીના જનક નહી જોર | પુત્ર-વીના અંધારું ઘોર
પુત્ર-વીના ઘર તે શમશાંન | પુત્ર-વીના નવી દેં કો માંન ૪૯
કોય ધન ન પુછે કથી | સહુ સંતાંન પુછે સરવ-થી
કોડ દાંમ જો ગાંઠેં હોય | તો યે પનોતા ન કહે કોય ૫૦
પુત્ર હોય નેં ન હોઈ દાંમ | પુન્ય-પનોતો તેહ-નું નાંમ
કુલ ઉદવસ કુલ-દીપક-પખેં | વેદ-શાસ્ત્ર લક્ષણ-થી લખેં ૫૧
પુત્ર-વીના જીવત તે કસ્યું'' | માંનની-નેં મંન એ તો વસ્યું
'ભંડાર લુટાવ્યો આંણી નેહ | તાજીઇ જીવતાં આપણ દેહ' ૫૨

દુહા

ભીમ કહે 'સુંણ ભાંમિની | તજ્ય ચીંતા મંન શોક
ગમતું થાય ગોવંદ-નું | ડાહાપણ કરવું ફોક' ૫૩
ભારે વૈભવ ઘર-તણો | તેહ કરો મંન તાજ્ય
ભીમ ભયાંનક વન ગયો | તે તપ કરવા-નેં કાજ્ય ૫૪

ઝલમલાનંદે સર સીવ વડો | જાજુલ્યમાંન જુગ જોત
તેજ-પુંજ ત્રીલોક-ના | ઉદેંકાર ઉદ્યોત ૫૫
પંચ-વદન પ્રતાપ-પુર | નારાયણનુ જેહે નુર
દાતા દેવ દયા-નીધિ | હેતક એહ હજુર ૫૬
બીલી-પત્ર તુલસી તાંદુલેં | પંચામૃત પખાલ
અહરનિશાઇ આરતી | આંણી અદકુ વાહાલ ૫૭
શીવપુરાંણ શ્રવણે સુંણું | શીવ-કવચ-ના પાઠ
શીવ-મંત્ર જીભા જપેં | ભાવ-થકી તે ભાટ ૫૮
ગુંણ ગાઇ ગીરુચાપણેં | કરેં નીત્ય જલધાર
'સીવ સંતાન આપો મું-નેં | નોધારાં-આધાર ૫૯
દેવ-તણો તું દેવતા | ઈશ-તણો તું ઈશ
કર્તા હર્તા તું વિશ્વપત્ય | જગત-પાવંન જુગદીશ ૬૦

નથી ખોટ ઘેર તાહરેં આપવેં નથી અસમરથ
તપ-દાતા એક તું લહ્યો તુજ-વીણ સરવેં વરથ ૬૧
અધીક જન વર પાંમીયા દાનવ દેવ અતી આપ
પુત્ર એક સુભ-પ્રાક્રમી પાંમું તુજ પ્રતાપ ૬૨
જેહ-થી નાંમ જગ-માં રહેં વખાંણેં સહુ વાટ
નાંમ થાઇ નવ ખંડ-માં ભુપતિ જેહવો ભાટ ૬૩
તારેં પરીયાં ત્રીહો પક્ષ-ના તારેં નાત નર નાંમ
એહવો પુત્ર આપો મું-નેં કરુણા-નિધી કર કાંમ' ૬૪
માહાદેવ કહેં 'મંગણ સુંણો' સ્વપન-માંહેં એ આપ
'કોયક જન્મ-તણાં ઘણાં તાહરેં માથેં પાપ' ૬૫
એહવું સાંભલી ઉઠીયો પ્રીછી શીવ-ની પેંર
ભીમ વલ્યો તે ઘર-ભણી સોધિ આપેં સેંર ૬૬

બ્રાંમણ વરીયા ભાવ-થી શત શત ચંડી કીધ
પુરણાહુત પુરણ કરી દક્ષિણા દાંન બહુ દિધ ૬૭
માહારુદ્ર એકાદશ કરેં લુટાવ્યું બહુ ધંન
દાંન અવેરી આવરી માહાદેવ-ઉપર મંન ૬૮
વિપ્ર વશ તે વેદિયા સાહાસ્ત્ર-તણી જે શાખ્ય
પારથીવ ચિંતામણી કર્યાં પુરા તે નવ લાખ ૬૯
શીવ તો થયા અતી આકલા 'એહ-નેં સુખ અપાય
પાંચ સેં પુત્ર જ આપનાં ઉશંકલ ન થાય ૭૦
સંતોખ્યો એણેં ઘણું ચઢયો ભુદર-નેં ભાર
વ્યાજ સહીત જેહ-નેં વાલવું એહવો એ દાતાર ૭૧
નીરમલ દેહ તેણેં કરી તજ્યું પોતા-નું ગાંમ
પાછો વલી તે આવીયો તપ કરવા આ ઠાંમ' ૭૨
કાયા કષ્ટ વેઠેં ઘણું સાધેં સઘલા સુત્ર
શીવ બચારો સ્યું કરે લખો નહી કરમ-માં પુત્ર ૭૩

## ચોપાઇ

એમ કરતેં વીત્યું વરસ એક    કરેં પુજન તે વિવિધ વિવેક
આવ્યો એક ઢીમર તે-પાસ    તેહ-નેં પુત્ર-તણી મંન આસ ૭૪
આવ્યો શિવ-સમીપેં તેહ    ધરી નારાયણ-ઉપર નેહ
'જો તું પુત્ર નાપેં જુગદિસ    કાલ મછ પછાડું વીસ' ૭૫
સીવ પ્રસંન થયા તે સાંચ    પુત્ર પલક-માં આપ્યા પાંચ
ઘણે હેતે ગયો તે ઘેંર    ભીમેં મંન વીચારિ પેંર ૭૬
'કલીયુગ-માંહે લંડ-નો લાગ    બલિયો થાય તે લેં બેં ભાગ
બીજા જીવ મેં કીમ મરાય    હત્યા આપ કાયા-ની થાય' ૭૭
કાઢી કટારિ કાલજ ધરી    કોડેં બુધિ મરવા-ની કરી
છેદવા માંડું આપેં શીશ    'હાં હાં' કહીનેં બોલ્યા ઈશ ૭૮
'વણ-મોતેં શા માટેં મરેં    આત્મ-હત્યા તું સીદ કરેં'
કર જોડીનેં ભીમ તેં ભણેં    'હું આવ્યો છું શરણ તુઝ-તણેં ૭૯
વરસ એક તો વહી ગયું    સ્વપન-માંહે દરસણ નવી થયું
આવ્યો પાપી માછી-જંન    તરત આપ્યા કિમ પાંચ જ તંન ૮૦
તે-થી મુઝ-નેં ભુંડો કીધ    એકેં પુત્ર મુઝ-નેં નવિ દીધ'
સીવ કહેં 'દેહરા-પાછલ જાયો    નીરખો નેહ-થી સુખીયા થાયો' ૮૧
ગયો ભીમ પાછલ જેટલેં    ગોબર ગાર દીઠી તેટલેં
દીઠા કીડા તિહાં દશ લાખ    બોલ્યો ભીમ શીવ-પરતેં શાખ્ય ૮૨
'કોટી કીટક મેં તો નીરખીયા    તેહ-નો પાર તો નવી પ્રીછીયા'
શીવ કહેં 'તુઝ-સ્યું બોલું સાંચ    જીવ એહ-માંથી આપ્યા પાંચ ૮૩
પાપ કરતેં નરકેં પડ્યા    પાપી-તણેં પેટેં જઈ અડ્યા
તુ-નેં આપવા-જોગ્ય જ તંન    નથી મલતો કો માહારેં મંન ૮૪
કુલ, નાત્ય નેં તારેં ગાંમ    નવખંડેં રહેં નિરમલ નાંમ
તાહરો ભાર મારે સિર ઘણો    જપ-તપ-પુજા-પુન્ય જ તણો ૮૫
પુરુશોતમ ભરુઆડાં-પેટ    વચને બાંધ્યા અવતરિયા નેટ
તિમ કરવું પડ્યું માહરેં    અવતાર રુદ્ર-નો કુલ તાહરે ૮૬

ભક્ત-વછલ માહરું નાંમ　　તે કિમ બરદ જસેં આ ઠાંમ
પુરણ એક કલા-થી પેંર　　પ્રગટ પુત્ર થશેં તુઝ ઘેંર　૮૭
નર અવતાર ધરાઇં નેટ　　પુત્ર પ્રતિવૃતા-નેં પેટ
વલી ઇછા હોઇં મન-તણી　　આપું અલખત લક્ષમી ઘણી'　૮૮
ભણેં ભીમ શીવ-પ્રતેં ભાખ　　'લછ ઘણી કરોડાં લાખ'　૮૯

દુહા

કહેં સીવ 'પુત્ર આવશેં　　ખરચ કરે બહુ પેર
ના કહેં તારેં નિસરેં　　ઘડિ એક રહેં નહી ઘેંર'　૯૦

વરદાંન પાંમી તે વલેં　　શીવ દાતા સમરથ
આણંદ પાસ્યો અતિ ઘણો　　ઘણો ખરચાંણો ગરથ　૯૧
જોગ ગરભ જઠરે ઠર્યો　　કાંમીનિ-કેરે કાંમ
પુત્ર પ્રતાપિ પ્રગટ્યો　　વૈતાલ ધરાવ્યું નાંમ　૯૨
ઇંદુ નીકલે અભ્ર-થી　　પંકજ જલ-થી જિમ
સોભા શકલ-સીરોમણિ　　પુરુપ પુરુશોતંમ　૯૩
આકાર રુદ્ર એકાદશેં　　સાહુસીક કો સિધ
હેત હરણ મા-બાપ-નેં　　કામ જાતક-નાં કીધ　૯૪
શુકલ-પક્ષ પડવે-થકી　　વાધેં છેં જિમ ચંદ્ર
વાધેં રુપ વૈતાલ-નું　　અભિનવો કોઈ ઇંદ્ર　૯૫
તેજ-પુંજ કો દેવતા　　વપુ સિરોમણ વંશ
અવતારિ કો અંશ-પતિ　　આપ ઈશ્વર-નો અંશ　૯૬
સાત વરસ સહેંજે થયાં　　અને મુંક્યો નિશાલ
વંણુ-શીખવી વિદ્યા ભણેં　　વીસ વીશા વઈતાલ　૯૭
પીગલ પાઠ પુરાંણ પુર　　ભગણ-સગણ ભર ભેદ
ભાષા-માં ભુપત જસો　　વાંણિ વખાંણેં વેદ　૯૮
બત્રીશ-લક્ષણ બહુ-ગુંણી　　ચૌદ વીદ્યાઇ ચિંત
રાગ છત્રીશેં રીઝ-માં　　ખરી વાત-ની ખંત　૯૯

માહાદેવ-આગલ જલ મુંકિયું મનસા-સિધ્ય-થી માંન
'જુઠું ન બોલું જીભ-થી દેવું જાચીક-ને દાંન' ૧૦૦
સેત્રંજ પાસા સોગઠાં રાજ રાંમ-ની રીત્ય
જાઇ જુવટેં જોખ-થી પરિભ્રંમ-ઉપર પ્રીત્ય ૧૦૧
પુન્ય કરે પરમારથી વરેં વીપ્ર અનેક
શીવ-પુજંન સેવેં સદા વિવધ પ્રકાર વિવેક ૧૦૨
હોંસેં બોરી લ્યે હેમ-ની જુવટું રમવા જાય
જો જીતે તો જોખ-માં પુન્ય કરે પલ-માંહ ૧૦૩
ભીમ કહે 'ભંડારી સુંણ ભર્યા સો ય ભંડાર
દાંમ ખરચતાં દેવ-નેં ન કરીશ તું નકાર' ૧૦૪
ખાંતે શોવન સાંકલાં કડાં વાંકડાં કોડ
જીત્યો તાંહાં તો જશ કરે હાર-જીત-ની હોડ ૧૦૫
જશ વાધ્યો બહુ જગત-માં કષ્ટ ઘણાં-નાં કાપ્ય
અહરનિશા કાંમ એહવું કરે આપ્ય આપ્ય નેં આપ્ય ૧૦૬
સુરા વાહાલા સ્વાંમિ-નેં કુટડા નર નરિયાં
દાતા વાહાલા જાચિકાં માતા ડાકિણીયાં ૧૦૭
દેહ રુડો ડાહાપણ ઘણું સંગ્રામેં સિરદાર
જાચિક ન વખાંણેં તેહ-નેં જો દિલ નહિ દાતાર ૧૦૮
કાલો કરૂપ કાયા ઘણી મોટિમ નોહે માંન
જાચિક જસ તેહ-નાં કરેં જો દેતો હોઈ દાંન ૧૦૯
મેરુ તે મોટો નહિ સાંણો નહિ તે સાર
પંડિત તે પોઢો નહિ દેહ વડો દાતાર ૧૧૦
વૈતાલેં ધન વાવર્યું વપુઇ નાંહનેં વેશ
કિરત ચાલી કોટિધા દેશ વિદેશ દહો દેશ ૧૧૧
વિદ્યા નારિ તરુઆર ધંન પરમેશ્વર અતિ ઉટ
પાંચેં એ છે પારકાં માંણેં તેહ-ની મોટ ૧૧૨

કન્યા કુંયારિ કો કહેં દેં તેહ-નેં બહુ દાંમ
ભુખ્યા-નું મોહ નવિ જુંઇ કરેં નિત્ય એહવાં કાંમ ૧૧૩
ભરતખંડ-માં ભીમ-સુત લહેં લોક ચીત ચાલ
અવતર્યો અધિપત્ય અંસ કો વખાંણેં વડો વૈતાલ ૧૧૪
દેશ પરદેશ ને ગાંમ-માં વખાણ કરેં કૈં કોડ
ઉપમા કોહ-ની આપીઇં પણ જવલો નહી કોય જોડ ૧૧૫

એક દિવસ ભંડારિઇં કરી ભીમ-નેં અરજ
'દાંમ સઘલો દેંહેંવટ ગયો કહો તો કાઢું કરજ' ૧૧૬
ભંડાર ભીમેં જોયો જઈ મુખ મુંકયો નિશ્વાસ
હેમ દાંમ ખરી મોહોર-ના પરવાર્યાં કોડ પંચાસ ૧૧૭
ભીમ-રાયેં બેંસાર્યિા ઘણા હેત-થી ઘેંર
પાસેં બેંસારિ પુત્ર-નેં પ્રીતેં પુછી પેંર ૧૧૮
'દુભાસ્યો માં દિલ-થકી કહું તમારેં કાજ
ભાટ જાત્ય ભિક્ષુક-તણી જોઈ રીઝ્ય ઘણી રાજ્ય ૧૧૯
કમાતાં કૈં દિન ગયા કપોલ વખાંણી કોડ
ઉડાડા એક પલક-માં હાર-જીત-ની હોડ ૧૨૦
ધારણ માહારા હઇડા-તણી તે તસ્યો હયું હીર'
કહી વાત નેં કલકલ્યો નયણેં ભરીયાં નીર ૧૨૧
'દાંમ જોડવા તે દોહિલા વાવરનાર-નેં વાંણિ
જાલવતાં તો જુગ ગયો ખુટાડી તે ખાંણ ૧૨૨
દુહો દગડ નેં દાંમ એ ત્રણેં જાલ્યાનો (?) ટેક
વંઝા ન જાંણેં વેદના વાહ્લા-તણી વિવેક ૧૨૩
શ્વેત બાંધ્યા જેહ-નેં ઘેરેં સવા સેર-ની ટેક
હોડેં તે હારેં નહી સોયે વાત-ને સેક ૧૨૪
સહસ્ર નગદ સોસેં જિહાં હસ્ત બલ એક હાથ
લાખ લછ વશેં જિહાં જિતેં કુંણ તે સાથ ૧૨૫

વન જોવન વસંત-નું    કાંમની જોવન કંથ
મરદ-નુ જોવન માલ-ધન    ચતુર વિચ્યારો ચિંત્ય ૧૨૬
તે હીર માહરું હર્યું    જોબન રુપ નેં જોર
જાચું હવેં હું કિંહા જઇ    અકલ-હીણ અંધાર ૧૨૭
જાચિક જાય હાથી-ચઢ્યો    તિહાં-થી પાંમ્યો લાંહાંણ
ઘોડા-ચઢ ઘોડેં ચઢેં    વપુ-તણાં વખાંણ ૧૨૮
જાચિક જાય ગરીબ-થી    મહીપત્ય જાચણ મંન
સભા સનમાંન પાંમેં નહી    અતિ દુખેં લેં અંન ૧૨૯
મંગણ મેંલેં લુગડે    એંસી વરશે વૃધ
વણ-વીવાઇ વિપ્ર તે    સોભિત નહિ એ સ્મૃધ' ૧૩૦

સોલ વરસે સલક્ષણો    તાત-સ્યું બોલ્યો વ્રત
'વાસ વસું નહીં તાહરેં'    એ વાંણી બોલ્યો વૃત ૧૩૧
'દાંમ ખરચ્યા-થી દશ ગણો    આપું તમ-નેં આપ
મોહોલેં આવું મલપતો    પોહોડા શીવ-પ્રતાપ' ૧૩૨
ઉઠયો તે આલસ તજી    ઝલમલાનંદ જગપત્ય
પ્રીતેં તિહાં પુજા કરી    પુજી આદ્ય શગત્ય ૧૩૩
'બહુ દ્રવ્ય ખરચ્યો બાપ-નો    આપી ઉશંકલ થાયું
માહામાયા મતિ-દેયણી    જશ દ્યો તે દિશ જાઉં' ૧૩૪
સીસ નમાવી સંચર્યો    સમરણ શીવ-નું સાથ
સુતાર પડયો મારગ વીખેં    હેતેં લીધો હાથ ૧૩૫
સબદ ઉઠયો એક સહજ-માં    'મારગુ એહ મ મ લેશ
સું-ને ઉપાડી તે સકેં    જે જાય ઉજ્યેણી દેશ ૧૩૬
લાખાં લક્ષણ-આગલી    તે જીતેં સહુ-તેજ
અંશ અવછરા અવતરી    સહેંજ સમરપેં સેજ ૧૩૭
કુતકો એ છેં કારિમો    સીવજી સાથ સોહાય
મુકેં સેજ લાખાં-તણી    તે ઇહાં-થી લેઈ જાય' ૧૩૮

ઈંદ્ર-તણી તે અવછરા  આપે ગુંણીકા હોય
દેવ પડયો છે આપ થઈ  જોડો બેં-નો જોય ૧૩૯

ચોપઈ

લીધો સુતાર સુરજાદા ઘણી  ચાલ્યો આપ અવંતી-ભણી
આપ વેષ કર્યો અબધુત  ધરી અંગ ભાલે ભભુત ૧૪૦
તેજ-પુંજ કલેં નહી કોય  જાણે કો સીવ-ના ગુંણ હોય
ભાવેં મંત્ર મુખ શીવ-નો ભણેં  તરણ-વત તે જગત-નેં ગણેં ૧૪૧
માયા લાજ આસાંની દેહ  ત્રણ લોક-નેં જીતેં તેહ
માઠી જુઠી નહી જે-મુખ  સંતોષ આનંદ રહે તે સુખ ૧૪૨
એક કરેં ઇશ્વિર-ની આશ  માગે શ્રી-પરમેશ્વર પાશ
'બાપ-તણી વૃતી-માં જાયું  તે વાતેં તો હલુયો થાયું' ૧૪૩
આવ્યો નગર ઉજયેણી-ગાંમ  દીઠો ઘડ લંકા-વત ઠાંમ
ગુણવંત ક્ષીપ્રા દિઠી ગંગ  અવગાહન-થી નીરમલ અંગ ૧૪૪
સાચી સાક્ષ શક્તી હરસિધ્ય  નિત્યેં વાસ રહેં નવ નિધ્ય
જાય પુરુષ ગાંમ-માં જાહરેં  દીઠા મહેંલ મોટા તાહરેં ૧૪૫
ઠાંમ ઠાંમ ઉચા આવાશ  તેજ-પુંજ  પુરણ-પ્રકાશ
રાજ ચોર ભય નહિ તે ગાંમ  તેણેં શોભા ઠાંમેં ઠાંમ ૧૪૬
રાજમહેંલ કો રુપા-તણા  કોટેં કલશ શુનાંન્નાં ઘંણાં
જાણેં મહેંલ ઝવેંરેં જડ્યા  વાદેં જાંણે વિશ્વકર્માંઇ ઘડ્યા ૧૪૭
નવ-ટુંકા નવલ મણિ લહેંક  બરાસ-કસ્તૂરી બાવન બહેંક
મોતી-તોરણ બાંધ્યાં ચિહું પાસ  ઘણાક બાહિર દાસી નેં દાસ ૧૪૮
જિમ કો મંદિર મહીપતિ-તણું  ઝલઝલાટ ઘાયડ ઇમ ઘણું
નવલ મણિ નવ ગ્રહ જુકતેં જડ્યા  આદિત આદેં જાંણે સહુ અડ્યા ૧૪૯
માંણિક હીરા મોતી ચંદ્ર  મંગલ પ્રવાલડાં છે મેંદ્ર
બુધ પાંનું ગુરુ પુખરાગ  ભૃગુ હીરો લીલુડી મણિ માગ ૧૫૦
લુહાર લસણીયો ગોમેદ કેત  જડીત્ર ગ્રહ નીલ પીત શ્વેત
રાત્ય-દિવસ-નું ન રહેં ગનાંન  એહવો ઉજેશ અતિ અનુમાંન ૧૫૧

વાસો જઈ ઘર લખમી વસી     કોડ સમરથ વખાંણું કસી
ગુણ શોભા જોવા-કારણે     બુધ-સાગર આવ્યો બારણેં ૧૫૨
સોનેરી આસા ગ્રહી સહેલ     જાંણે કો મહીપતિ-નો મહેંલ

પુર-પ્રવેશ કરો જ્યાહરે     પ્રતીહાર પ્રતે બોલો ત્યાહરે ૧૫૩
'ઉભો રહેં અદ્દ-ક્ષણું એક તિહાં     વણ-પુછેં તે જાસ્યું કિહાં
દિસંતા છો ભારે ભુપ     સકલ કલા ગુંણ સીધ સ્વરૂપ ૧૫૪
સ્યું એ મહેંલ તમારેં કાંમ     બીજા વાસ ભલેરા ગાંમ'
વૈતાલ કહેં 'એ કોહ-નો વાસ'     પ્રતિહાર પ્રીત-થી બોલ્યો પાસ ૧૫૫

## દુહા

'ગુણવંતી ગુંણીકા રહેં     લાખા કેહે લખ લોક
ભોગી આવેં ભાવ-થી     જોગી જવું તે ફોક ૧૫૬
સાત સદાવૃત સાંમટાં     મન-ગમતાં મહામુલ્ય
કાંમ હોય તો કહો મુનેં     સાંભલવા સમતુલ્ય ૧૫૭
મંગણ આવેં જે માગવા     પ્રીત ધરી એહ પાસ
ભંડારિ પ્રીતેં ભરેં     જે ઇછા હોય આસ ૧૫૮
સતર હજાર નેં સાત સેં     પંચાસ ઉપર પેંર
સદાવૃત સોભી રહેં     ઉજ્યેણ-માં એટલે ઘેંર' ૧૫૯
પંથી કહે 'પુછ્યા-તણું     માહેરેં છેં એક કાંમ
લાયક લખણવંતી-તણું     લાખાં તે કિમ નાંમ' ૧૬૦
'આ દેખ દદાંમો બારણેં     પોઢો નાંખ્યો પ્રીત
ડંકો વાહેં દેખતાં     રહેં ઉલટેં રીત્ય ૧૬૧
એક ડંકેં-થી આગન્યા     બીજેં જુઈ મહેંલ
ત્રીજેં ચઢેં અટારિઇં     ચોથેં સિજ્યા સહેંલ ૧૬૨
પાંચમેં આલીધન અતિ     છઠેં વાંણી વાત
ભોગી-પુરુષ જે ભોગવેં     તેહ સુણાવેં સાત ૧૬૩

એક લક્ષ એક નાદ-થી  ડંકે ડંકે દાંમ
લખ્ય સાતે સોબત લહે  માટેં લાખાં નાંમ ૧૬૪
મોહોલ-સાહામું માંણિ જુઇ  ઘણો લાવેં જે ગરથ
ગ્રીછી તે પાછો વલેં  સરેં નહી એકેં અરથ' ૧૬૫

વૈતાલ જઈ વલગો તિહાં  દેઈ દદાંમેં દોટ
સુતાર-માર મોહોકમ કરેં  ચીત ધરીને ચોટ ૧૬૬
સો ઘાયો દીધા સાંમટા  પ્રહાર કર્યા મહા પૂર
દાદાંમું દેહેંવટ કર્યું  ચિત-થકી તે ચૂર ૧૬૭
અધિક સાદ અટારિઇ  સુંણ્યા સાંભલ્યા સરવ
ગુંણિકા તે ઘેંહલી થઇ  મેંહલી મન-નો ગરવ ૧૬૮
'કોઈક સિધ અબધુત છે  એ વીસ-કરોડી વૃત
કે કોઈક ઘેંહેંલો આવીયો  ટેક તજાવા વ્રત ૧૬૯
જો બોલ ગીસ્ત માહરો જશે  કષ્ટ થયું એ કાંમ
કિહાં-થી આપેં કોટિધા  દેશપતિ-થી દાંમ' ૧૭૦
પાઠવ્યો એક પ્રતિહાર તિહાં  'સાહો રાયો કે સીધ
દીયા દદાંમેં ઘાયો બહુ  રોક સો ગાંઠેં રિધ્ય' ૧૭૧
લાખાં-નેં લખ્યણ કહે  'લે મન-ગમતો માલ
આદર-થી તેડ્ય અટારિઇં  વેદ આણ્યો વૈતાલ' ૧૭૨
કીરત તો કાંનેં હુતી  જે અવતરીયો અંશ
માંન-થી તેડ્યો મોહલ-માં  વૈતાલ વડેરો વંશ ૧૭૩
અલખત જોઈ અટારિઇં  માંનનિયે દીધાં માંન
વપુ જોઇ શાંમા રહી  પ્રીત-થી સ્યુંપ્યાં પાંન ૧૭૪
અમુલ્ય મેવા અતોલ-ના  અમૃત-જેહવા આહાર
ભેટ કરેં તે ભાટ-ને  સોવૃણ-પાત્રેં સાર ૧૭૫
માંન-થકી મુખ-માં 'ધરે'  હઇડે આંણી હેજ
સમરણ કર્યું સુલપાંણિ-નું  સહેંજે સુતા સેજ ૧૭૬

ગાજેં ગગનેં ઘન ઘણો ભ્રમાંડ ભજાવેં ભાત્ય
તે-થી કણ પાકેં નહી જો વરસેં નહી વરસાત ૨૦૩
નિવાંણ ખોદાવેં નિરમલાં દ્રઢતા મોટેં ધીર
તે-થી તરસ છીપેં નહી જો ન હોય મીઠાં નીર ૨૦૪
દેહરું કરાવેં દીપતું ખરા દ્રવ્ય-થી ખેવ
તેહ-નેં કો પુજેં નહી જો મુરત નહિ માહાદેવ ૨૦૫
કોડીયું કરાવીઇ કારિસું મેહલી દીવટ મેલ
તેહ-થી અજુયાલું નહી જો માંહેં ન પુરેં તેલ ૨૦૬
વારૂ વીપ્ર વપુઇં ભલો ભાવ ઘણેરા ભેદ
સનમાંન સભા-માં નવી જડેં જો નોહેં વીદ્યા વેદ ૨૦૭
મનોરથ માંનવ કરેં આદર અધિકા અરથ
તે-થી ન તોલેં વાંણિયો જો ગાંઠેં ન હોઇં ગરથ ૨૦૮
નાંમ મોટાં પણ દાંમ નહી કરવા-કારણ કોડ
જર-વીના જીતેં નહી હાર-જીત-ની હોડ ૨૦૯
બેહેરો રાગ-નેં સ્યું કરેં ગુંગો કરેં સ્યું ગીત
પાપી પુન્ય-નેં સ્યું કરેં રોતા-થી સી રીત ૨૧૦
સુંબ કીરત-નેં સ્યું કરેં લોભી સ્યું કરે લાજ
ગુંણ-નેં અવગુંણ સ્યુ કરેં કરેં સ્યું આલસ કાજ ૨૧૧
કાયર સસ્ત્ર-ને સ્યું કરેં સ્યું કરેં જર-નેં જોગ
નપુંસક નાર્ય-નેં સ્યું કરેં ભાવેં નહી મન ભોગ ૨૧૨
વરતીયો વીપ્ર-નેં સ્યું કરેં નગન-નેં સ્યું કરેં ચોર
વણ-રોગેં વૈદ સ્યું કરેં ઘણું અંધારું ઘોર ૨૧૩
પંડિત-નેં મુરખ સ્યું કરેં ગુંણ-હીણો જિમ ગંગ
હેત કસ્યું મન નહી જડેં રમા-સાથે સો રંગ ૨૧૪
કાગ કપુર-નેં સ્યું કરેં ગરધભ બહેંક બરાસ
નર રીઝેં તે નારિ-થી જો પુરુષારથ હોય પાસ ૨૧૫

ભગત જગત-નેં સ્યું કરેં    પંડિત તિમ પાખંડ
ઘેંલો ઘાયડ સ્યું કરેં    ભીષક સી દેં ભંડ ૨૧૬
આકલ-કેરાં ઝાંઝુયાં    આગીયાં-કેરાં તેજ
કામ-વિના કાંમની કસી    હઈડે સ્યાન્નું હેજ ૨૧૭
મર્કટ-કોટેં મોતીયાં    હનુમંત-કોટેં હાર
બાવરી-મસ્તક બેઢલુ    નપુંસક તિમ નાર ૨૧૮
ઘડ લેવો લંકા-તણો    તરવો સાગર પૂર
દાંવાદલ-માં દેહ ધરેં    તે જીતેં નારી-નું નુર ૨૧૯
બાધે સાહ-સું બાકરેં(રી)    શલા ભાગેં જે શીસ
હજમ હલાહલ જે કરેં    તે જુવતી જીતેં દીસ ૨૨૦
અહિ-મુખ જે ચુંબન કરેં    વ્યાઘ્ર-મુંછ લેં વાલ
આભ ભરેં જે બાથ-માં    તે લહેં ચતુરા-નો ચાલ ૨૨૧
માંમ વડેરેં માંનની    જુવતી-માંમ અજીત
જયવલ્લો જન જીતસેં    રાંડ લહેં સી રીત ૨૨૨
હાથી વેચાવેં હોંસ-સ્યું    કાંમ કર્યું કુંભાર
મુલ કસ્યું તે માંણસેં    જે ભરેં ગરધબેં ભાર ૨૨૩
બોડી માથેં કાંસકો    સાપ તણેં ઘેંર સાપ
રાંડ-તણેં ઘેંર રાંડુયો    સ્યું દેખાડેં આપ ૨૨૪
નૌતમ નાગર-વેલડી    પરઠેં જેહનાં પાંન
ઉટ બચ્યારો સ્યું કરેં    જે ચરેં થોરીયા રાંન ૨૨૫
ખાખર-ની ખીલોલડી    તેહ-નેં સ્યો સાકર-નો સ્વાદ
મુરખ માંનેં કીમ માનનિ    વેદ કરેં સ્યો વાદ' ૨૨૬

## ચોપઈ

કહ્યાં કાંમિનીઇં એહવાં કહેંણ    વેતાલેં સુણ્યાં વનિતા-નાં વેંણ
મેંહેંણાં દીધાં બહુ માંનની    'તોલ તજાવું એ તાંન-ની ૨૨૭
ઝંઝેર્યો વસીહર તેણીઇં    ઝાઝા જન જીત્યા એણીઇં
કાંમીનિ સ્યું બોલી એ કુડ    મન ન જાંણે મન-થી મુઢ ૨૨૮

સાહ-પુરુષ સદ-ગુરુ-ની સેવ    દિલ-થી વહાલા જેહ-ને દેવ
દેખી વનિતા જે કિમ જડે    સોને શાંમ કિમ આવી અડે ૨૨૯

વજર-કછોટો બાંધ્યો જેણ    તરીયા કુણ છોડાવણ તેણ
જિમ લક્ષમણ અજોધાપતિ    તિમ હનુમાંન જોગી જતિ ૨૩૦

તેહ-તણા ગુંણ માંણે વૈતાલ    અવર કુંણ છોડાવણ આલ'
વૈતાલ કહે 'રે વનિતા સુણો    ભેદ ગમે તેહવા મુખ ભણો ૨૩૧

કુંણ જાંણે કીઇં કારણે    બેઠો આવી તાહરે બારણે
ઝેર હલાહલ જીરવણ કરુ    અતોલ નીર અરણવ-નાં તરું ૨૩૨

વાઘ સિંહ ને સરપ જ ઘણા    એ તો આભુસણ અમ-તણા
જીતવું સ્યું જુવતી-નું જેહ    ભાગું મન તાહરો સંદેહ ૨૩૩

સઘલા તાહરી સાથે જોગ    ભરપુર ભર્યાં ભાવંતા ભોગ
કાંમ-બાંણ છે તાહરાં કોડ    મારે છે હાથી તું હોડ ૨૩૪

એહ-માંથી અમર થઈ જાય    તે પુરુસે જુવતી જીતાય
બાલી નહી ભોગી ભાંમિની    કોડ-થકી કેહ-ની નહી કાંમિની' ૨૩૫

તે દ્રષ્ટાંત દેખાડ્યા સરવ    ગુંણ ગુણિકા-તણે જે ગરવ
'એટલાં વાંનાં જે નર કરે    તે પલંગ-થકી પ્રેમદા પરહરે ૨૩૬

તુછ-વત તરુણી-ને ગણે    પડે પાસ નહી તુઝ તણે
તાહરાં મેંહેંણાં ન ધરે મંન    તે નર જીતે જુવતી-જંન ૨૩૭

જેહ-ના ગુંણ ભર્યાં છે ગાત્ર    માંનની તેહ-ને કુણ માત્ર
જે નર સાકર-સીરા જમે    તેહ-ને રાબ કેઈ પેરે ગમે ૨૩૮

અમૃત જેહ હરી-રસ પીઇં    તેહ-નુ મન ન ઠરે કીઇં
જે કસ્તુરી બહેંક બરાસ    લસણ પ્રીત રહે કિમ પાસ ૨૩૯

કલ્પવૃક્ષ-તણાં ફલ ખાય    બાવલીઇ કિમ બુધ જ જાય
પરિભ્રસ-ઉપર જેહ-ને પ્રીત્ય    ગમે કિમ ગુંણીકા ની રીત્ય ૨૪૦

છપ્પય

અતિ લાલચ બહુ લોભ, થોભ જુગતેં જુઠા-નો
આલશ નીદ્રા અંગ, રંગ રીઝી રુઠા-નો
નરદેં નગણ નનેહ, દેહ મલીન મન દંન
અસુર-પખ-પર ખાર, આહાર ઘણેરો તનુ તંન
નીરલજપણ નહી નમ્રતા, નીચ સ્વભાવેં જાંણવી
આપ-મત્ય ડાહી ઘણી, અધિક હિત કિમ આંણવી' ૨૪૧

'શ્રી રતનાકર-ખાંણ્ય, જાણો એ રંભા રુડી
ધરેં સોલ શૃંગાર, હાર કંકણ કર ચુડી
સોલે ઝલહલ ગેહ, દેહ સકોમલ સાછ
સોભા-કેરુ સદન, મદન નર-સ્યું રહેં રાછ
વીક્રમ કરણ ભડ ભુપ, અતી હરીચંદ્ર અતી હાર-ના
પંડીત ચતુર પુર-પાટવી, નરપત્ય નેટ પણ નાર્ય-ના' ૨૪૨

'મુખ-ઉપર નહી મુંછ, કુછ દીસેં નહી દાઢી
કરેં નીચ-નો સંગ, અંગ હીડેં ઉઘાડી
નીર નિવાંણેં જાય, ધાઈ પર-મંદિર પેંસેં
પર-પુરુષ-સ્યું લગન, નગન થઈ નાહવા બેંસેં
મુખ-પર સાંમ નેં નક નથન, કથન કુડ તાનેં જડેં
ચતુર પુરુષ ચેતેં ચીતેં, માનની-સ્યું મન કિમ અડેં' ૨૪૩

'જો ઘર-માં નહી નાર, તો કુણ દાંમ ઉધારેં દેશેં
જો ઘર-માં ઘર-નાર, તો પિંડ પીત્રુ લેશે.
જો ઘર-માં ઘર-નાર, તો મેંહેંણું સરવે ટલસેં
જો ઘર-માં ઘર-નાર, તો માંન સહોદર મલસેં
નારી-જુગત જે નર હસ્યેં, સોભત વનસિહ-જશો
નારિ-વણુ નર નીબલ, દીપક વિના ઘર તિસ્યો' ૨૪૪

'શેહસ્ત્ર ભગ પામ્યો ઇંદ્ર, ચંદ્ર ચીત ખાંપણ લાગો
રાવણે ખોહો રાજ્ય, સીસ દશ વૈભવ ભાગો
કૌરવ હણીયા કાંમ, સોઇ ભડ સમીયા સાથે
કૈચક કીધા ચુર, તેહ ગુંણ તરુણી તાથે.
આદ્ય અંત અધ જુવો, પરદારા પ્રાક્રમ કસ્યું
બુડા જન બહુ વાર, તો કાંમ નીમ અટકેં કસ્યું' ૨૪૫

'નારિ-વીનાં નર રંક, અંક રહેં નહી કોઈ
નારિ-વીનાં નર ચોર, જોર જશ બેસેં ખોઇ
નાર-વીનાં નર નીરબલ, સબલ નારી-નેં સંગેં
નાર-વીનાં નર હીન, લીન સુખ નહી અતી અંગેં
ચતુરા-વીણ ચાલે નહી, જુગ-માં રહ્યો નર જાહરેં
સાંમલ કહેં શામા કશી, સંસાર મુંકી દેં તાહરે.' ૨૪૬

'નારી નીચ સ્વભાવ, અજીત ન જાઇં હારિ
પર-સ્યું કરેં પર-પ્રીત્ય, પુરુષ-નેં નાંખેં મારી
વીવલ ચીત મંન મદન, રુદન કરેં વણ-વાંકેં
સાચી કોય ન દીઠ, જુઠ અતી આડેં આંકેં
કરેં સીખાંમણ સાંભલી, તેહ તો ન માંનીઇં
છત છોછી ઓછી અકલ, પ્રેમદા બુધિ તે પાંનીઇં' ૨૪૭

'જોવન-માં દેં રંગ, સુખ અતી અતી (?) તન-ની
પાંમેં માંન નીજ જાત્ય, વાત કરેં મત મન-ની
અરધાંગ પુન્ય-વિભાગ, રાગ-સ્વરુપેં ગુંણ ગાતી
ચતુર ચીત હરનાર, સાર ઉર મદ-માતી
વરધપણેં સેવા કરેં, દેખે-થી સબ દુખ ટલેં
અંત-કાલ અલગી નહી, સ્ત્રી-વીણ બીજી કો બલે' ૨૪૮

'રણ-માંહે ભમીયા રાંમ, કાંમ બાલ્યો કરુણાનિધી
નલ મુંકાવ્યો ઠાંમ, રાજ તજાવ્યું રીધ વિધી
વણુચાંણો બહુ વ્યાસ, મન મછગંધા માંણી
ગૌતમ ગમાયો આપ, શ્રાપ દિધો જુગ જાંણી
પર-દારા-થી દિલ દહેં, દુખ પાંમ્યા દિલ દેહ-થી
સાંમલ કહે સોભા કિમ લહું, તે પરનારિ-ના નેહ-થી' ૨૪૯

'સ્રી-ચરિત્ર બહુ લાખ, નીચ બુધ જુગતેં જોડેં
લાખ દિવસ-ની પ્રીત્ય, રીત્ય રતિક-માંહેં ત્રોડેં
હસેં વણ-પ્રસ્તાવ, ભાવ-વણ ભોજન છંડેં
કઠણ રુદેં કમત, મમત પોતા-ને મંડે
ગરજ પડેં ગીરુવી ઘણી, સ્વામી-સાથ સમરથ સદા
સહજ મારગ દેં શ્રાપ, આપ કલંક ન કહેં કદા ૨૫૦

ચરેંટ*

માંનીઇ તો તો મીર, ચીત ચાકર-કું ચપોટીઇ
પેંહેંરીઇ તો તો હીર-ચીર, ધાબલી-કું ધપોટીઇ
ખાઇઇ તો તો ખાંડ-ખીર, રાબ-કું રબોટીઇ
... ... ... ... ... ... ... ...
નેહ કરીઇં નારાયણેં, નારી-સાથેં નેહ કસ્યો
કવી સાંમલ કહેં કાંમિની, વૈતાલ-મન એસો વસ્યો ૨૫૧

ધરીયે મન ધરમ ધીર, પાપ-કું પલોટીઇં
વસીઇ તરવેંણી-તીર, ખાબડ-કું ખલોટીઇં
સેવીઇ શાંમ-શરિર, ભુત-કું ભલોટીઇં
યાદ કરીઇં તો વીર, રાંડાં-કું રલોટીઇં
કવી સાંમલ કહેં કલ્પવૃક્ષ, જોતાં-માંહેં ફલ જડેં
વૈતાલ કહેં વનીતા કસી, અબલા-સંગેં અનરથ અડેં ૨૫૨

### દુહા

પર-નારી પાલી-પરેં કાપેં નિત્ય નિત કાય
રુઠયા જેહ-નેં રામજી તે પર-નારી-પેં જાય ૨૫૩
પર-નારી-ના પરાભવ્યાં ખુડા બોહોતર લાખ
કહેં તો તે કથા કહું શાસ્ત્ર વેદ-નું સાખ્ય: ૨૫૪

### ચોપઇ

દીપાસા-કેરી દીકરી ગોખેં બેઠી છેં ગરવેં ભરી
ભરપુર જોવન છેં તે-તણું મેંહેં વાધ્યો ઘરુણી-માં ઘણું ૨૫૫
નાત્ય શ્રાવકી સઘલી સુઝ અંન વોહોરવા આવેં પુજ્ય
માંનની-નેં એક વૃતીક મલ્યો ચીંતની-કેરા ચીતમાં ચલ્યો ૨૫૬
સમ ખાઈ ખાંત્યેં બેઠીયો અતી આદરેં ઉપર તેડીયો
તેંણેં વૃત કર્યાં છેં ઘણા અપવાસ કર્યાં છેં મહીના-તણા ૨૫૭
બીજા વૃત સ્યું કહું વવેક પોસા સામટા વરસ જ એક
અધર્મ-તણી તો નહી કુમતી મોઢેં બાંધી છેં મુમતી ૨૫૮
કુનારિ-તણેં તે સંગે પડચો કોયક પાપેં તેહ-નેં ચીત ચઢચો
ભારે વૃત તે ભુલી ગયો રયણી એક રાંમા-ઘેંર રહ્યો ૨૫૯
સવાર થઈ પછેં આવ્યો સેઠ પડચો ધ્રાસકો બેં-નેં પેટ
તારતખાંનું હુંતું જિહાં ઘાલ્યો વૃતિક-નેં તે તિહાં ૨૬૦
વલગ્યો અંતરિખ ઉભો રહ્યો સેઠ તે વેલા તેહ-માં ગયો
આવંતો જાંણ્યો વાંણિયો પૂજ્ય-તણો પ્રજ્યો પ્રાંણિયો ૨૬૧
હાથ વછુટચો ખાંત્યેં ખડયો નિરમલ હતો પણ નરકેં પડયો
કુંભીપાક-થી વીરુવી વાત રહ્યો દિવસ સંપૂરણ સાત ૨૬૨
દારુણ દુખ પાંમ્યો'તો દેહ એહવે વુઠો અસાઢો મેહ
ઘર-તણી પુખાધન (?) પડી નીકલ્યો તિહાં-થી કંઠેં ચઢી ૨૬૩
ધારણ રાખી ધોયું તંન થયું માંનની મલવા-નું મંન
કરી ખુખારાં પૂરણ પેંર આવ્યો તે વનીતા-નેં ઘેર ૨૬૪

માંનનીયે દીધાં બહુ માંન   પ્રીત્યેં આપ્યાં ફોફલ-પાંન
કાંમિની-સંગ કરે જેટલે   તતક્ષણ સેઠ આવ્યો તેટલેં ૨૬૫
ઘાલ્યો પેટીઇ સાંચ્યો સીધ   વણ સાંકલીઇં તાલુ દીધ
લથબથ કરતેં ભુલી ગઈ   સુરત સેઠ સાંણા-ની થઈ ૨૬૬
“ખોટું કાંમ કાંમિનીઇ કર્યું   ઉઘાડું મેહલ્યું જે ધન ભર્યું”
એમ કહીનેં વલગો તિહાં   મુંડક ઘાલ્યો દિઠો જિહાં ૨૬૭
કહેં સાહ “આંમાં છેં કુણ   આ તો અચિરજ દીઠું ઉંણ
તું-ને જાંણતો સાચી સતી   માનની તાહરી મોટમ મતી” ૨૬૮
કાંમીનીઇ કાંને દીધા હાથ   “સાચુ ખોલું હું સ્વાંમી-સાથ
વોહોરવા આવ્યો તો વરતીક અંન   સફલ થયો તે માહરો દિન” ૨૬૯
સાંભલતાં ચઢી છેં રીસ   “ત્રોડું મોજડેં તેહ-નું સીસ”
તાહરેં તે વૃતિક ખોલીયો   પરદો મંન-તણો ખોલીયો. ૨૭૦
“તેડો’તો તાહરી નારીઇ   બેઠી’તી આંણી બારીઇ
સાહસુ જોયું સેઠાંણી સાથ”   કામીનિઇ કાંને દીધા હાથ ૨૭૧
“વરતીક કહેં છેં જુઠો વાંક”   નિશ્ચે કરીનેં છેદેં નાક
વાઢેં કાંન બેં તેણેં ઠાર   બુચો કરીનેં કાઢ્યો બાહાર. ૨૭૨
‘સ્વાંમી મરું, મેહલુ શીશ   નારી-ગુંણ જાંણેં જુગદીશ’
કહેં તો કહું હું લાખ કરોડ.   ભુંડું નહી કો જુવતી-ની જોડ ૨૭૩
પોતેં તેડયો ’તો પરઠી પ્રીત્ય   રમાડયો ’તો તે એહવી રીત્ય
પોતેં પોતા-નો રાખ્યો ભાર   પૂજ્ય-નેં તો પડયો મોહકમ માર’ ૨૭૪

વિવધ પ્રકારેં વીતી રાત્ય   ઉઠયો પ્રીત ધરી પ્રભાત
આલસ મોડી તે ઊઠીયો   જિમ ગયંદે મદગલ છુટીયો ૨૭૫
રુદેં ધ્યાંન ઈશ્વર-નું ધર્યું   પંથ જાવા-નું મનડું કર્યું
લાખાં આવી વલગી હાથ   બોલી સનેહ કરી તે-સાથ ૨૭૬
‘વૃત ભંગ કરી મુઝ-તણી   મુઝ-નેં તો આસ્યા છેં ઘણી
સત-ઘાયો દીધા છેં તસ્યો   તેહ-માં કાંઈ ન પાંમ્યાં અમ્યો’ ૨૭૭

હેતેં વચન આપ્યું હાથ-માં ખાધુર બોલ્યો સરવ સાથ-માં
'દીવ્ય આસીસ વીક્રંમ-નેં દેઉ ક્રોડ પશાય લાખીણો લેઉં ૨૭૮
પલક પાસ ન રાખું પેંર મોકલું સરવ તમારેં ઘેંર
રાખ્ય ઘરાંણેં મેહલ્ય મુતાર' નીરમલ બોલ કહ્યો નિરધાર ૨૭૯
પ્રણાંમ કરી ધંધેં મન ધર્યું સ્નાંન નદિ ક્ષીપ્રા-માં કર્યું
હેતેં કીધું દેવી-દરસંન પૂજ્યા શીવ માંહાકાલ પ્રસંન ૨૮૦
મોટો હરખ ધરી મન-માંહ ગયો રાજસભા છેં જાંહ
કહેં પ્રતીહાર 'તાહરું સ્યું નાંમ મોટાં નરપતિ-નું સ્યું કાંમ' ૨૮૧
'લાખીણિ પાલેં તું લાહાંણ કરો રાવલેં જુગતેં જાંણ
ભાટ વૈતાલ ભાવેં આવીયો આશીશ લાખિણી લાવીયો' ૨૮૨
પ્રતીહારેં કહ્યું જઇ પ્રીત રાજદ્વાર-તણી જે રીત્ય
રાયેં મોકલ્યાં પ્રીતેં પાંન મંગણ તેડયો દેઇ માંન ૨૮૩
ઉઠી આદર દીધો આપ બાંહેં પાસય (?) તણી જે છાપ
ચકિત થયા સભા-માં સરવ મેહલ્યો મોટમ-કેરો ગરવ ૨૮૪
તપેં તેજ અરુણ-વત અસ્યો ખગ-તારા-માં ઇંદુ જશો
દીધા ઘણા ભુપતિઇં ભાવો આદર-થકી કહેં ને 'આવો' ૨૮૫

છપ્પય

'આવો તેરે ઘેર લછ, આવો નૌતમ નવ નીધિ
આવો પુન્ય-પ્રવાહ, આવો રુડી ઘેર રીધિ
આવો પુંન્ય મન પ્રીત્ય, આવો સીવ-પુજન સીધ
આવો પુત સપુત, આવો વીદ્યા વીધિવીધિ
આવો મંગણ જાચીક ઘેરે, આવો પધારો કહો નીત્યે
સાંમલ કવી વૈતાલ કહેં, આવો ચતુરભુજ વીક્રમ-ચીતેં' ૨૮૬

દુહા

આસીસ સુંણી તે વીક્રમેં મહીપતિ હરખેં મંન
'ભલે ભાટ ઇહાં આવીયો આજ દિવસ ધનધંન' ૨૮૭

છપય

'ધન મઘવા-કુલ-અંસ, વંશ ધન ધરણીપતિ-નો
ધન હરસિધ માત, ધન સીવ-પુજન છત-નો
ધન અધિપતિ અવતાર, ધન કુલ ત્રાહો વિધ તારણ
ધન એ રાજસ રીત્ય, ધન પર-દુખ-હીત-હારણ
ધન એ માલવ-દેશ, ધનધન અવંતી ગાંમ-ને
કવિ શાંમલ વૈતાલ કહે, ધનધન 'વિક્રમ' નામ-ને.' ૨૮૮

દુહા

નરપત્ય નિરીખિ હરખીયો મહીમા માંણ સમાંણ
'મંગણ તું મોહોલે આવીયો કીધું કોડ કલ્યાંણ' ૨૮૯

છપય

'કલ્યાંણ તાહરી જાત્ય, કલ્યાંણ તુઝ માલવ-દેશે
કલ્યાંણ પુત્ર-પરિવાર, કલ્યાંણ વપુ જન વેશે
કલ્યાંણ સભા સુભ સરવ, કલ્યાંણ દ્રવ્ય કીરત તાહરી
કલ્યાંણ પ્રજા-પુર-માંહ, કલ્યાંણ સુભ સોભા સારી
કલ્યાંણ અધીપત ઇષ્ટ તુઝ, કલ્યાંણ લક્ષણ લાયક લહું
કવી શાંમલ વૈતાલ કહે, કલ્યાંણ કોટી વિક્રમ કહું' ૨૯૦

દુહા

મન-માં રીઝો મહિપતિ આનંદ ઘણો મન આજ
રહો રાજી-થી રાજ-માં 'કહો અમ-સરખું કાજ' ૨૯૧
આશિશ કહી આદર-થકે ભણે ભુપતિ-સ્યું ભાટ
પંડિત તે પ્રીછે સહુ થિર-થાવર જે ઠાઠ ૨૯૨

વાયુ-તણો જે મિત્ર, પુત્ર-નો બંધુ કહાવે
તા-વાહન-નો શત્રુ, તાસ ભુષણ જે ભાવે
તા-સિર રહેં જે વાસ, તાસ તન-કેરો વેરી
તા-ભગની-ભરતાર, પ્રીત સખા બોહોતેરી
એહ દેવ રખ્યા કરો, કવિ શાંમલ ઇમ ઉચરે
ભાટ વૈતાલ ભાવે ભણે, વીક્રમસેંન મન-માં ધરે' ૩૦૧

## ચોપઇ

રીઝો રાજા મન-માં ઘણું   પ્રીત પ્રેમ વચન તે-તણું
સુભ સનમાન દેવતાઈ દીધ   કોડ પસાય કરુણાકર કીધ ૩૦૨
વલી પુછી એક વાત એં-ચ્યાર   સાસ્ત્ર સકલ-માંહે જે સાર
'કહો કેટલા છેં જી દેવ   ગુંણ કેટલા સદગુરુ-સેવ ૩૦૩
જાત કેટલી જીવ કેટલા   સરજીત જંતુ જીવ જેટલા
કેટલાં ઘર કેટલાં વાજિત્ર   કેટલા કરસણ પુન્ય-પવીત્ર ૩૦૪
કેટલા કાલ કેટલા છેં વેસ   કેટલાં શાસ્ત્ર કેટલા છેં દેશ
કેટલા પંડીત કેટલા જોસ   કેટલા સાથી કેટલા દોસ ૩૦૫
કેટલાં સાક કેટલાએક સ્વાદ   કેટલા શોક કેટલા ઉલાદ
જર કેટલા કેટલાં વસ્ત્ર   વાત કેટલી ડાહાપણ દસ્ત્ર ૩૦૬
ભગણ કેટલા કેટલા ભોગ   કેટલી ભીખ્યા કેટલો જોગ
કેટલા ભેદ કેટલાએક રાંમ   કેટલા અગની કેટલાં કાંમ ૩૦૭
પુછયાં બ્રમા-ની સૃષ્ટ-માં   વૃષા-તણી બાધી વૃષ્ટ-માં
ઉતર એહ-તણો દીજીઇ   પછેં સીધ્ય કારજ કીજીઇ' ૩૦૮
કહેં વૈતાલ 'સાંભલ રે કરણ   તમ્યો પુછો તે સરવે ત્રણ
તેહ તણો પ્રતીઉતર દેઉં   લાભ જસ લાખીણો લેઉં ૩૦૯

દોહા

પ્રથમ તમ્યો જે પૂછીયું કહો કેટલા દેવ
બ્રમા વીષ્ણુ રુદ્ર એ ત્રણે સુર સુભ-સેવ ૩૧૦
રાજસ સત્વ તામસી ત્રણે ગુણ કહેવાય
ખત્રી વૈશ ને સુદ્ર એ ત્રહો જાત્ય એ રાય ૩૧૧
હીડે હાલે અવનીઇ ઉડે પંખ આકાશ
જીવ ત્રણ એ જાંણજ્યો પ્રીત ધરીને પાસ ૩૧૨
માઠી લાઠી ને ગછી એ ત્રણે ઘર-માંહ
ઘાયો વાઓ ને ઘસરકો ત્રણે વાજાં ત્યાંહ ૩૧૩
સીંગ સાંઠો ને પોપટો એ ત્રણે રુડાં ધાંન
વેલો વૃક્ષ ને કંદ એ ફલ ફુલ ને પાંન ૩૧૪
દયા દરશંણ ને દાન એ ત્રણે પોહોઢાં પુન
પ્રાતુસ્કાલ મધ્યાંન સાયંકાલ એ શુન્ય ૩૧૫
બાલ યુવા ને વૃધ એ તો ત્રણે વેસ
ઉરધ અધ આકાશ એ ત્રણે દેવત દેશ ૩૧૬
અણી ધાર ને ધણડકો સાચાં ત્રણે સસ્ત્ર
વુણ સણ ને હીર એ વારુ રુડાં વસ્ત્ર ૩૧૭
આગમ નીગમ ને અધગમ એ જાંણીતો જોસ
મનસા વાચા કરમણા ડાહાપણ ત્રણે દોસ ૩૧૮
વાટ્યું ખાંડ્યું ને દલું પોઢાં એ પકવાંન
ખારું તીખું ને ખાટડું સુંદર સાક અનુમાંન ૩૧૯
ગલ્યું મોલું ને ગરકલું સોભીત ત્રણે સ્વાદ
જનમ પરણ ને જર-જડણ એ ત્રણે ઉલાદ ૩૨૦
ઉપમાંન જાંન મરણ એ ત્રણે સાચા શોક
પાખાણ ધાત ને કાષ્ટ એ જર ત્રણ જાંણો લોક ૩૨૧
હા હુંકારો જી કહે એ ત્રણે વારુ વાત
પુછવું પ્રીછવું પારખું ડાહાપણ ત્રણે ખરી ખ્યાત ૩૨૨

વીવેક વિદ્યા નેં વીનય ભારે વીદ્યા ભોગ
નીમ નીરમલ નેં નરમતા જાંણો ત્રણેં જોગ ૩૨૩
સેવા વીદ્યા નેં સાણપણુ એ ત્રણેં ભીખ્યા-ભાવ
અગન જઠર વડવાનલેં પાવક-બુધિ બનાવ ૩૨૪
હલધર ધનુર્ધર કુરસરાંમ એ ત્રણેં રુડા રાંમ
વૃત પુન્ય નેં જગન એ કહ્યાં તે રુડા કાંમ ૩૨૫
ગાય તુલસી નેં પીપલો પુજાંણાં એહ પવિત્ર
સપુત સદગુરુ સ્રી સતી મોટા ત્રણેં મિત્ર ૩૨૬
દાંન-પાત્ર પુજ-પાત્ર ત્રીજો કીરત-પાત્ર
પ્રથવી પાંણી પ્રતિમા જોયણ રુડી જાત્ર ૩૨૭
દેવ-રણ પીત્રી-રણ મનુષ્ય-રણ જુગ જાંણીતા જોય
બ્રંહ્મા-વીષ્ણુ-શીવ-થકી અન્ય વડો નહી કોય ૩૨૮
વીદ્યા તો આપેં વડી લખમી ત્રીજું ભાગ્ય
એહથી કો અધિકું નહી જડેં નહી કો જાગ્ય ૩૨૯
ચોથું રતન મલેં નહી ચોથી ન મલેં કાજય
એક રાંમ એક મેહુલો ત્રીજો વીક્રમરાજ ૩૩૦
નંદ્યા કોહની નવી કરેં ગીરુયાપણનું ગાત્ર
સંતોષ શીલપણું ધરેં તેહ પ્રમાણું પાત્ર ૩૩૧
અવગુણ-અંતર નવી લહેં માંણ ગુંણ મન માત્ર
નાત્ય તજેં જે તન-થકી તેહ પવીત્ર જ પાત્ર ૩૩૨
અસત્યપણું નવી આચરેં દિલ બુધિ રહેં દાત્ર
સમદ્રષ્ટિ સઘલેં રહેં તેહ સઝ સુભ પાત્ર ૩૩૩
પાલેં બરદ પોતા-તણું ચીત-વૃત્ય રાખેં ચાત્ર
નીચ બુધિ કરેં નહી તેહ પરમાંણો પાત્ર' ૩૩૪
'કીહાં-થી આવ્યા કુંણ છો કહો નીરમલ સુભ નાંમ
કુંણ ઇષ્ટ-ઉપાસના કહો સેવક-સરિખું કાંમ' ૩૩૫

છપ્પય

'નાંમ એક કીરતાર, નાંમ દાતાર કહાવેં
નાંમ તો સકલ-વસ જાંણુ, નાંમ ભગતાં મન ભાવેં
નાંમ ગીરુયા ગંભીર, નાંમ પંડીત જે પૂરા
નાંમ ઉઢાવણ-હથ, નાંમ સામદ જે સૂરા
નાંમ એક શ્રી-રાંમ-નું, નાંમ તો દુખ-ભંજન-તણું
વૈતાલ કહે વસુધા-વિષેં, કવી શાંમલ કહેં છેં ઘણું ૩૩૬

આવ્યા-નું કહું કાજ, લાજ આવેં છેં કહેંતાં
નવી જાંણું આકાશ, સ્વર્ગ પાતાલેં રહેંતાં
નવી જાંણું નીર નીવાંણ, જડ ચૈતન કેં ઝાડેં
માંનવ પસુ કેં પંખ, પાંણ ચાર-ની ખાડેં
અવની-માંહેં-થી આવીયો, અવની-માંહેં જાવું સહી
લખ લખ કરતાં લખવરાં, શાંમલ અન-નીરેં આંણ્યો અહી ૩૩૭

તરુવર નીલું જાંહ, છાંહ સહુ તેહ-ની બેંસેં
ભર્યું નીર નીવાંણ, પ્રાંણી પીવા તિહાં પેંસેં
ફલ્યો દિશેં વનરાય, જાય ક્ષુધાતુર ખાવા
ગંગા જિહાં ગંભીર, નીર રહેં સહુ નાહવા
દાતાર દરિઆયો જાંણો તિહાં, જાચિક જન આવે ઘણા
વૈતાલ વીક્રમ નર નિરખીયા, શાંમલ કહેં સી મોટિમ-મણા ૩૩૮

પુજેં જે કો દેવ, દેહ દેવાંસી થાઇં
અમર થાઇં તે આપ, જેહ અમર-ફલ ખાઇં
ભલેં ગંગા-માં નીર, તેહ પણ થાઇં ગંગા
અડેં ચંદન-નો વાય, કાષ્ટ ચંદન અતી અંગા
સધરેં સદસંગ-થી, તુંબા-સંગ જિમ તન તરેં
કવિ શાંમલ કહેં વૈતાલ ભણેં, આપ-સરિખા સહુ કરેં' ૩૩૯

### દુહા

વીક્રમ કહેં 'વૈતાલ સુંણ્ય વીદ્યા ભણ્યો શી વેદ
જાહિર કરો તો જાંણિઇં ક્ષણુ ય ન રાખો ખેદ' ૩૪૦
'વીરંચી વીદ્યા ભણ્યો ભણી ભારતી ભાલ
વૈદ્ય બ્રાંમણ ભોજન-થકી જડી જુઠ વૈતાલ ૩૪૧

ભણ્યો વિદ્યા એક કરણ, સુવર્ણ સવા ભાર દિધો
ભણ્યો વિદ્યા હરીચંદ્ર, ઇંદ્ર આસન લીધો
ભણ્યો વિદ્યા એક ધરમ, પરમ-પદ જીવત પાંમ્યો
ભણ્યો વિદ્યા પ્રહલાદ, જનમ જોખમ-થી વાંમ્યો
દ્રુ અમરીખ આદેં હુયા, કીરત કોટી સુભ સુણી,
કવી સાંમલ વૈતાલ કહેં, વીદ્યા તો વીક્રમ તે મે ભણી' ૩૪૨

### ચોપઇ

કહેં વૈતાલ 'સુંણ ભારે ભુપ રાજ-તેજ રાજસ ગુંણ રૂપ
તાહરા દિલ દરસણ-કારણેં બુધિ-નિદાંન આવ્યો બારણેં ૩૪૩
કીરત સાંભલી કાંને ઘણી પ્રગટ ભુખ ભાગી તે-તણી
લક્ષણ મોટું આંખેં લહ્યું કાંન-નું નવી માંનેં તે કહ્યું ૩૪૪
આંખ્ય કાંન પડી'તી હોડ સંદેહ ભાગો, પોતાં કોડ'
રાજા કહેં 'મુઝ દ્વારેં રહો સેવક-સરિખું કારજ કહો' ૩૪૫

### છપય

'ઝાઝી જે ઘર પુત્રી, કોયક કુલ તેહ-નું બોલેં
ઝાઝા જિહાં વ્યાપાર, કોયક દિન રખ્યા ચોલેં
ઝાઝા પટલ-પરધાંન, કરેં ઉધ્વસ તે ગાંમેં
ઝાઝા જાચીક જાંહ, મમત મુંકાવેં માંનેં
ઝાઝી પ્રીત જિહાં પરવરેં, કબુયક માંન માઝા મટેં
મહિપત્ય-પાસ મંગણ વસેં, તો શાંમલ કવી કહે ગુંણ ઘટેં' ૩૪૬

## ચોપઇ

કરે વાત એહવી જેટલે　　સેવક પાસ આવ્યો તેટલે
આપી ચીઠી નરપતિ નેટ　　સીંઘલ-દેશ-તણી જે ભેટ ૩૪૭
સત ઘેંચંવર ગાજંતા ઘણા　　ભારે જોતે ભદ્ર-જાતી-તણા
સોના-સાંકલાં મોતી મુલ　　ફટક-મણી-જેહવાં સમતુલ્ય ૩૪૮
અંકુશ અંબાડી અતી સાર　　માલ-ખજાંનો અપરંપાર
બે શત ઘણુ-મુલી ઘોડલા　　જેવા ગંગા-જલ જોડલા ૩૪૯
અબલખ અરાકીય અનુપ　　રાજહંસ રઢીયાલા રુપ
મોરડે મોતી ચોકડે ચીત્ર　　પલાંણુ પંચરંગાં પવીત્ર ૩૫૦
પવન-વેગી મન-વેગી તુરી　　ઝુલ્યો રતન-અમુલક-ભરી
સવામણ મોતી શોભીતાં　　આંમલા પ્રમાંણ અતી ઓપીતાં ૩૫૧
પાંમરી પનર સેંહે પંચાસ　　જરદોજી જરકસબી તાસ
પાંચ સેંહે પટોલી પુર　　નક્ષત્ર-જેહવા જેહે-નાં નુર ૩૫૨
પાંચ કોટી સોના-ની મોહોર　　આવી ભેટ તે વેલાં ઠોર
પાંચ વરસ-તણી ભર ભેટ　　નજર કરી નરપતિ-નેં નેટ ૩૫૩
સાંમગરી સકલ સાથ-માં　　સુંપી વીક્રમ-ના હાથ-માં
વાંચી જોતાં વીક્રમ હસ્યો　　કરમ વૈતાલ-તણે મન વસ્યો ૩૫૪
'મે તો ધાર્યો'તો મોટો ધરમ　　એહ-નું જોરાવર એટલું કરમ'
હસ્તી પોતા-ના આસંન-તણો　　મેહેરાવણ ગજ, મહિમા ઘણો ૩૫૫
અંધારે અજુઆલું થાય　　જડ્યાં નંગ અંબાડી-માંહે
સકલ માલ હસ્તી-નો સાથ　　વીક્રમ સુપે વૈતાલ-નેં હાથ ૩૫૬
કંચન-મેહ રાજા વુઠીયો　　માહા-પસાય કરી ઊઠીયો
ભરી પોઠીઈ મોહોરો દ્રવ્ય　　મોકલ્યું લાખાં મંદિર સર્વ ૩૫૭
હસ્તી ઘોડા મોતી માલ　　વીનય કરી સુપ્યું સર્વ આલ
ભાગ્યુ દરીદ્ર તે લાખાં-તણું　　પાંમી દ્રવ્ય અનરગલ ઘણું ૩૫૮

ીધો સુતાર જે સુધ સુજાંણ    ગયો વીર જિહાં મોટું મશાંણ
બમલ-પાંણી તીહાં લીધો લોટ    ગયો મસાંણ-માં મોટમમોટ ૩૫૯
ઠેકે રોટા બહુ ગુંણ ગણેં    મંત્ર મહારુદ્ર-તણો ભણેં

પ્રાતુસ્કાલ થયો જાહરેં    લાખાં સુતી ઉઠી તાહરેં ૩૬૦
ગજ મહેંરાવણ-નેં પાખર્યો    વાહન કોડ રુપેં-થી કર્યો
નીકલી નારિ ઉગમતેં દીશ    દાસી ચમર કરેં છેં સીસ ૩૬૧
બેઠો છેં મહીપતિ માહારાજ    આવી નારી કલાવંત કાજ
સલાંમ-કાજ હેઠી ઉતરી    નરખેં નરપતી દ્રષ્ટેં ભરી ૩૬૨
'કુંણ દાતા એહવો તાહરો    માંણે ગજ મહેંરામણ માહરો'
લાખાં કહેં 'સુંપ્યો મુઝ માલ    વટેમારગુ નર વૈતાલ ૩૬૩
પાસેં મંદિર માહરેં વસ્યો    લંગોટ-બંધ નહી કુડો કસ્યો
"ભુપતી એ પસાયો ભણેં    સુંપ્યું કર શાંમા તુઝ-તણેં" ૩૬૪
વચન બંધાંણો, તે મુઝ દીધ    પંથ સફલ પોતા-નો કીધ'

જુવતી-વચન જાંણ્યું જાહરેં    તે વેલાં નૃપ ઉઠેં તાહરેં ૩૬૫
સેના સજ કરાવી સાર    થયો અશ્વ આપેં અસવાર
સોમચંદ સાહા સેઠ સુજાંણ    પ્રધાંનવટેં પુરણ પ્રમાંણ ૩૬૬
વૈતાલ-નેં જોવા-નેં કારણેં    દશ દીસાયો બાંધી બારણેં
વીસ જોજન ખોલાવા વાટ    જાવા ન પાંમેં ભારે ભાટ ૩૬૭
રાજા-ને મંન રોશ જ થયો    'આપ્યો એહવો નીરમુખ ગયો'
કુંડું કુતકું ભોગી ભંગ    બેઠો મસાંણ કરેં છેં રંગ ૩૬૮
સેવકેં દીઠો તે સીધ    વીક્રમસેન-આગલ કહી વીધ
'કાલ્ય પસાય કર્યો' તો તમ્યો    આજ મશાંણેં દિઠો અમ્યો' ૩૬૯
છડી અસવારી રાજા રીધ    આવ્યા તીહાં જિહાં સાચો સિધ
કરી પ્રણાંમ રાજા તે રહ્યો    ભારે આશીશ તે ભાટેં કહ્યો ૩૭૦

છપય

'સાઠ નારિઇં નાર, નારિ આઠે નર જાંણું
આઠ નરે નર એક, બીજે એક પુરુષ પ્રમાણું
બાર પુરુષે બલવંત, એક નરપતિ-જેહવો
એહવા નર દસ સહસ, ભોગ તરતીબેં તેહવો
સ્વાંમી સતાવીસ નોક, છતપત્ય-નેં જુગ જોગવેં
સુભ આશિશ વૈતાલ ભણેં, ભુપતિ સુખ નીત ભોગવેં ૩૭૧

ચોપઇ

આસીસ કહી અંતર-થી અસી ક્રોધ રીસ રહી નહી કસી
પ્રીત કરી પકડીયો બાંહ 'કહો અલખત આપી તે કાંહ' ૩૭૨
કહે વૈતાલ 'પરઠણ જે પેંર ગઇ અલખત ગુંણીકા-નેં ઘેંર'
રાય કહે 'તેહ-નેં દાંમ જ દીયો ગજ મહેંશાવણ પાછો લ્યો ૩૭૩
મેં જાણ્યું જાચીક બેંસી જશે તો નિરમલ નાંમ નવ-ખંડે થસ્યેં
તે રંડા બેંસીનેં રટે એ ગજ ગુંણીકા-ને નવી ઘટે ૩૭૪
દાંમ સવાયો તિહાં દિજીઇં લાખાં-ઘેંર-થી ગજ લીજીઇં'
રુદેં સાથેં ચઢી બહુ રીસ ભાટેં ભમર ચઢાવ્યાં શીશ ૩૭૫
કહેં વૈતાલ 'સાંભલ રાજંન વપુ જતેં નહી જાય વચંન
મલ-મૂત્ર-ભરી દેહ ઠાંમ તેહ-માં વચન એક આવે કામ ૩૭૬

છપય

વચન એક-નેં કાજ, લંક ભભીખણ થાપી
વચન એક-નેં, દુરજોધને પ્રથવી તસુ ન આપી
વચન એક-નેં કાજ, પોહોતો બલ પાતાલેં
વચન એક-નેં કાજ, પાંડવ વન વન જાલેં
વચન એક-નેં કારણેં, કવચ કરણ અતી અંગ-નું
વચન-કાજ ખોહી ગયો, રાવણ રાજ્ય ઘડ લંક-નું ૩૭૭

વચન-કાજ હરીચંદ, નીચ ઘેંર પરઠું પાંણી
વચન એક-નેં કાજ, ક્રુષ્ણેં ક્રુબજ્યા ઘેંર આંણી
વચન એક-નેં કાજ, હરેં હલાહલ પીધો
વચન એક-નેં કાજ, દેવ વર દૈત્યાં દીધો
ધરમ કરમ ને સરમ સરવ, વચન જાતેં તે વહી ગયું
કવી સાંમલ સુજાંણુ સુંણુ, વચન જાતેં પછેં સ્યું રહું ૩૭૮

બહુ કરેં જે બાપ, વચન બેં વારાં બોલે
બહુ કરેં જે બાપ, પ્રીત પટંતર ખોલેં
બહુ કરેં જે બાપ, ફોગટ-થી ફૂલ વખાંણેં
બહુ કરેં જે બાપ, આપ આપ્યું ઘેંર આંણેં
ભલી જીભ કર કાટવી, ભલો મોત માહા મોલ-નો
સાંમલ કહેં સરવ-થી બુરો, ગીસ્ત વચન ગયો મોહુ-મેં બોલ-નો' ૩૭૯

ચોપઇ

ઘાયડેં વાત સુંણી તે-તણી ચઢી રીસ રાજા-નેં ઘણી
'જાચીક-જન-નો ટેક જ તોર એવડુ સ્યું જાચીક-નું જોર ૩૮૦
પ્રથવીપત્ય-થી વચન નવી પલેં તો મંગણુ મેલ એવડા કીમ મલેં
કાઢવી હડી નેં આગલ દડ સાથી થોડા નેં લેવો ઘડ ૩૮૧
ખાતર દેવુ ખુખારા ખાંત્ય રમવી ભવાઈ રહેંવું એકાંત્ય
ભીખ માગતેં ભુડું બોલવું ઘાલવું ઉધારેં અધીકું તોલવું ૩૮૨
ઉસડં ખાવું નેં કરવો સ્વાદ ઇસીયાલેં રેંહેંવું કરવો વાદ
પટલાઈ કરવી નેં રાખવી પ્રીત્ય દ્રવ્ય-વીના રાખવી ઘર-રીત્ય ૩૮૩
સસરો વૈદ કઠાંમેં રોગ ભાંમીનિ ભોગવવી જાલવવો જોગ
વીદ્યા-વીના સભા-સનમાંન લુટવા વીપ્ર ને દેવું દાંન ૩૮૪
વઢયા-વીના કહેંવરાવવું સુર સુકી વેલુયે પરાઠી પુર
ભુત સાધન નેં માગવો મોખ ગાંમ બાલવું નેં ગણવો દોખ ૩૮૫

બ્રમ-નંધા કરવી વધારવો વંશ | વૈષ્ણવ થવું નેં કરવો ધ્વંસ
વૃત કરવું નેં ખાવું અંન | બ્રમચર્ય પાલવું ને પરણા-નું મંન ૩૮૬
શ્રીપાત થવું નેં સ્રી-ના સંગ | કર જોડાવણ માંડે જંગ
કીરત કરવી નેં ન ખરચે ગરથ | એહવા તે સરે કીમ અરથ' ૩૮૭
એહવા વચન કહ્યાં અનેક | રાયેં મન ધરી વીવેક
કહેં વૈતાલ 'સાંભલ મહારાજ | લાજ-થકી તો વણસેં કાજ ૩૮૮

દુહા

માંન ન મુંકે મન-થકી | મંગણ કહાવ્યા માટ
જાચું જેશવર-કનેં | ભુપત-વત હું ભાટ ૩૮૯
ચાડી ચોરી ચીત નહી | ખોલું નહી પર ખાટ
અણ-પરી નવી આચરું | તો ભુપત્ય-વત હું ભાટ ૩૯૦
સદાય મન-માં સાહવી | અંતર નહી ઉચાટ
અસ-નેં આનંદ અહુર્નિશા | ભુપત-વત તે ભાટ ૩૯૧
બોલ હુંકારો નવી ખમું | વોલાંમણ નહી વાટ
મીઠા-બોલો મોહો-થકી | ભુપત-વત તે ભાટ ૩૯૨
મન-થકી માંણું ઘણું | ઠીક સંધાથેં ઠાઠ
પર-નારી-નેં પરહરેં | તે ભુપત-વત ભાટ ૩૯૩
દાતા-નેં ડુંગર કરું | દોષી વાલું દાટ
સુંબ-સાથેં સનેહ નહી | તે ભુપત-વત ભાટ ૩૯૪
કરપી દેખી તે કહેં | હરાંમ-થકી હડહાડ
પુન્યવંત-તણા પરીયા કહેં | ભુપત-વત તે ભાટ ૩૯૫
બ્રાંમણનાં લેં બ્રાંમણાં | ગુંણ ગુરુ-ના ઘહેંઘાટ
ચ્યાર ખુંટ-માં ચતુર નર | ચારણ ભુપત ભાટ ૩૯૬
કબુયક તુરંગમ ચઢેં | કબુયક વાજેં નીશાંણ
કબુયક પોઢેં પલંગ-પર | કબુયક મડાં-મસાંણ ૩૯૭

કબુયક ખટ-રસ ખાંત્ય-થી કબુયક રાબ રસાલ
કબુયક ભંગા ભુંજીઇ કબહું બજાવે ગાલ ૩૯૮
કબુયક સીવ-સેવા કરે કબુયક ગાયે ગીત
કબુયક સીજયા પા(સાી)થરે એ રાયો ભાટ-ની રીત્ય ૩૯૯
વીષમ વાટ-માં પરવરે ભય મન નાંણે ભીત
તું કહેંતાં-માં તંન તજે તે રાયો ભાટ-ની રીત ૪૦૦
કબુલ કોડી માંન-ની ઉપમાંન-તણી રઘવાટ
ઓસીયાલો ઉભો નવી રહે તે તો ભારે ભાટ ૪૦૧
કરે જમાંની જોખ-સ્યું કેઇ દસુંદી ખાય
નવી જાચે કો નીચ-ને તે રાજા કહેંવાય ૪૦૨
કરે કટારી કોડ-સ્યું આંણી ઉપરે આથ
ગાલ ન સાંખે સહુજ-ની હાંમ ઘણેરી હાથ ૪૦૩
બોલ્યું પાલે પલાંવવે સાહુકારાં વટ સાટ
પ્રાંણ તજે પર-કારણે તે ભુપત-વત ભાટ ૪૦૪
રાખે લાજ લોહી-તણી જીવ-તણો મંન જોર
દેહ-સ્યુ નેહ ધરે નહી એ ઇંધાંણે અંકોર ૪૦૫
વાત કરે વીનોદ-ની સભા સોહતી સાર
રાજ-સભાઇં રીઝવે તે ભુપત્ય-વત ભાટ ૪૦૬

છપય

કરે જમાંની કોય, કોયક દસુંદી દાવે
કો વોલાવે વાટ, કોય કીરત-જસ ગાવે
કોય પીંગલી પાઠ, કોય મિઠચાસ મોહ-ની
કોય પસાયતાં ખાય, કરે નહી સેવા કોહ-ની
સનમાંન પાંમે તિહાં સાહુણી, ઉપમાંન આપ દેખી ડરે
કવી શાંમલ કોડે કહે, ભાટાં ભાવે સો કરે'' ૪૦૭

## ચોપઇ

પ્રથવીપત્ય પરઠી બહુ પ્રીત  સુંણી રાજભાટાં-ની રીત
સુભ સનમાંનેં પુરણ પેંર  ઘણા હેત-થી તેડ્યો ઘેંર ૪૦૮
આપના અધિકો માંડ્યો માલ  વીક્રમ-સ્યું બોલ્યો વૈતાલ
'હવેં લેઉ તો લોભી થાઉ  લોભ-તણી વાટેં નવી જાયું ૪૦૯
લોભેં કાર ઘણેરો ઘટેં  લોભેં માંન-મુરજાદા મટેં
લોભેં ન રહેં કુલ-ની રીત્ય  લોભેં ન રહેં પોઢી પ્રીત્ય ૪૧૦
લોભ-થકી રહેં નહી ભાર  લોભેં પલેં નહી વેહેવાર
લોભેં સઘલાં લખ્યણ જાય  લોભેં ભારે હલુયો થાય ૪૧૧
લોભેં વિદ્યા નવી પોસાય  લોભેં પુન્ય સમૂલું જાય
લોભેં લખણ તિહાં સઘલાં સુલ  લોભેં સઘલાં તે પાપ-નું મૂલ ૪૧૨
ઇહ-લોક પર-લોક બુડાડેં લોભ  મોહ દ્રવ્ય તે જાંણો લોભ
લોભ-સાથેં વધેં સરવ દોસ  સુખ-નું મૂલ તે તો સંતોષ ૪૧૩
સંતોષી-ને ઝાઝાં માંન  સંતોષી સોભેં વપુ-વાંન
સંતોષી-નેં સા-ની તુન્ય  સંતોષ-થકી બીજું શું પુન્ય ૪૧૪
સંતોષી-નેં મહીપતિ મંન  સંતોષી-નેં ઝાઝાં ધંન
સંતોષ રાખ્યા-નો એ અરથ  ફ્રરી લેવો ઘટેં નહી ગરથ' ૪૧૫

સોમચંદ-સાહા સેઠ સુજાંણ  વડો વજીર પુર-નો પ્રધાંન
તે કેહે 'મીત્ર અમ્યો તાહરા  કબુલ કરો રોટા માહરા' ૪૧૬
ઘણા માંન-થી તેડ્યો ગાંમ  ઉત્તમ આપ્યા ઉતારા-ઠાંમ
પંચ દિવસ રાખેં પ્રધાંન  પસાય કરેં બીડું એક પાંન ૪૧૭
પાંચ સહસ્ર પટોલી સાર  જરદોજી જરકસી-ના તાર
પાંચ સહસ્ર પુરી પાંમરી  લક્ષ મોહોર સોના-ની ભરી ૪૧૮
ઘણ-મૂલી મોતી અમુલ  અધિક રત્ન બીજાં અતુલ
દસ ઘોડા દશ ચેંમર ઘણા  અવતારી દેવાંસી-તણા ૪૧૯

સણગાર પુરુષ-તણા જેટલા સોમચંદેં સુંપ્યા તેટલા
'કરો કબુલ અધિપત્ય આપ એ સરવેં રાજા-નો પ્રતાપ' ૪૨૦
માહા પસાયો કર્યો તે દીશ ભાટ ભણેં અધીકિ આસીશ
'કોડ દીવાલી તપજ્યો તમ્યો આસીસ નીત-નીત કહું છું અમ્યો ૪૨૧
વરણ અઢાર-તણી વિવેક અકલ વણીક-તણી તો એક
વણીક-સમાંન કો ડાહ્યો નથી કોડ લોક બીજા છેં કથી ૪૨૨
વણીક-સમાંનેં નહી દાતાર કરુણાવંત કર્યો કીરતાર
બંદિ-છોડાવણ માઝંન નામ વણીક-વીના વસેં નહી ગાંમ ૪૨૩
ગયું લંક રાવણ-નું રાજ્ય વણીક પ્રધાંન કર્યો' તો તાજ્ય
વણીક-વિના નહી વ્યાપાર વણીક-વીના નવી પાલેં કાર ૪૨૪
વણીક-વીના વસવું તે ફોક વણિક-થકી સુખ પાંમેં લોક
વણિક જીવદયા-પ્રતીપાલ બીજા સરવેં આલ-પંપાલ ૪૨૫

છપય

જીવદયા-પ્રતિપાલ, આલ એકેં નવી બોલેં
ન્યાવટ-સાહુવટ-સુજાંણ, ધરમ-ની ધારણ તોલેં
સદાવ્રત-ની સાખ્ય, લાખ-કરોડે લહિઇં
પુન્ય વાત-માંહેં પુર, નુર સુધ કુલેં કહીઇં
માંનેં મોટા મહિપતિ, દેસ-વીદેસેં કોડી કરેં
સાંમલ કહેં સાહ સુલતાંન બેં, ડાહ્ય નર ચીત-માં ધરે" ૪૨૬

ચોપઈ

માંન દેઈ સ્યુંપ્યો તે માલ કબુલ કર્યો વાંણેં વૈતાલ
વીક્રમસેન વડ-હથ વીવેક તોલવી તન મુંકે ટેક ૪૨૭
હેત-પ્રીત-સનમાંનેં ઘણેં તેડયો ભાટ ઘેંર પોતા-તણેં
પહેંલો પશાય કરુણા-થી કીધ બમણો દાંમ કીરત-માં દીધ ૪૨૮
બમણો લાભ હજુરી હુયો સોમચંદ-સાહા-નો બીજો જુયો
હાથી ઘોડા મોતી મોહોર તોલ બમણાં કીધાં તે ઠોર ૪૨૯

તેહ-ની સંખ્યા કરીઇં ભાવ    તો મુંબ-શરીરેં આવેં તાવ
કીરપી કસ ખાઇનેં પડેં    નીરગુંણ-જન કવીન્નેં જડેં ૪૩૦
જુઠો જુઠી પાડેં વાત    કરેં અદાતા તેહ-ની તાત
સાંણા હો તો સમઝો સરવ    બમણો માલ-ખજાંનેનાં દ્રવ્ય ૪૩૧
નીશાંન-નોબત ઘણુ ગાજંત    પંચ શબદ વાજાં વાજંત
હેતેં માલ સમરપ્યો હાથ    સત ડગલાં વોલાવા સાથ ૪૩૨
વૈતાલ આશીસ દેઇનેં વલ્યો    પંથ પોતા-નેં મારગ પલ્યો
વીક્રમ રાજસભા-માં રહ્યો    તીહાં વાટેં એક કૌતિક થયો ૪૩૩.

## દુહા

જોજન એક આપેં (ગ્રેં?) જઈ    ડેરા આપેં દીધ
સરોવર-પાલ કોડામણી    કોડેં મુકાંમ કીધ ૪૩૪
હસ્તી બાંધ્યા હણહણેં    તેજવંત તોખાર
ઘોર વાજાં તિહાં ગડગડેં    અનમી સહુ અસવાર ૪૩૫
સીતલ સર સોહામણું    ખીલ્યાં કમલ અંકોર
પંખી બોલેં પ્રાંત-સ્યું    મીનાં હંસ ચકોર ૪૩૬
તમાસગીરિ તે ગાંમ-ની    ભાલેં બેઠો ભાટ
વીપ્ર વીદેસી વેદીયો    વલો આવેં તે વાટ ૪૩૭
કર જોડી અટક્યો તિહાં    પુછેં રાય-નું નાંમ
'કુંણ દેશ-નો અધિપતિ    ઉતર્યો આંણેં ઠાંમ' ૪૩૮
ચીત-ડકી કહ્યું ચાકરેં    'ફરી સ્યું પુછેં ફોક
અકલ હોઇ તો ઉલખો    એ તો રાજા-લોક' ૪૩૯
વીપ્ર જાત્ય નેં વેદિયો    આવ્યો વીકાંણી વાટ
ચીત-માં તે નવી ચેતીયો    રાજા તે તો ભાટ ૪૪૦
લખ્યણ-થી તેણેં લહ્યું    દીજ મન રાખી ધીર
'રાજ-લોક એ તો કહેં    વારુ વીક્રમ વીર' ૪૪૧

વીપ્ર સરવ વીદ્યા ભણ્યો મોટીમ-કેરી મોટ
સહુસા કામ કરી પડે ક્ષણ એક ડાહાપણ ખોટ ૪૪૨
પુઠે પુસ્તક બાંધીયું તુંબી-પાત્ર કર લીધ
'પર-દુખ-ભંજન સુખ-કરણ' એહવી આશીસ દીધ ૪૪૩
'ગૌ-બ્રામણ-પ્રતીપાલ ધંન પર-નારિ-સહોદર પુર
દેવ-રૂપ દાતા વડો ન્યાયવટ-કેરાં નુર ૪૪૪
પ્રતાપ તો પ્રથવીપતી સકલ-શાસ્ત્ર-સુજાંણ
કલા બોહુત્તરી બહુ-ગુંણી પૂરણ જશ પ્રમાંણ ૪૪૫
જોગ શક જોતીક લખ્યો નવે ખંડ-માં નાંમ
અહુરણી અવની કરી એહવાં કોટીક કાંમ ૪૪૬
કલ્યાંણ કરે કરુણાનિધી વીષ્ણુ-વનીતા તુઝ વાસ
અષ્ટ સીધ્ય નવ નિધ્ય રીધ પ્રીતે રહો તમ-પાસ ૪૪૭
શિવ-પૂજંન-બુધિ સદા પુન્ય-ઉપર બહુ પ્રીત
મંગણ નીત્ય મહીમા કહે રુડી રાજસ રીત્ય ૪૪૮
દુખ ભાગો દુનીયાં-તણું જીવો વરસાં કરોડ
સુરજ-ચંદ્ર તપે તિહાં હુશે જીતો હોડ ૪૪૯
રણ-દુતે જય તાહરે ગાંજી ન શકે કોય
ભાવ-થકી બ્રાંમણ ભણે જસ સવાયો હોય' ૪૫૦
વીપ્રે વીક્રમ જાંણીયો દીધી એ આસીસ
વીમાંસે વૈતાલ મંન પોહોર પાછલે દીસ ૪૫૧
'અણસમઝયો આદર કરે પ્રીતે આવ્યો પાશ
મોહ મચકોડુ માહરું તો નિશ્ચે થાય નીરાશ ૪૫૨
જાચીક જિહાં નીરમુખ વલ્યો હાંણ ખંખેરી હાથ'
વૈતાલ તીહાં તેણે સમે વીચ્યારી રુદયા સાથ ૪૫૩
પાંચ પ્રદક્ષણા કરી પ્રીતે લાગો પાગ
ચરણાંમૃત મુખ-માં ધરે અધ-આસન શુગ જાગ ૪૫૪

'કહો મહારાજ જાસ્યો કીહાં | આવ્યા કીહાં-થી આજ
ચીત--વીષે સ્યું ચીતવો | કોહ-સાથે છે કાજ' ૪૫૫

ભ્રાંમણ કહે 'સુંણુ પુરપતી | વીક્રમસેન વડ-હથ
દાંન-માં ડાહ્યા ઘણું | સુભ વાતે સમરથ ૪૫૬
કહું હકીગત માહરી | કરવા આવ્યો કાંમ
વાસ વસું છું વેગલો | આવ્યો સાંભલી નાંમ ૪૫૭
દુખે ડોલે ડુંગરા | સોખે સાયર-નીર
ધરતી બાધી દ્રુમધ્રમે | દ્રડતા ન ધરે ધીર ૪૫૮
દુખ દાવાદલ જેટલું | મોટું મેરુ-સમાંન
તે દુખ ભાગી સુખ કરે | તે તુમે સુંણીયો કાંન ૪૫૯
આવંતાં ઉજેણી-માં | ડેરો દીઠો વાટ
આસીરવાદ-તણે મસે | આવ્યો દુખ કહેવા-માટ' ૪૬૦

વૈતાલે વ્યપુ ખોલી નહી | 'નીરાસ થસ્યે જો નેટ
જીવ ગઇ જોખમ થસ્યે | જો પાલી મારે પેટ' ૪૬૧

ચોપઈ

'કહો મહારાજ તમારું કાજ | ઈશ્વિર સહૂ-ની રાખે લાજ
દેવ-રુપ છો મોટા દેવ | સકલ લોક કરે તુમ સેવ' ૪૬૨

વીપ્ર કહે : સાંભલ્ય મહીપતી | માહરું ગાંમ તો ચંદનાવતી
અપુત્રવંત હતો મુઝ દેહ | નારાયણ-ઉપર બહૂ નેહ ૪૬૩
મે ઉપાશા શ્રી-માહાદેવ | સકલ લોક કરે તુંમ સેવ
સીવ-પુજન-ને ઉગ્યા સુત્ર | પ્રસવ થયો પ્રતાપીક પુત્ર ૪૬૪
બત્રીસ-લક્ષણ ચતુર-સુજાંણ | પવીત્ર તેજે પુન્ય પ્રમાંણ
જાત કરમ કુલ રીતે કીધ | ઉપવીત દાંન દયા-થી દિધ ૪૬૫
વરસ બાર થયાં જાહરે | તન બોલ્યો મુઝ-સ્યું તાહરે
'ભોજન તો તુમ ઘેર નહી ખાઉ | તપ-કારણ વન-માં હું જાઉ ૪૬૬

સંસાર માં તે સારજ નથી    કોટી પુરાંણ કહું છું કથી
અલપ આવરદા થીર નહી કાય    જે જનમ્યો તે નીચ્ચેં જાય ૪૬૭
નાંમ જેટલું તેટલો નાશ    કાચી કાયા-નો સ્યો વીશ્વાશ
અમર દેહ અમારો કરું    ગરભ-વાસ શાં-નેં અવતરું' ૪૬૮
તાહરેં મેં તો જોડ્યા હાથ    બોલ્યો સાંણા સુત-નેં સાથ
'મેં તપ કીધું તુઝ કારણેં    કાઢી મુંકું સ્યું બારણેં ૪૬૯
વરતી ગરાસ ઘર-માં છેં ઘણો    એ વૈભવ સરવેં તમ-તણો
રુડા ગ્રસ્ત-તણી દીકરી    તુઝ-નેં પરણાવું પ્રીત જ ધરી ૪૭૦
આપ રુપ છેં ઈશ્વર-અંશ    વાધે વેલો આપણો વંશ
અમ-નેં દુખી જાયો તમ્યો    નીચ્ચેં હત્યા આપું અમ્યો' ૪૭૧
કુંયર કહેં 'કહ્યું નહી કરું    વનીતા તો વપુઈ નહી વરું
પરણુવેં તો વાધેં પરીવાર    ખુડતાં ખુંબ-નેં નહી વાર ૪૭૨
ત્રણેં લોક-માં તારણહાર    સોધી ન મલે નીરમલ નાર
સાંણપણે સીરોમણ સતી    સુખ પાંમે પોતા-નો પતી ૪૭૩
મન-માંની મલેં જાહરેં    પ્રીતેં પરણું તરુણી તાહરેં
માહરું મન કબુલ જ કરેં    વનીતા વરતેં મનહુ ધરેં' ૪૭૪
કુંયર-હાથેં દિધો મેં કોલ    બુધિ વીચારી બોલ્યો બોલ
'કબુલ કરેં જુવતી જેહ-નેં    હું પરણાવું તરુણી તેહ-નેં' ૪૭૫
અધિક સમ ખાધા મેં આપ    પરઠ્યાં ઝાઝાં પોઢાં પાપ
'ગૌહત્યાદિક પાતીક કરમ    કોટી-કોટી હત્યાદિક ભ્રમ ૪૭૬
તું કહેં તે પરણાવું તું-નેં    નહીતર પાપ અડો એ મું-નેં'
બીજી પ્રતીજ્ઞા કીધી ઘણી    થયો જમાંન ધરમ-વાતેં ઘણી ૪૭૭

તે વાતેં થયાં વરસ પાંચ    ઓહોણ થઈ એક તેહ-ની આંચ
એહ ગાંમ-માં બ્રાંમણ એક    વારુ ગ્રસ્તાવટ વિવેક ૪૭૮
તેહ-નેં પેટ પણ ન-હુતો તંન    માહાદેવ પુજવા કીધું મન
ચ્યાર લાખ ચીંતામણ કર્યાં    ઈશ્વર આપ રુદેં-માં ધર્યાં ૪૭૯

પરમેસર પ્રસન થયા પેર     પુત્રી એક આવી તે-ઘેર
વરસ થયાં વનીતા-નેં સાત     વર ખોલેં પિતા નેં માત ૪૮૦
તાહરેં તે પુત્રીઇ કહ્યૂં     'બ્રમ-ગ્નાંન મુઝ-નેં તો થયું
પાંમી પદ્મની-નો અવતાર     ભાવેં નહી મુઝ-નેં ભરથાર ૪૮૧
બાધો જનમ કુંઆરી રહું     કૃષ્ણ કૃષ્ણ કોડેં-થી કહું
પરણવા-ની કરો જો વાત     તો કરવી પડેં દેહ-ની ઘાત' ૪૮૨
મા-બાપેં ન ખાધું અંન     પુત્રી પરણ્યાવ્યા-નું મંન
લંઘન સાત થઈ જાહરેં     તાત-નેં તનયા કહેં તાહરેં ૪૮૩
'સુખેં તમે બેં ભોજન કરો     શાં-નેં નયણેં આંસુ ભરો
માહરું કહ્યૂં નર કરસ્યેં જેહ     તેહ-નેં પરણું આંણી નેહ' ૪૮૪
સંતોખ્યાં પિતા નેં માત     માહરેં પુત્રેં જાંણી વાત
મન-માં પરણ્યા-કેરી આશ     ગયો પુત્ર તે કન્યા-પાસ ૪૮૫
'તું કહેં કન્યા તે હું કરું     વિશ્વ દેખતાં તુઝ-નેં વરું'
તે વાત-નો દીધો કોલ     બોલી વલતી કન્યા બોલ ૪૮૬
'હું કહૂં તે પલ્લું લાવ્ય     ઉતાવલો પરણવા-નેં આવ્ય'
તે વાતેં લખ્યા બેં કર્યાં     સહુ સજન તે હઇયડેં ઠર્યાં ૪૮૭

## દુહા

કોડેં તે કન્યા કહેં     'માહાલક્ષ્મી મુઝ નાંમ
વર-નું નાંમ કલ્યાંણ છેં     તે જાંણેં બાધું ગાંમ ૪૮૮
મહીમા રહેં તે નાંમ-નો     પુરણ કરું તે પેર
પછેં પરણવા પ્રીત-થી     આવો માહરેં ઘેર ૪૮૯
ચ્યાર સત ઘર નાતિ-નાં     કહું તે લાંહાંણાં લાહો
પછેં આવજ્યો પરણવા     જો તાહરેં ચીત ચાહો ૪૯૦
એક હાથી એક ઘોડલો     એક પાંમરી એક ચીર
સહસ મોહોર સોના-તણી     તો રહેં નાંમ-નું નીર ૪૯૧

એક-એક ઘેંર એટલું — લાંહાંણું જો લહવાય
તો વચન તાહરું પલેં — નહીતર બોલ બાપ-નો જાય' ૪૯૨
કરમાયું મો કુંયર-નું — વીપ્ર તેં આવ્યો વાસ
માંડી વાત મુઝ-નેં કહી — પ્રીતેં બેંસી પાસ ૪૯૩
'આપણ ભીક્ષુક બ્રાંમણા — સોધ મલેં નહી સરવ
સમણા-માંહેં નવી સાંભલ્યો — હસ્તી ઘોડા નેં દ્રવ્ય ૪૯૪
માંન ઉતારવા માંનની — રચીયો એહ પરપંચ
વચન વીહાંણું આપણું — તેહ-નો તે રચો સંચ ૪૯૫
'કાયા પાડું' કુંયર કહેં — 'મુખ ન કહું નાકાર
"સુંઢી ગયા'તા સાસરેં" — હસશેં સહુ સંસાર' ૪૯૬
પિતા કહેં 'કાં પંડ તજેં — અકલવંત તું આપ
મોહો-માગ્યું જે આપવું (?) — તે તો મુઝ-નેં પાપ ૪૯૭
તાહરા મન-માંની તુઝ-નેં — પરણાવું કન્યાય
મોહ-માગ્યું આપું નહી — તે માહરો અન્યાય' ૪૯૮

વાયદો કીધો વરસ-નો — ચતુર સંતોખ્યા ચંત
મંન વીચારી માહરેં — પછેં પલાયો પંથ ૪૯૯
'પ્રયાગ-મંધ્યે પરવરું — વેણી-માધવ જાંહ
દેહ સમરપું દેવ-ને" — તોલ કર્યું મેં તાંહ ૫૦૦
એમ વીચારી આવીયો — માલવ-દેશ મેહલાંણ
કીરત કાંને સાંભલી — વિક્રમસેન્ય વખાંણ ૫૦૧
દુખ-ભંજન દાતા વડો — પુરણ મંન પ્રસંન
પુરણ પુન્યેં પાંમીઇ — વિક્રમ-નું દરસન ૫૦૨
દાતા-માં દૈવત ઘણું — નીમેષ મલેં નહી તુલ્ય
નીરખેં મુખ દાતા-તણું — પુરણ જગન-નું પુન્ય ૫૦૩
માંણો સુખ નીત મહીપતી — લ્યો લક્ષ-લક્ષ આશીશ
અમ્યો તો પંથેં પરવરું — કાલ્ય ઉગમતે દીશ ૫૦૪

## ચોપઇ

વૈતાલે વીચાર્યું મંન ‘એહ મું-ને નવી જાંણે અન્ય
એણે જાંણ્યો વીક્રમરાજ કીમ સરે દુરબલ-નું કાજ ૫૦૫
જુઠી વાત-તણું નહી કાંમ સાચી વાતે રાચે રાંમ ’
કહે હાથ જોડીને બોલ રાખી ભાર પોતા-નો તોલ ૫૦૬
‘ વીક્રમ તો દેશાધીપતી ’ તેહ-ની કરમ જોરાવર રતી
ફરે આંણુ દેશાવર વાટ તે ભુપતિ-તણો હું ભાટ ૫૦૭
ગયો જાચવા આંણિ અરથ પાંમ્યો હાથી ઘોડા ગરથ
એહવે તમ્યો દીઠા આ ઠાર માહરા ભાગ્ય-તણો નહી પાર ૫૦૮
તાહરી વાત-માં મનડું ધર્યું કૃષ્ણારપણ મેં તાહાર-નું કર્યું
હેત-પ્રીત-થકી લીજીઇ કુંયર-તણો વીહવા કીજીઇ ૫૦૯
એહ-માંથી તે એક બદાંમ તે નહી આવે માહરે કાંમ
બ્રમારપણ કર્યું જે અમ્યો એહ માલના ભુગતારિ તમ્યો’ ૫૧૦
તે બ્રાંમણ તો બ્રાંત્યે પડે એ તો સંદેહ મન-માં અડે
‘સાબાસ ભાઈ તાહરી જાત્ય-ને સાબાસ તાહરા માત-તાત-ને ૫૧૧
મોટું કરી તું બેઠો મંન થઈ બેઠો કોય ગીરુયો ધંન
લક્ષ આસીસ નીત તુઝ-ને દેઉં કોડિ એક એહ-માં-થી નવી લેઉં ૫૧૨
માગા-માં જે માગી લે નીરમુખ પીત્રી તેહ-ના રહે
દીઠી વસ્ત નેં માગે મૂઢ તેહ-ને પાપ બેસે બહુ પ્રૌઢ ૫૧૩
ગમે એહવા પણ જાચીક-જંન આપ્યા-પુઠે દાઝે તંન
હું જાઉં વીક્રમ-ને વાસ માગું તિહાં પ્રથવીપતિ-પાસ ૫૧૪
કબુલ ન કરું તાહરો માલ’ તારે વચન બોલ્યો વૈતાલ
‘રાજા-લોક કહેવાઉં અમ્યો સુખે વીપ્ર માલ લ્યો તમ્યો ૫૧૫
વલી જાચું ધરતી-નો ધણી લાવું લછ અલેખે ઘણી’

વીપ્ર કહે ‘ન ચઢે જો રીસ કહું વાત એક આંણે દિસ ૫૧૬
તું તો રાજરાજેસર વાંમ બીજા છે બહુ ખોટાં નાંમ
પાંણી રાખ્યું તેં નાંમ-જ-તણું સ્યુ વખાંણુ કરું હું ઘણું ૫૧૭

રાજા-લોક તે સાચો સુર રાખ્યું નાંમ-તણું તેં નુર
નાંમ-મહિમા તે રાખેં કોય એહવો પુરસ તે વરલો જોય ૫૧૮
નાંમ તો પાડેં હેતેં હરી બાલપણા-માં જાઇ મરી
નાંમ ધરાવેં છેં રણછોડ ભરેં વ્યાજ મોટી એ ખોડ ૫૧૯
નાંમ તો હોઇ જોગીદાસ વનીતા ઘેર રાખેં બેં પાસ
નાંમ હોઇ છેં સુરજ-જસ્યું તે આંખ્ય ન દેખેં કારણ કસ્યું ૫૨૦
નાંમ સાકર મીઠો પેંર બોલ બોલેં તે કડુયા ઝેંર
નાંમ હીરા ઝવેંર મોતીદાસ ન મલેં દ્રામ એક ખોટો પાસ ૫૨૧
નાંમ મંગલ સુખમલ કલ્યાણ દુખ-દાવાદલ-પુઠ પલાંણ
નાંમ વાઘ નેં હાથી મેર ભાર ન ઉપડેં તેહ-થી સેર ૫૨૨
માહાદેવ કૃષ્ણ નેં નાંમેં રાંમ કુણ જાંણેં કરેં શાં કાંમ
નાંમ પનોતો નોહેં પુત્ર નાંમ હીર નેં સેવેં સૂત્ર ૫૨૩
નાંમ ધનપાલ ધંધો કરેં ધરણીધર મજુરીયે ફરેં
ગીરીધર નાંમ ઘણાં-નાં સાર દેવભાઈ ઉપાડેં ભાર ૫૨૪
ડાહ્યો બોલેં ઘેંલા બોલ માગો તોલેં ઉછું તોલ
ભુલો નાંમ વોલાવા જાય સંતોષી તે ઝાઝું ખાય ૫૨૫
રાજારાંમ કૈ માગેં ભીખ બેહેરો દેં છેં સહુ-નેં સીખ
નાંહનો નાંમ તે ઘરડો હોય અતાપ નાંમ ન પ્રીછેં કોય ૫૨૬
ચતુર નાંમ તે ચાડી કરેં નાગ નાંમ મેંડક-થી ડરેં
ઈશ્વર-ની જેહ-નેં કરુણા હોય નીર નાંમ-નું રાખેં કોય ૫૨૭

છપય

અખઈ અમર મરંત, નાંહાંના જન દીઠા ઘરડેં
નાગો પેંહરેં વસ્ત્ર, વાઘ-સિંહ કુતર કરડેં
પરવત ડુંગર પરદેશ, મંગલ કૈક દુખીયા
સંતોષી અધિકું ખાય, કાશદું કરેં છેં સુખીયા
દયાલ-માંહેં દયા નહી, ખુસાલ કૈ રોતા ફરેં
સાંમલ કહેં નાંમ પનોતીયો, કેઈ લાખ કુંયારા મરેં ૫૨૮

કુબેર નાંમ કહેંવાય, દીઠા ઘણું ગાંઠેં ખાલી
કરમ ધરમ બહુ પાપ, નાહાલ ઘણાં ઘર ઘાલી
વાહલો રાખેં વેંર, બોલેં કડુઉં મીઠો
જોગી કરેં વ્યાપાર, ભોગી ભીખ્યા-માં દીઠો
ઘેંહેંલો જાઇ છેતરી, બલીયોજી તો હારી જસ્યેં
રુડા કે ભુંડા હુયા, સાંમલ કહેં નામેં સ્યું થસ્યેં ૫૨૯

હાથી નાંમ કહેંવાય, બીહેં ઉંદર-થી આદેં
કપુર કાલો હોય, સાંમલ સુવેષી વાદેં
રુપો હોય કરૂપ, ભુષણ-માં દુષણ ઝાઝાં
કીપાલ રાખેં કુડ, ભુપત કે વાઇ વાજાં
આશા ઇછા ઉલગ કરેં, કલંક નીરમલ સીર ચઢ્યું
ફોગટ ફરેં કે જોઇતા, શાંમલ કહેં નાંમ-નેં સ્યું અડયું ૫૩૦

દુહા

પાંણી રાખેં નામ-નું ઘડ્યો મેં મન-થી ઘાટ
મન એ માંન્યું માહરું જે રાજા ભુપત ભાટ' ૫૩૧

સાખ્ય સોએક સાંભલી તે બોલ્યો વૈતાલ
'કૃષ્ણાર્પણ સરવે કર્યો અરથ ન આવેં માલ ૫૩૨
સમરપ્યો મેં સરવ-થી એહ માલ અતોલ
વચણ વધાં સા-પુરુષ-નાં ફરી ન પેંશે બોલ' ૫૩૩
વીપ્ર કહેં 'ખપેં નહી ભીક્ષુક-જાત્ય-ની ભીખ
માગ્યા-માંહેં માગું નહી શાસ્ત્ર-તણી એ શીખ' ૫૩૪
રાત ગઈ એ રાઢ-માં પ્રેમેં ઉગ્યો પ્રભાત
વીક્રમસેન્ય-આગલ કહી હીત હલકારેં વાત ૫૩૫
'વૈતાલ વીદાય જ થયો લેઇ ઘણેરો ગરથ
ઉતર્યો એક જોજંન જઈ વાટ હુયાં જેં વરથ ૫૩૬

વાંટે એક વીપ્ર જ મલ્યો ભોલો ભ્રંમા ભુપ
તેણે ભાટ ન ઉલખ્યો જાંણ્યો રાજસ-રુપ ૫૩૭
દુખ કહ્યું દાવો તજી અધિક મોટો જે અરથ
વૈતાલેં તે ઉલખ્યો ગણી આલ્યો છે ગરથ ૫૩૮
અંક આકારેં ઉલખ્યો માંન-ભંગ તે ભ્રમ
સરમાયો સહુ દેખતાં ધારણ રાખી ધરમ ૫૩૯
ભાટ આપેં છે ભાવ-થી વાડવ કહે છે નાય
અરસપરસ એ બે જણા રાઢ કરેં છે રાય ૫૪૦
વીપ્ર તો જાશેં વેણીઇં તીરથ-રાજ જ્યાંહાં પ્રયાગ'
હલકારેં એહવું કહ્યું લક્ષણ વીક્રમ લાગ ૫૪૧

## ચોપઈ

છડી અસવારી વીક્રમ વીર આવ્યો રાય સરોવર-તીર
હેત પ્રીત નેં ઉલટ ઘણે ઉતર્યા ડેરેં વૈતાલ-જ-તણે ૫૪૨
સનમાંન સોભીતાં કોડેં કીધ પુછી પાર બેહુ-નો લીધ
પ્રથમ પુછી જોયો ભ્રંમ કહ્યો માંડીનેં તેણે કરમ ૫૪૩
'આવતો'તો ઉજેણી-માંહ વાટેં વૈતાલ દીઠો મેં આંહ
જાંણ્યો મેં વીક્રમ-માહારાજ જાચંતાં નવી લાગેં લાજ ૫૪૪
દુખ સાંભલી વીક્રમેં એહ એહ ભાટ દેવાંસી-દેહ
એહ-ના કુલ-માં ઘટેં જેહવું રાખ્યું પાણી ઘટેં તેહવું ૫૪૫
આપવા માંડ્યો છે સરવે ગરથ રાખ્યો નહી પોતા-નો અરથ
મેં વીચ્યારું માહરેં મંન ભલો ભાટ પણ ભીક્ષુક-જંન ૫૪૬
મેં મન-સાથેં કીધો નેમ માગ્યાં-સાં કીસ લેવું પ્રેમ
પ્રતીગ્ના મુંકી કિમ દેઉં કોડી-એક એહ-ની કીમ લેવું" ૫૪૭
એમ કહીનેં છાંનો રહ્યો વૈતાલે બોલ વીક્રમ-નેં કહ્યો
'વાડવ આવ્યો માહરેં પાસ વીક્રમસેન જાચ્યા-ની આશ ૫૪૮

અલખત જોઈ એ નવી લહ્યો દુખ-ભંજણ દુખ-ભંજણ થયો
તે વેલાં જો કહું હું નાય તો પાંણિ રાય વીક્રમ-નું જાય ૫૪૯
લખ્યાં ચીત્રાંમણ હોયેં દેહ પર-દુખ દેખી ન સકેં તેહ
શમણા-માંહિં જો દરસન થાય તો દુખીયા-નું દુખ ભાગી જાય ૫૫૦
જિમ ભરુંસો જાંણ્યો મું-નેં કિમ ખાંપણ લગાડું તુ-નેં
કહેં તે વીપ્ર "સલ્યો 'તો વાટ જાચ્યો 'તો ભુપત્ય-નો ભાટ ૫૫૧
કોટિક ધન તેણે આપીયું સંકટ દુખીયા-નું કાપીયું"
કે કાલંતર વાતો થાય પાનેં પુસ્તકેં લેખ લખાય ૫૫૨
એણેં વાત કહી જેટલેં મે કૃષ્ણાર્પણ કર્યું તેટલેં
એ બ્રમસ્ત થયું સરવ-થી સમરીધ-સાંમું જોવું નથી ૫૫૩
બ્રમસ્ત જેહ-ના મુખ-માં જાય દશ સહસ્ર વરસ દરીદ્રી થાય
બ્રમસ્ત જેહ-નેં અંગેં અડેં ચ્યાર જુગ-સુધિ નરકેં પડેં ૫૫૪
•બ્રમસ્ત ભાગ-તણો ભોગીયો જનમ-જનમ હોઈ રોગીયો
બ્રમસ્ત-માંહિં જે કો લેં લાંચ અપુત્રવંત રહેં ભવ પાંચ ૫૫૫
બ્રમારપણ કર્યું મન-સાથ તે માલ કીમ ઝાલું હાથ
માહરેં મન પ્રતીજ્ઞા એહ મન-માં નવી આણો સંદેહ' ૫૫૬

દુહા

એક કહેં 'રાખું નહી' બીજો કહેં 'નહી લેઉં'
રામ વીસ્મેં થઈ રહ્યો 'પ્રતિઉત્તર સ્યો દેઉં ૫૫૭
સાબાસ ધન એ ભાટ-નેં અલખત કીમ અપાય
સાબાસ ધન્ય એ વીપ્ર-નેં જે ના કહી નાશી જાય' ૫૫૮

માંન દીધાં ઘણાં મહિપત્યેં તેડી લાવ્યો ઘેંર
એકાંત્ય તેડી પ્રીછવ્યો વીપ્ર-નેં રુડી પેંર ૫૫૯
'દાંન-પાત્ર છે દેવ તું મોટીમ મુંધેં મુલ
કીરત-પાત્ર એ ભાટ છેં સુભ સોભા સમતુલ્ય ૫૬૦

એ શ્રધાયેં આપેં તું-નેં જાંણું છું સહુ લોક
તમ્યો નીકલ્યા છો માગવા ફુલેં તે તો ફોક ૫૬૧
ભુંડો પ્રતીગ્રહ રાજ-નો જુવો વીચ્યારી વાટ
પવીત્ર પ્રતીગ્રહ એહ-નો જે ભાવીક ભીક્ષુક ભાટ ૫૬૨
જુહું જે જલપેં નહી નહી ચોરી ચાડી ખુંન
કીરત કરીનેં ધન લ્યેં તે લીધેં દીધેં પુન્ય ૫૬૩
નીરદોષ દાંમ તે એહ-નો જે આપ જાચવા જાય
કૃષ્ણાર્પણ તેહ-માં કરેં તે લખ-સવાયુ થાય' ૫૬૪
રાય વચન-થી રીઝીયો જેહ ભલેરો બ્રંમ
'એ દાતા હું દાંન-પાત્ર સાંન્ની લેતાં સરંમ ૫૬૫
સાહાસ્ત્ર-સાખ્ય સંકલ્પ કર્યો જલ તુલસી ગ્રહી સાથ્ય
કૃષ્ણાર્પણ કરી મુંકીયો વૈતાલેં વીપ્ર જ હાથ ૫૬૬
આસીસ દીધી અતી ઘણી વેદ-મંત્રે તે ઠાંમ
'સાખ્ય સાહાસ્ત્ર નેં ચંદ્ર-રવી નવેં ખંડ-માં નાંમ' ૫૬૭
વચન કહેં વૈતાલ-નેં 'વચન એક થીર થાપ્ય
જિમ આપ્યું એ વીપ્ર-નેં વચન એમ મુઝ આપ્ય ૫૬૮
અમ્યો અવનિપત્ય અધિપતી ઉઢું તો-પેં હાથ
કોલ આપેં પરિયા-તણો તો બોલું તુઝ સંઘાથ' ૫૬૯
વૈતાલ કહેં 'વેચાંણુ હું તંન મંન ધંન દેહ પ્રાણ
મંગણ-પેં માગો મહીપતિ એહ હસારથ હાંણ' ૫૭૦
પરઠયો કોલ પરીયા-તણો નીરમલ મંન-થી નેહ
'ગરથ એહ-થી ચોગણો લજ્યા મુંકી લેહ' ૫૭૧
બાંધી લીધો બોલ-થી ના કહીનેં કીહાં જાય
તે વેલાંઇ ચો-ગણો રીઝી દીધો રાય ૫૭૨
હસ્તી ઘોડા નેં પાંમરી મોતી પટોલી મોહોર
ભાટ કર્યો ભુપત્ય-સમો લક્ષ્મી લીલા લહેંર ૫૭૩

કલીયુગ એ છે કારિમો  સાહાસ્ર પુરે છે સાખ્ય
આપે જે અંતર-થકી  લાભ ઘણેરો લાખ ૫૭૪
સોમચંદ-સાહા સેઠ-ને  ત્રીહો ગણો આપ્યો વ્રત
'સાબાસ રે તું સાહપત્ય  રાખ્યું માહરું વૃત ૫૭૫
સાબાસ એ વેતાલ-ને  કર્યું ઘણેરું કાંમ
પાંણી રાખ્યું માહરું  નરપત્ય કહેતાં નાંમ' ૫૭૬
કથા કેહેવાસ્યે કલી-યુગે  સભા મલસ્યે જન કોડ
કેટલા મોહ મચકોડસ્યે  કેટલા દેસ્યે ખોડ ૫૭૭
દાંમ તેણે દીઠો નથી  રાય દીઠો છે રાંક
કરમ માઠે જે અવતર્યા  તેહ તણો સ્યો વાંક ૫૭૮
સાંચ્યે લક્ષમી રહે નહી  આપે તોહે હાંણ
કનક કરણ દેતો સવા  કેઈ ભરી'તી ખાંણ ૫૭૯
સુંખ કહેસ્યે એ સમઝીયા  કિરીપી કહેસ્યે કુડ
દાતા-પુરુષ જે પુન્યવંત  તેહ-ને મન નહી મૌઢ ૫૮૦

કરી હાર્ય હસ્તી-તણી  પાખરીયા તોખાર
ભર્યા ખજ્યાંના ગાડિઈં  અલખત અપરંપાર ૫૮૧
પંડિત વોલ્યાવ્યો પુર-વીપે  ભ્રમ-દશાયે ભાટ
સીમાડા-સુધી સહુ  વીક્રમ વોલાવા વાટ ૫૮૨
એહવા જે ગીરુઆ હસ્યે  નહી પુન્યવંત જો પાક
જુધિષ્ટિર-ની જોડ-માં  શાસ્ત્ર લખાણા શાક ૫૮૩

વીપ્ર ગયો ચંદનાવતી  પરઠી પોઢી પેર
એક હાથી એક ઘોડલો  લાંહાંણાં ઘેરે ઘેર ૫૮૪
એક પટોલી પાંમરી  હેમ લક્ષ હજાર
તે નાત્ય નંદુયાણા-તણી  અલખત અપરંપાર ૫૮૫

પોતેં માહાલક્ષ્મી પરવરી નંદુયાણા-ની નાત્ય
જલ મુંક્યું જાચ્યા-તણું ભ્રમ ભલેરી ભાત્ય ૫૮૬
વણજ માંડ્યા તે વીપરે ભાલેં નહી તે ભીખ
લક્ષ્મી-લહેંર ખુટેં નહી સોભા રુડી સીખ ૫૮૭
કન્યા પરણાવી કોડ-થી વાધ્યો તેહ-નો વંશ
લક્ષ્મીં કન્યા કલ્યાંણ વર આજ-સુધી છેં અંશ ૫૮૮

વૈતાલ આવ્યો તે વાસ-માં તે વેલાંઇ જાંણ્યું તાત
મોતી-ની થાલી ભરી મલવા આવી , માત ૫૮૯
તે આપી અલખત તાત-નેં હય ગય મોતી માંન
જગન કર્યાં તેણેં જુગત્ય-સ્યું દેવ-રૂપ-નેં દાંન ૫૯૦
સદાવૃત સહુ સાચવ્યાં પુન્ય પ્રીત્ય-ની પરવ
ખરચ્યો બહુ ધન વાવર્યો ધરમ-મારગ-થી દ્રવ્ય ૫૯૧
રાજા કહેં સહુ ભાટ-નેં વાંણી-માંહેં વરત્ય
વૈતાલ વાધ્યો વીશ્વ-માં પાંણિ રાખ્યું પત્ય ૫૯૨
વરસ થોડેં વાસેં રહ્યો કહ્યું તાત-નેં કાંમ
'દાંમ ધાંમ ધન તાહરાં માહરેં તો જપવા રાંમ' ૫૯૩
પીતા કહેં 'પરણાવીઇં તો પોચેં મન-નાં કોડ'
વૈંતાલ વાસ વસેં નહી જુગત કહી કર જોડ ૫૯૪
'વહ્યો હવેં મુઝ વાયદો ઇહાં ઘડી નહી એક
તપ કારણ વન સંચરું' વીનય કરી વીવેક' ૫૯૫
લાખીણિ પૂજા લહી ડેહરુ પોતેં દીધ
ઝલમલાનંદ સીવ-સાનિધેં પૂજા કોટિક કીધ ૫૯૬
વીસ પોહોર ઇમ વહી ગયા લખ્યધા મલીયા લોક
પ્રીતેં પ્રસાદ ઉઘાડિયો સમીયો સહુ-નો શોક ૫૯૭
વૈતાલ નહી તે વાસ-માં સહુ જંન આવ્યા સંગ
દીઠું બીજું તે દેહરેં પંચ-સૂત્ર શિવલીંગ ૫૯૮

અચિરત પાંમ્યા લોક સહુ ગુંણુ વાધ્યો બહુ ગાંમ
વૈતાલેશ્વર લિંગ-નું પરઠ્યુ નીરમલ નાંમ ૫૯૯
પ્રીત્યેં સહુ પૂજા કરે કબુલ કનોજે દેશ
સરગ વૈતાલ સાધરિયો વપુઇં જોવન-વેશ ૬૦૦

લખ્યાં પુરાંણ તે પંડિતેં જે બેંઠા વીક્રમ-પાસ
તેહ કહ્યું શ્રી-ભોજ-ને પુતલીઇં પરકાસ ૬૦૧
દાતા દિલ એહવું કરે માહા મનોહર મંન
પુછી પોતાના પ્રાંણ-નેં રાય બેંસો આસંન ૬૦૨
પાઠ કહે એ પુતલી સુંણ્ય ભોજ નૃપ વાંણુ
કાલીદાસ-માથેં કર્યાં પ્રાક્રમ કથા-પુરાંણુ ૬૦૩
દુસમન તો ગંજે નહી નહી પીડા દેં રોગ
ધર્મ સખાઇયો જેહને તે પાંમે અષ્ટ ભોગ ૬૦૪
સહુથી મોટો ધર્મ છેં કરો વીચ્યારિ આપ
વીક્રમે જશ દીકવીજેં કર્યો તે પુણ્ય-તણો પ્રતાપ ૬૦૫
ધર્મ-થકી લક્ષ્મી મલે ધર્મ-થકી વશ લોક
જેહ-નેં પુન્ય મન-માં વસ્યું એકેં દિન નહી શોક ૬૦૬

એહવાં પ્રાક્રમ જે કરે તે બેંસેં આસન
કહિ કથા જે પુતલી સુંણીઇં ભોજ-રાજન ૬૦૭
એહ કહીને પુતલી સભારંજક ગઈ આકાશ
એ વીસમી કથા પુરણ થઇ કહે કવી શામલદાસ ૬૦૮
એ સભારંજક પુતલી કહી કથા સુવીલાશ (°શાલ)
હવેં કપુરગૌરા બોલસ્યેં આગલ વાત રસાલ ૬૦૯

*

# પાંનની વારતા

## કવિ શામળભટ કૃત સિંહાસનબત્રીશીની ૨૧ મી વાર્તા

### (કહેનાર પૂતળી કપૂરગૌરા)

પ્રથમ સીવ-સુત પરણમું    ગુંણપત્ય ગુંણ-નિધી નાંમ
હુંદાલો દુખ-ભંજણો    કરેં મન-વંછીત કાંમ ૧
સિધ-દાયક સુભ સારદા    હંસવાહની માત
વીણા-પુસ્તક-ધારણી    વાંણી વેદ વિખ્યાત ૨
કૃષ્ણ કૃપાલ કરુણાનિધી    નંદ-નંદ નર-નાથ
ગિર-ધર મણિ-ધર ચક્ર-ધર    મોરલી-ધર હિત હાથ ૩
આદિ સગત તું અંબીકા    પાવાધડ પરચંડ
સનખલપુરી સાચી સદા    નિરમલ શ્રી નવ ખંડ ૪
બટુક ભૈરવ બલ-વીર તું    શીવ ગુણ સંત સરુપ
અજિત કહાવેં એકલો    બ્રંમ ન જાંણેં ભુપ ૫
ગુરુ ઇષ્ટ ગુરુ દેવતા    જુગ જોગણિ કોડિ
કવિ-જન સહુ કરુણા કરો    કરગરી કહું કર જોડિ ૬
વાંણી રુડી વર્ણવું    વારુ વિક્રમ-ચરિત્ર
શ્રોતા વિગતેં સાંભલો    પુરણ મંન પવિત્ર ૭

ધરણી માલવ ધાર સુભ    રુડું ભોજ-નું રાજ
દિલ સાચેં દાતા ઘણો    પ્રીતેં કરેં પર-કાજ ૮
પુન્ય રુડેં પ્રતાપ-થી    સારું સિહાસંન
ભાવેં જડિયું ભોજ-નેં    મહિમા પુરો મંન ૯
આણ્યું આપ સભા-વિષેં    હિયડા-સાથેં હેત
પ્રેમલ-પુષ્પ-પુજા કરી    સુભ અક્ષત-સમેત ૧૦
ભોજેં ભોજન ભાવ-સ્યું    જુગતેં કીધો જંગ
નરપતિ મેલ્યા નવ ખંડ-ના    રુડો રાખ્યો રંગ ૧૧

શુભ મુહુરત શુભ લગ્ન ઘડી　　શુભ વેલા શુભ દીસ
પ્રમાંણ કરું પુરુ પંડીતે　　સહજ ચઢાવ્યું સીસ　૧૨
ધન ભાગ્ય ધન એ ઘડી　　ધન વેલા ધન આજ
ધન ગુરુ ધન ઇષ્ટ એ　　કરૂ બેસવા કાજ　૧૩
શુભ આગ્ના તે સર્વ-ની　　શુભ પ્રદક્ષણા સાત
આસન-આગલ ઉભો રહ્યો　　હેતેં જોડી હાથ　૧૪
પગ દક્ષણ જવ પરઠવેં　　જાચિક જય જય કહેં
કપુરગૌરાઇ કહ્યું :　　'હાં હાં વેગલો રહેં　૧૫

ચોપઈ

કપુરગૌરા છેં નીજ નાંમ　　કરવા આવી તાહરું કાંમ
કોડિ વાર કહું સ્યું કથી　　તું આસન-નેં ઉલખતો નથી　૧૬
કરી ગયો કોયક કીરતાર　　ઇંદ્રાસન-થી શુભ કેત સાર
પરતાપ પરમેશ્વરનેં ઘણેં　　આપ્યું હાથ તે ઇંદ્ર-જ-તણેં　૧૭
તેહ-નેં વંશ પ્રગટ્યો એક રાય　　મોટો વિક્રમસેન મહિમાય
પ્રતાપ પ્રથવી-માં પરચંડ　　જિત્યો છત્ર પોઢા પંચ ડંડ　૧૮
પર-કાજેં તે તો દેં પ્રાંણ　　સાહસીક નર ચતુર-સુજાંણ
લાગ્યો ઇંદ્ર અધીપત્ય-નેં તાપ　　રખેં ઇંદ્રાસંન લે એ આપ　૧૯
'આસન મોકલ્યું પોતા-તણું　　સ્વર્ગ-ભોગ-થી સુખ છેં ઘણું
કોટી-લક્ષધા કાંમ જ કર્યાં　　દુખ-દાવાનલ સંકટ હર્યાં　૨૦
રાંમ-રાજ્ય-થી રુડું હોય　　પરજા દુખ ન પાંમેં કોય
તેહવા થાયો તો પાય જ ધરો　　નહિતર એહ-ની પુજા કરો'　૨૧
આપ સાંભલી વાંણી કર્ણ　　તતક્ષણ પાછો લીધો ચર્ણ
'પવિત્ર પુતલી લાગું પાય　　મહિપત્ય-નો વાંચો મહિમાય　૨૨
એણેં કેહેંવાં પ્રાકમ કર્યાં　　સંકટ-દુખ પર-નાં કિમ હર્યાં
પ્રણાંમ કરું કર જોડી તુ-નેં　　તે સંક્ષેપે સંભલાવો મું-નેં"　૨૩
કપુરગૌરા કહેં છેં વાંણિઃ　　સાંભલ રાજા ભોજ સુજાંણ
ધીર વીર છેં વિક્રમ રાય　　તેહ-નો હું કહું મહિમાય　૨૪

## દુહા

માલવ-મુખ્ય ઉજેણિ-માં ક્ષીપ્રા-ત્રટ હેઠાંણ
ભુપતિ રાજ્ય કરેં ભલો વિક્રમસેન સુજાંણ ૨૫
સિવ માહાકાલેશ્વર તિહાં સાચી સક્ત હરસીધ્ય
પરમેશ્વર-પ્રતાપ-થી નિપજેં છેં નવનીધ્ય ૨૬
સિધ ચોરાસી તિહાં વસેં ચોસઠ જોગણી તીર
ભુતાવલી ભૈરવ ઘણા બલવંત બાવન વીર ૨૭
મુક્તિ-ક્ષેત્ર મહિમા ઘણો તીરથ ભોમ્ય ધર ધાંમ
કાશી કાંતિ દ્વારિકાં એહ અવંતી નાંમ ૨૮
માહા-મશાંણ છેં ગાંમ્રવું સીધ-વડ રુડો સાખ
વૈતાલ આદેં વ્યંતર ઘણા શીવ-સેન્યા બહુ લાખ ૨૯
અડસઠિ તીરથ તિહાં વસેં દેવસ્થલ દરબાર
પુન્ય વરતે પુર-માં ઘણું ઓછવ અપરંપાર ૩૦
વરણ અઢાર વસેં તિહાં ભારે રુચિ છે બ્રંમ
અગ્ની-હોત્ર નેં આવસત ખરાં પાલેં ખટ કર્મ ૩૧
વિવિધ વર્ણ વસેં સહુ વિવેક ધરમ વિચ્યાર
મરજ્યાદા મુંકેં નહી વારુ કુલ-વેંહેંવાર ૩૨
ભાટ-ચારણ ભુપતિ-જશા ગાઈં ગુંણ ગાથા ગીત
પીગલ-પાઠ પુરાંણ છેં રાજ-સભા-ની રીત ૩૩
જુઠું કો જલપેં નહી ચોરી નહી કેં ચાડિ
રાજી સહુ રહિયત રહેં પાલે પ્રજા-નાં લાડ ૩૪

## ચોપઈ

પ્રથવી-નો પત્ય ભારે ભુપ ધર્મ-ધોરંધર ધર્મ-સ્વરૂપ
બેઠા સભા ભરીનેં તેહ દેવ-રૂપ દેવાંસી દેહ ૩૫
તિહાં એક તંબોલી આવીયો બીડાં છાબ ભરી લાવીયો
મેહેલ્યો કાથો ચુંનો કરી કેસર કૃષ્ણાગર ભારેં ભરી ૩૬

લવંગ એલચી બહેંક બરાસ    વિવધ-માંહિં મુંકયો મુખવાસ
બીડાં લીધાં રાયેં હાથ-માં    વેંચી આપ્યાં સહુ સાથ-માં ૩૭
પંડિત જોસી નેં પરધાંન    આપ્યાં પાંન દેઈનેં માંન
વેંચી છાબ જે ભરી વસેક    રહ્યૂં હાથ-માં બીડું એક ૩૮
પોતેં મુખ મુકેં જેટલેં    ગેંબી સબ્દ ઉઠયો તેટલેં
'માં માં મુખ-થી ના રે નાયો    રખે રાય એ બીડું ખાયો' ૩૯
સહુ સાંભલતેં વાંણી ભણી    અચિરજ પાંમ્યો ઉજેણી-ધણી
'કહો રે ભાઈ બોલ્યું તે સુણું    એહવું વચન તે કોણે ભણ્યું' ૪૦
કોય ન બોલ્યું રાજા-સાથ    બીડાં ગ્રહી રહ્યા સહુ હાથ
પુછી પંડિત લીધો પાર    નવિ સુઝેં કોહ-નેં એહ વીચ્યાર ૪૧
વલી બીડું ખાઇ જેટલેં    ગેંબી સબ્દ થયો તેટલેં
કોયક કહેં 'એહ-માં ભરીયું ઝેર    દોષી દુસમન-કેરી પેંર' ૪૨
પુછ્યું પછેં તંબોલી-નેં ત્યાંહિં    ભરી સભા બેંઠી તે-માંહેં
'કિહાં-થી તું બીડાં લાવીયો    કેહ-નો મોકલ્યો ઇહાં આવીયો' ૪૩

વચને કહેં તંબોલી સાર    'ઇહાં-થકી છેં જોજન બાર
માહારી વાડી સફલેં ફલી    ભાર અઢાર રહ્યાં છેં લલી ૪૪
નાગરવેલ-નો ઉગ્યો છોડ    તે જોતાં પોહોચેં મન કોડ
વગર-વાવ્યો ઉગ્યો છેં તેહ    વણ-પાંણી વણ-વરસ્યેં મેહ ૪૫
ઉજ્વલ પાંન તે-નેં લાગીયાં    માહારાં તો દલીદ્ર ભાગીયાં
પ્રથમ-નાં વેડી આણ્યાં આજ    લાવ્યો ભેટ મહિપત્ય માહારાજ ૪૬
પ્રથમ જઈ રાજા-ને દેયું    સહેજ-માં લાંહાંણુ લાખીણો લેયું
નથી જાંણતો અમૃત કેં ઝેર    નથી કોય-સ્યું માહારેં વેંર ૪૭
એ તો સાચું બોલ્યા અમ્યો    કુલ ખુઝેં તે કરજ્યો તમ્યો
ન્યાય-વચન તે તમ-નેં કહ્યૂં    તેહ-નો મર્મ અમ્યો નવિ લહું ૪૮
જો ગમેં તો ભક્ષજ કરો    નંહી તો પાછી છાબ જ ભરો
દોસ ન દેસ્યો માહારેં સીસ    રખે કરો રાજાજી રીસ' ૪૯

માંહોમાંહે સામું જોય  મુખ બીડાં નવિ ઘાલે કોય
સમશ્યા-માં વાતો કરે  'ચાવે પાંન તે નીશ્ચેં મરે' ૫૦
બીડાં પાછાં નાખ્યાં ફરી  પાછી છાબ હતી તિમ ભરી
આપ્યાં હાથ તંબોલી-તણે  લાવ્યો તો જે કષ્ટે ઘણે ૫૧
વલ્યો પાછો મુંકી નિશ્વાસ  'અરે દૈવ ન પોહોતી આસ'
કરમાચું સ્યું દિઠું મુખ  તંબોલી-નેં લાગ્યું દુખ ૫૨
નીશ્વાશ થઈ વલ્યો જેટલે  પાછો રાયે તેડ્યો તેટલે
'કાં રે ભાઈ દુખ પાંમ્યો તું  સત્ય વાત પુછું છું હું' ૫૩
તવ બોલ્યો તંબોલી વાંણિ  'જો ગમે તો લેજ્યો પ્રાંણ
અમારો જીવન પાર જ ગયો  નિરાસ તમ મલ્યેં-થી થયો ૫૪
ખરી વાત તમ-સ્યું બોલેસ  ધરમ-તણી ધારણ તોલેસ
ઉગ્યો. વાડી-માંહે છોડ  મેં જાંણ્યું જે પોહાતાં કોડ ૫૫
જાંણ્યું જે ભેટ રાજા-નેં કરું  પછે વેચી ભંડારે ભરું
કબુલ કરે રાજા-ની દેહ  અમુલક કરીને વેચું એહ ૫૬
તે તો ન સર્યો એકે અર્થ  ન આવ્યો હાથ માંહારા-માં ગર્થ
નંઘાં બીડાં માહરાં અહીં  હવે બીજો કો ખાસે નહીં ૫૭
અકજ થયું એ માહરું વંન  તે-માટે ઝુરું છું મંન
સીદ હું સભા-વિષે આવીયો  ઇહાં બીડાં સાં-નેં લાવીયો ૫૮
માહારાં છોકરાં મરસ્યે ભુખ  તેહ-નું મુઝ-નેં અધિકું દુખ
પ્રથમ બીડાં લાવ્યો આપ  તે તો માહારાં પૂરણ પાપ ૫૯
મોહોટા જાંણી કીધો સંજોગ્ય  માહારા કર્મ-તણા તે ભોગ
હવે કરું હું સી પેંર  સ્યું લેઇ જાયુ માહરે ઘેંર' ૬૦

દુહા

વિક્રમ-રાઇ છાબ-થી  પ્રીતે લીધાં પાંન
આસન બેંસાર્યો તેહ-નેં  દેઇનેં આઝાં માંન ૬૧
'લાવ્ય ભાઇ હું ભક્ષ કરું  જો પોહોચે તુઝ આશ
વિષ કે અમૃત જે હસ્યે  માહારે એ મુખવાસ' ૬૨

તંબોલી કહે 'રાય સુંણ ન મલે એ તો મેલ
કદાચિ દુખ પાંમો તમ્યો તો કાહાઢે માહારું તેલ' ૬૩
રાજા કહે 'રીસું નહી દયા કરું તુઝ દેહ
સાક્ષાતકાર એ ઝેંર છે, પણ માહારે અમૃત એહ' ૬૪

## ચોપઈ

'રખે સરમ-થી સુરા થાયો' બીજી કહે 'રખે એ ખાયો'
કોહો-નું વાર્યું તે નવિ કર્યું બીડું મહીપતિં મુખ-માં ધર્યું ૬૫
એક બેં ત્રણ્ય નેં ચ્યાર ભક્ષ કર્યાં બીડાં દસ-બાર
તંબોલી લાવ્યો જેટલાં ચાવ્યાં પાંન બીડાં તેટલાં ૬૬
કંચન સરખી કાયા થઈ દેવ-સરિખો તે સોભેં સહી
અખંડ રંગ રહ્યો તિહાં સુખ વ્યાપેં નહી દેહ-માંહિ દુખ ૬૭
સવા ગજ-ના થયા સિર કેસ જોવનવંત થયો તે વેસ
સુર્ય-કાંતિ-સ્યું વાધ્યું રુપ નીરખી હરખ્યો ભારે ભુપ ૬૮
ત્રીલોક-મોહન રુપ જ થયું અગ્નાંન લેસ-માત્ર નવિ રહ્યૂં
થયો આપ દેવતાઈ અંસ જુઈ સભા સહું માનવ-વંશ ૬૯

## દુહા

સભા સહુ જોઈ રહી 'જોજ્યો કીધું કાંમ
અમૃત બીડાં આરોગીઆં લીધું ઝેંર-નું નાંમ ૭૦
આગલ-થી આપ્યાં હાથ-માં તે પછે પાછાં લીધ
જોજ્યો કાંમ એ સત્ય-નું એહ અઘટતું કીધ ૭૧
સહુએ મલીનેં સત્ય કરું વાત નાય-ની નેટ
સર્વ-થી વાહાલું જાંણજ્યો પ્રીત્યેં પોતા-નું પેટ' ૭૨
એમ હાંસી કરેં સહું 'રુડું કર્યું' એ રાય
હેતેં આપ્યાં હાથ-માં તે પાછાં કિમ લેવાય' ૭૩
સરખા સહુ હેતેં હસેં તાલી દેઈ તે ઠાંમ
'આજ-સુધી તો જાંણતા જે છો પર-દુખ-ભંજન નાંમ ૭૪

વેહેરો વંચ્યો હતો નહી નહોતું સવારથ-સુખ
આજ અચિરજ એ થયો દિલ-માં પાંમ્યા દુખ ૭૫
દ્રઢ વિશ્વાસ જ એ થયો જે પેટ જ વાહાલું હોય
પુત્ર મીત્ર અવકાં સહુ પણ ઉદર-સમું નહી કોય' ૭૬
હસારત ચાલી હેત-ની પણ ગુંણિ-જન-નેં મન ગાલ
મહિપતિં મન વિચારિયું 'એ જુઠુ સીર આલ' ૭૭

ચોપઇ

સભા-મધ્ય સહુ હાંસી કરેં મહીપતિ પોતેં મન-માં ધરે
'નાંખી દીધાં બીડાં તમ્યો તે તો ભક્ષ કર્યાં છેં અમ્યો ૭૮
કદાચિત એહ-માં હોત ઝેંર તો સી થાત અમારી પેંર
વલી મગાવું બીડાં આજ કરું આપ સહુ-નું કાજ' ૭૯
તંબોલી મોકલીયો તિહાં નાગરવેલ-નું વન છેં જિહાં
'એહ વેલ્ય-નાં બીડાં લાવ્ય સીઘ્ર સભા-માં વેગેં આવ્ય ૮૦
આ વેલાં આ આસન છાંડ' ઘઢીયા-જોજન આપી સાંઢ
વોલાવ્યો દેઈ સનમાંન 'હવડાં લાવસ્યેં બીડાં પાંન ૮૧
પસાયે તું તંબોલી કરું સહુ-નાં મુખ તંબોલેં ભરુ"
પ્રીતેં એ પ્રતીગ્ના કરી સાંભલેં સહુ સભા ભાવેં ભરી ૮૨
ઉઠી સભા કરીં એ વાત પ્રીતેં-સ્યું તો થયો પ્રભાત
સભા સાંમંત આવ્યા સહુ બુધ-સાગર બલવંતા બહુ ૮૩
'જેહ-નું હસ્યેં જોરાવર ભાગ્ય તે બીડાં પાંમેં આ જાગ્ય'
એહવી વાત કરેં જેટલેં સાંઢચ, પાછી આવી તેટલેં ૮૪
રાજાઇં દીધાં બહુ માંન 'લાવ્ય ભાઈ જે બીડાં પાંન'
વીર કહેં 'મુઝ-નેં છેં વાહાલ સરપાવ સુભ આપું સુખપાલ' ૮૫

દુહા

કહેં તંબોલી 'રાય સુંણ હું ગયો'તો વાડી-માંહિં
તે વેલો સુકી ગયો કાષ્ટ-વત દીઠો ત્યાંહ ૮૬

ખરાં પાંન ખરી પડ્યાં મુક્યો છેં તે છોડ
વેલો વીંટાઈ રહ્યો કર્મ ન ચોહોતા કોડ ૮૭
કોટી ઉપાય કર્યાં અમ્યો પણ એક ન આવ્યું હાથ'
'કોલ વચન તે કિમ પલેં' બોલ્યો સભા-નેં સાથ ૮૮
સામંત સહુ-કો બોલીયા 'અમ્યો નિરખ્યું ભારે ભુપ
પાંન ખાંધાં અમ્યો પ્રીત-સ્યું જો રુડું વાલ્યું તુમ રુપ ૮૯
તીરથ-રુપી રાય તું કરસ્યું નિત દરસંન
તુઝ રુપ દિઠેં-થકી વિકસેં અમારું મન ૯૦
સુરજ દીઠેં જલ-થકી ફુલેં કમલ રીધ્ય રંગ
ત્યમ રાજા તુમ દીઠડેં અધિકું ફુલેં અંગ ૯૧
સભા-વિષેં અમ્યે આવીઇં દ્યો છો જિહારેં માંન
મુખ સોભેં છેં. અમ-તણું જિમ ચાવ્યાં હોઇં પાંન ૯૨
વીપ્ર સોભેં' વિદ્યા-વડેં કરસણ સોભેં ખેત્ર
તુમ હેતેં અમ્યો સોભીઇં નિરખો છો જવ નેત્ર ૯૩
દિવસ સોભેં છેં દિનકરેં ચંદ્ર સોભેં રાત્ય
તુમ કીપા-થી સોભીઇ પુછો છો જવ વાત ૯૪
મંદિર-સોભા દીપકેં ધરમેં સોભેં દેહ
રામ-કીપા-થી રીઝીઇં ન્યાહાલી જોતેં નેહ ૯૫
નિવાંણ સોભેં જિમ નીર-થી દેવસ્થલ-માં દેવ
તુમ દયા-થી દીસીઇં સાંમંત રુડી સેવ ૯૬
રીધ રાવલેં છેં, ઘણી પાલો છો નિત લાડ
ઉછેરનાર છો અધિપતિ તો પાંન-તણો સ્યો પાડ ૯૭
બાંહેં વલગ્યા બોલીયેં મોહેં ચઢાવ્યા માંન
રામ-દુહાઇ રાજી સહુ પ્રીતેં ખાધાં પાંન ૯૮
તે વાતેં સ્યો ઉરતો તું કરુણા કીરતાર
પાંચેં પખ્ય પીતા તમ્યો અંન-તણા દાતાર' ૯૯

## ચોપઇ

વિક્રમ કહેં 'સાંભલ રે વીર    જાઇ નાંમ માહારા-નું નીર
શીવ-નેં ગમસ્યેં તેહવું થસ્યેં    વચન-સાથેં તો જીવ જ જસ્યેં ૧૦૦
બાલ્ય વચન જે જન-નું ગયું    બલતું તેજ તેહ-માં સ્યું રહ્યું
હાડ-ચાંમડ કે લોહી-માસ    દુરગંધ ગંધ ન રહેં કો પાસ ૧૦૧
પંચ માહાભુત-તણું તે તંન    તેહ-માં અમૃત એક વચંન
તેહ પલેં તો સર્વે પલ્યું    બાકી સર્વે જીવત બલ્યું' ૧૦૨
ગયો મોહોલ-માં મહિપતિ ઘેંર    પોતેં મન વિચ્યારિ પેંર
'ભરી સભા-માંહેં જસ લેઉં    દયા કરી બીડાં એ દેઉં' ૧૦૩
પ્રધાંન-નેં સુપ્યું પાટ    અરધ રાત્યેં ચાલ્યો એ વાટ
વેષ પાલટયો રંજિત રુપ    ઉલખેં નહી જે એ છેં ભુપ ૧૦૪
જુઇ દ્રષ્ટ આપેં આડીઇં    જોવા મંન વેલો વાડિઇં
ઉષ્ણ કાલ અગ્ની-ની ઝાલ    વાટેં આવ્યું વન વિકરાલ ૧૦૫
તે દેખીનેં ધ્રુજે હાડ    પશુ પંખી નહી તરુવર ઝાડ
મારગ આપ જાઇ જેટલેં    પંથી એક મલ્યો તેટલેં ૧૦૬
ધ્રુજેં થરથર તેહ-ની દેહ    ઘણીક અંગ ભરાંણી ખેહ
મુખ-માંહેં નથી માતો સાસ    આવ્યો ધ્રુજતો મહીપતિ-પાસ ૧૦૭
હેંતેં ઝાલ્યો તેહ-નો હાથ    વાત કરવા લાગ્યો તે-સાથ
'ભલા માણસ દીસો તમ્યો    તે-માટેં વારું છું અમ્યો ૧૦૮
દીસો છો તમો બાલે વેસ    રખે જાયો આ ગમેં દેશ
જો ગયા-નું મનડું થાય    તો તમ-નેં કોપ્યો વૈકુંઠ-રાય ૧૦૯
એ વાટે જાવા મનડું થયું    તો આયુસ તમારુ આવી રહ્યું
જેહ-નેં દૈવ ઉફરાઠો હસ્યેં    તે નર એણેં મારગ જસ્યેં' ૧૧૦
તાહરેં બોલ્યો વિક્રમ વીર    'રહો ઉભા રાખીનેં ધીર
વાઘ સીંઘ કે સર્પ જ ઘોર    કેં વાટેં મલેં છેં ચોર ૧૧૧
ગંઠિ-છોડા કેં લંપટ-લંડ    કેં કો રાજા દે છેં દંડ
ફાંસી દેઇ કો ગર્થ જ હરેં    વાટેં પીડા તે કોણ જ કરેં' ૧૧૨

તાહરેં બોલ્યો પંથી તાંમ ' આડે પાસેં જોજન એક ગાંમ
ધરમવંત વિક્રમ-ની આંણ સિમાડે એક રાય અજાંણ ૧૧૩
રુપવંત એક રાજા સાર તેહ-નેં ઘેંર કન્યા છેં ચ્યાર
તેહ-ની સોભા અધકી ઘણી જેહવી અપછરા ઇંદ્ર-જ-તણી ૧૧૪
સણગાર સરવ સજેં છેં સોલ મુખ ભર્યાં રહેં છેં તંબોલ
લક્ષણ વીસ નેં તેહ-માં બાર ગુણ નેં રૂપ છેં અપરંપાર ૧૧૫
જાંણેં ચોરાસી આસંન-ભેદ ડાહાપણ-માં ક્ષણું નહી ખેદ
સીંહ-લંકી તે સોભેં સુજાણ અમૃત-સરખી બોલેં વાંણિ ૧૧૬
દીસેં છેં પદમણીથી વડી રત્ન અમુલક જેહવી દીવડી
સોલ કલા શુભ સરખી સખી ગજ-ગાંમની ને ચંદ્ર-જ-મુખી ૧૧૭
આભુષણ ઓપેં છેં અંગ ચંપક-વરણો રુડો રંગ
પ્રેમલ પારિજાતક-થી ઘણો મદ અહંકાર સ્યું કહુ તે-તણો ૧૧૮
વિદ્યા ચાદેં ભાવેં-થી ભણી કલાવંત બોહોતરી-માં ગુણ-ઘણી
નાગ-ફણા અંબોડો સીસ સ્વય હાથેં ઘડી જુગદીસ ૧૧૯
એહવી છેં ચ્યારેં કન્યાય નહિ ભાંમનિ કો ભુતલ-માંહિં
ચોકી બેસેં છેં તેહ-તણી તેહ-નેં તે હુંસ હઇયડા-માં ઘણી ૧૨૦
જે-કો પંથી વાટેં જાય ચોકીવાલા તેહ-નેં સાહિં
આગલ-થી તો દેં છેં માંન હાજર કરેં છેં ફોફલ-પાંન ૧૨૧
"મરદ છો કેં નાંમૃદ તમ્યો આગલ-થી ચેતાવું અમ્યો"
નાંમૃદ કહી જે ઉભો રહેં તેહ-નેં સુખેં જાવા દેં ૧૨૨
જે-કોઈ મન મૃદાં-નો થાય માંનની-નેં મોહોલેં તેડી જાય
તે-આગલ જઈ ઉભો કરેં તન મન ધન જોતાં-માં હરેં ૧૨૩
વલતી પુછેં ચ્યારેં જ વાત તેહ-ની કોય ન જાંણેં ખ્યાત
કોણેં નથી કેંહેંવાતો અર્થ કારાગ્રહેં રાખેં છેં તરત ૧૨૪
એક-નેં એ પ્રતીજ્ઞા દીસ જે વણ-પાંણી મુંડાવેં સીસ
બીજી સ્યાંમ વદન જ કરેં ખર-વાહન કરી ફેરવેં ૧૨૫

ત્રીજી છંદેં નાસીકા જાંણુ    ચોથી વાતેં લેંત પ્રાંણુ
પુછેં તેહ-નો ઉતર કહેં    તેહ-નેં ઘેંર દાસી થઈ રહેં ૧૨૬
ચેતાવેં છેં આડેં આંક    ખરું કહેં તેહ-નો સ્યો વાંક
રખે મારગ એણેં જાયો    વિના-સ્વાર્થ કાં દુખીયા થાયો ૧૨૭
નામૃદ થઈ નાઠો છું હું    રખે મારગ ભાઈ જાતો તું'

રાજા કહેં 'ભલે તેં કહ્યું    લક્ષણ જોતેં લેખેં લહ્યું ૧૨૮
માહરેં પણ તેટલું છેં કાંમ    રહું વાસો જઈ તેણેં ગાંમ
ફોડેં જોયું તે કાંમની    ભારે છેં કેહવી ભાંમની ૧૨૯
તું નાઠો તે તાહરા ભોગ    જોયું જુવતી-કેરો જોગ
માહારી સાથેં પાછા વલો    મન હોઇ તો માંનની-નેં મલો ૧૩૦
મોહોટી હુંસ મન-માં માહરેં    ત્યારેં પાગ્ય લગાડું તાહરેં
તાહરું મર્દ ધરાવું નાંમ    માહરી સાથેં આવો તે ઠાંમ' ૧૩૧

દુહા

વચન સુંણી વલતો વદેં    'વીત્યું છેં મુઝ આપ'
જે જાઈ એ મારગેં    તેહ-નાં પુરણ પાપ ૧૩૨
ગ્રહ વાંકા દીસેં ઘણા    કે કોપ્યા જુગદીસ
જો તું એ મારગ ગયો    તો કાલ ભમેં છેં સીસ ૧૩૩
આંધો ભીંતેં આથડેં    તાહરેં માનેં વાત
સુરખ થાયું બીજી વરાં    તો હું આવું તુંમ-સાથ ૧૩૪
ઇશ્વરેં ઉગારીયો    મુઝ-ને એક જ વાર
બીજી વાર જે પગ ધરે    તેહ-નું નાંમ ગુંમાર ૧૩૫
પાગ્ય લાગું છું તાહરેં    કહું છું વાર દસ-વીસ
માહરું વાર્યું નહી કરો    તો નીશ્ચેં ખોસ્યો સીસ' ૧૩૬

ચોપઇ

વિશ્વપતિ કહેં 'સાંભલ વીર    ધારણ રાખ્ય રુદેં-માં ધીર
આપું વચંન હું તાહરેં હાથ    સુખેં આવ્ય તું માહરેં સાથ ૧૩૭

સાખી સત્ય વચન-ની સાંચ    નાવેં તુઝ-નેં ઉની આંચ
કન્યા સાંભલી કાંનેં તમ્યો    રુડી રીત્ય દેખાડું અમ્યો' ૧૩૮
પંથી કહે 'કહ્યૂં નહી કરું    વણ-મોહોતેં સા-માટેં મરું'
તાહરેં હુંસ હોઇ તો જા    હુંસ્યેં લાડુયો મોહોટો ખા ૧૩૯
તું-નેં હુંસ હઇયડા-માં ઘણી    ખાજ્યો ઘુઘરી મોતી-તણી'
હેતેં ઝાલ્યો તેહ-નો હાથ    સુભ વચન બોલ્યો તે-સાથ ૧૪૦
પ્રતિગ્ના કીધી છેં ઘણી    નીસ્યાં કરેં તે પંથી-તણી
સમ સગરાં-નેં દીધો કોલ    બાપ-નો અમૃત વચને બોલ ૧૪૧
તેહ-નેં પણ સાથેં તેડીયો    ખરેં દિલેં મારગ ખેડીયો
પેલે જે કહ્યૂં હતું નાંમ    જઈ પોહોતા બેં તેણેં ઠાંમ ૧૪૨

બીજા-ના તો ધ્રજેં ચરણ    જાંણેં માંથેં આવ્યું મરણ
ગલેંલી બેંઠો વાટ-માં    'ઇહાં-થી નહી આવું ઘાટ-માં ૧૪૩
તું તો જા ભાઇ એણેં ગાંમ    હું બેંસી રહું આણેં ઠાંમ
તેહ-ની વાત-થી સહુ હારસ્યેં    તે નિશ્ચેં તુઝ-નેં મારસ્યેં ૧૪૪
તુઝ-નેં માર્યો અમે જાણસ્યું    આસ્યા મેહલીનેં મંદિર જસ્યું'
ચરણ ન ચાલ્યા પંથી-તણા    દીધા સંમ રાજાઇં ઘણા ૧૪૫
'ઈહાં-થી તું જો જાઇં આપ    તો તુઝ-ને મુઝ માર્યા-નું પાપ'
સમ દેઇ રાખ્યો ઠાંમ-માં    ગયો રાય આપેં ગાંમ-માં ૧૪૬
દુર-થકી દ્રષ્ટેં ઘાલીયો    આવીનેં બાંહેં ઝાલીયો
'દીસો છો કો મોહોટા ભૂપ    રાજ-તેજ રઢીયાલે રુપ ૧૪૭
માટેં અમ્યો પાગે લાગીઇં    માંન દેઈ મેંહનત માગીઈ
ગાંમ અમારેં છેં નરેસ    ચ્યાર પુત્રી છેં જોબન-વેશ ૧૪૮
રાજપુત્રી રુપેં છેં ઘણી    સહિયરો ત્રણ બીજી તે-તણી
બીજી પ્રધાન-તણી દીકરી    છેં કુંઆરી નથી તે વરી ૧૪૯
ત્રીજી રાય-સાલક-ની બાલ    ચોથી સેઠ-તણી રુપાલ
નિત્યેં એકઠાં ચારેં રમે    ભોજન માંહેં બેસીનેં જમે ૧૫૦

તેમણે એક કરું છે વ્રત    મોહો-નું બોલ્યું પાલે વ્રત
મરદ નાંમ ધરેં જેહ-નેં    ત્યારેં વાત પુછેં તેહ-ને ૧૫૧
કરી અર્થ નેં આપેં જે પાર    તેહ-નેં વરેં કરે ભરતાર
અર્થ ન કહે નેં થાઇ અજાંણ    નિશ્ચેં ખુયેં પોતા-ના પ્રાંણ ૧૫૨
નામૃદ થાયો તો નાસી જાયો    છત્ય હોઇ તો છતા તિહાં થાયો
કૌતિક કાંઇક જુદું કાઢશેં    જિમ-તમ તમન્નેં જુઠા પાડશેં ૧૫૩
જીવવું ચાહો તો પાછા વલો    મોહોત માગો તો તેહ-નેં મલો'
એહવું કહીનેં સેવક રહ્યા    રાઇ તે-પ્રતેં બોલ જ કહ્યાં ૧૫૪

દુહા

પંથી કહે 'આવ્યો ઇહાં    તેહ-નેં જોવા-કાજ્ય
ફંદ રચી બેઠી ઘણા    તેહ કરાવું તાજ્ય ૧૫૫
તેહ-સમીપેં સીઘ્ર જાયો    ભાગો મન-ની ભ્રાંત
એક વચન કહાવું અસ્યો    તે કહોનેં એકાંત ૧૫૬
ત્યારે સહીરો આવજ્યો    કર ઝાલી વરમાલ
લખ્ય-ગણો તુંમ-થી મલ્યો    ઉતારેં એ આલ' ૧૫૭
એહવુ કહાવ્યુ રાયજી    મન આંણીનેં પ્રીત
સેવકેં પરદે જઈ કહ્યું    નારીનેં એ રીત્ય ૧૫૮

ચોપઇ

'સાંભલ રે રાંણી તું માત    કે'હે'વાને આવ્યો છું વાત
પંથી ભુલો આવ્યો એક    ગુંણ લક્ષણ નેં રુપ વિવેક ૧૫૯
દ્રઢ ધીરજ્ય તેહ-નો પ્રાંણિયો    અહંકાર અધિક તેણેં આંણિયો
કહ્યું "પૂછવા વહેંલી આવ્ય    નૌતમ વાત ગમે તે લાવ્ય ૧૬૦
સોયે વસા સંદેહ ભાજસ્યું    ગાજા સારુ ઘણું ગાજસ્યું"
માટેં જે જાંણો તે કરો    ઇહાં તેડો કે તિહાં પરવરો' ૧૬૧
સેવક-વચન જીહારેં સાંભલ્યું    ત્યારેં નારિ-નું મનડું ચલું
થઈ એકઠી આપેં ચ્યાર    એકાંત્ય બેંસી કર્યો વિચ્યાર ૧૬૨

સાંહાંમાં મોકલ્યાં ફોફલ-પાંન તેડ્યો મોહોલેં દેઇનેં માંન
હેત પ્રીત નેં હુંસ જ ઘણેં ગયો મોહોલ તે રાંણી-તણેં ૧૬૩
મોહોલ એકડંડો આકાસ સોભા ઇંદ્ર-પુરી તે વાસ
ચ્યાર સખી આસન-પર ઠરેં ઉપર દાસી ચંમર જ કરેં ૧૬૪
એક દાસી તલાસેં પાય બીજી વનીતા ઢોલેં વાય
બેંઠી સુભ રુપેં તે સખી તેહ-માં રાજપુત્રી તે મુખી ૧૬૫
કરેં એકઠાં આપ કલોલ મુખ ચાવેં બેઠાં તંબોલ
વાજાં છત્રીસ વાજેં ઘણાં કરાવેં નૃત્ય નારિયો-તણાં ૧૬૬
એહવી સોભા દીસેં જિહાં મહિપતિ મોહોલેં પધાર્યા તિહાં
જુવતી-સમીપ આવ્યાં જેટલેં નારિ નૃપત દીઠો તેટલેં ૧૬૭
ગલી ગઈ જોતાં-માં નારિ જાંણેં કાંમ-તણો અવતાર
જાંણેં અભીનવો કો ઇંદ્ર જાંણેં તારા-ગ્રહ-માં ચંદ્ર ૧૬૮
જેહવી નારિ સુંદર-રુપ તેહ-થી સહસ-ગુણેરો ભુપ
દિર્ઘ બાહુ-નેં ઉર વીશાલ ભ્રૃગુટી ધનુશ ચક્ષુ અણીયાલ ૧૬૯
ચતુર સોલ કલાઇં સુજાંણ માંનુની-નેં વાગ્યા મોહ-નાં બાંણ
‘અરે અંબીકા માહરી માય અમ-નેં દેજ્યો એ વર-રાય ૧૭૦
એહ-નેં વાત-નું ગ્નાંન જ હજ્યો અમ ચ્યારેં-નો એ વર થજ્યો’
જોતાં આંખ ચ્યારેં-ની ઠરી ચુકયાં જે પ્રતિજ્ઞા કરી ૧૭૧
‘નોહે પંથી કો કારણ રુપ ચક્રવર્ત્તિ કોય ભારે ભુપ’
સોના-નાં આસન સનમાંન મેહલ્યાં મુખ-આગલ તે પાંન ૧૭૨
‘તુમ દિઠેં હરખ્યાં છું ઘણું પવિત્ર કીધું પુર અમ-તણું
દીસંતા છો જાંણેં કો દેવ શુભ પ્રકારે કરિયે સેવ ૧૭૩
રમો જમો નેં પાંન જ ખાયો જે કાંમેં આવ્યા તિહાં જાયો
અમ્યો પ્રતિજ્ઞા મોહોટી કરી ચારેં વાત રુદે-માં ધરી ૧૭૪
તેહ-નો જે કોઇ આપેં પાર ચ્યારે સખી-નો તેહ ભરતાર
વાત-તણો છેહ નવિ લીજીઇં તો ચ્યારેં દંડ જુજુયા દિજીઇં ૧૭૬

આગલ-થી ચેતાવું અમ્યો ડાહ્યા છો વિચ્યારો તમ્યો
વચન ન ચુકું આડેં આંક પછેં ન કાઢસ્યો માહરો વાંક ૧૭૭
દીસો છો કોય દેવ-આકાર દિજેં ડંડ તે નહી વીવહાર
તે-માટેં બુધ વિચ્યારી લહો હા-ના-નો પ્રતિઉતર કહો' ૧૭૮

સિંહાસન બેઠો રાજંન હર્ષ ધરી પોતા-નેં મંન
'પુછો વાત જે મન-માં હોય સંદેહ મન નવિ રાખો કોય ૧૭૯
સંદેહ તુમારા મન-નો ભાગસ્યું પછેં અમ્યો અમારેં મંદિર જસ્યું
કુંણ બોલેં છેં માહરેં સાથ આવો સનમુખ પૂછો વાત' ૧૮૦

દુહા

વેંહવારિયા-ની બેટડી નંદવતી નીજ નાંમ
સનમુખ આવી તે હવેં બોલી તેણેં ઠાંમ ૧૮૧
'પ્રથમ વાત પુછું અમ્યો તેહ-નો પાંમું પાર
વરમાલ આરોપું કંઠ-માં હું ભાંમનિ તું ભરથાર ૧૮૨
આ વેલાં આંણી ઘડી નારી તાહરી થાયું
મુલ-ખરીદી દાસ-જિમ વણ-મૂલેં વેચાયું ૧૮૩
માહરું પુંછ્યું નવિ કહેં(હો) જો તમો આંણેં દીશ
વણ-પાંણી મુંડણ કરું ચુંનો ચોપડુ શીશ' ૧૮૪
રાજા કહેં 'સમઝ્યા અમ્યો પ્રીછ્યા તાહરી પેંર
વિચ્યાર તાહરા મન-તણો તે રહેંસેં તાહરેં ઘેંર ૧૮૫
પુછ્ય જે કાંઈ હોયે પુછવું મન આવેં તે આજ
તું નવરિ તિમ હું નથી માહરેં કોટિધા કાજ ૧૮૬
પુરવેં (?) તેહ-નેં પરણજે જેહ-નેં હોઇ ગરજ
હવડાં પુછો તો કહું અરથ-તણી જે અરજ' ૧૮૭

ચોપઇ

વણીક-પુત્રીઇં વાયક કહ્યૂં તે નરપત્યેં લેખેં લહ્યૂં
'તુમ-આગલિં કહું સ્યું કથી ડાહાપણ મુઝ-માં ઝાઝું નથી ૧૮૮

ભારે વાત તો પુછસ્યેં ત્રણ    હું સંખેપે સંભલાવું કર્ણ
કનક-તણો અંકોટો ઝાલ્ય    કિંમ બેસે છે સ્રી-ને ગાલ્ય ૧૮૯
મુક્તાફલ-તણો જે હાર    તે સ્રી-ને ઉર રહે છે સાર
ચુડો ગજ-દંત-નો જાંણિ    સોભે છે તે સ્રી-ને પાણિ ૧૯૦
નેઉર છે જે ધાતુ-તણાં    તે રહે ચતુરા ને ચરણે ઘણાં
ચાર જાગ્ય જે લજ્જા-તણી    તિહાં કિમ થઈ બેંસે એ ધણી ૧૯૧
મહાસતિ જે સત્ય આચરે    તે પણ એહ-ને અંગે ધરે
લખમી-સીતા-જેહવી નારિ    તેહ પણ વસ્ત ધરે એ ચ્યારિ ૧૯૨
એ ચ્યારે બેંઠાં ચરચા જુઇ    પાંણ ખરું નારી-નું ખુઈ
પોતા-નો જે હોઇ 'ભરથાર    તેહ-ને પણ લાગે એ સાર ૧૯૩
લક્ષવંત સ્રી હોઇં ઘણી    ન ગણે ભ્રાંત એ ચ્યારે-તણી
કો નવિ જોવા પાંમે મુખ    તેહ-ને પણ ચ્યારે-નું સુખ ૧૯૪
સતિ નારિ-નું સત્ય જ રહ્યું    કહો એ ચ્યારે-થી વેહેતું ગયું
એ સાહુકાર કે ચ્યારે ચોર    એહ વાત-નો કહો અંકોર ૧૯૫
પર-નારી-સ્યું ક્રીડા કરે    પુણ્યે કે પાપે અવતરે
કોંણે છોછ એહ-ની નવિ કરી    એ ચ્યારે નવિ મેહલ્યાં પરહરી ૧૯૬
અનમી અહંકારી જે કંથ    તેહ-ને એ ચ્યોરે-સ્યું ચિંત
પુરુષ પડાં કેમ એહ-નાં નાંમ    કિમ ઝાલી બેંઠા એ ઠામ ૧૯૭
સંદેહ માહારા મન-માં ઘણો    ઉતર આપોજી તેહ-તણો
ડાહાઈ વાત જો દિલ-માં ધરું    પ્રીત ધરીને તમ-ને વરું' ૧૯૮

### દુહા

ભુપત્ય કહે 'સુંણિ ભામ્યની    ચતુર વાણિકની તંન
પ્રશ્ન રુડું પુછ્યું તમે    માન્યું માહરું મંન ૧૯૯
મેહેં મન જાણ્યું માહરે    કંહેસ્યો કૌતિક વાત
પ્રેમદા જે પુછ્યું તમે    તે સાંભળે વચન વિખ્યાત' ૨૦૦

નૃપતિ કહે : સુંણિ નારી વાત ખરી આવે તાહરે દિલ ખ્યાત
કોયેક જુગ થયા કેઈ કાલ ચ્યાર પુત્ર રુષી-ના બાલ ૨૦૧
એક જીવ નેં જુજુઈ દેહ પ્રીત ઘણી જિમ દાદુર મેહ
જોગ્ય વસ્તુ જડે તે જમેં વેદ ભણે નેં વન-માં ભમે ૨૦૨
રુડા બ્રાહ્મણ-કેરી રીત્ય પુરણ પરિબ્રંમ-ઉપરિ પ્રીતિ
એક સમે ગંગા-ની તીર નાહાવા ગયા તે નિરમલ નીર ૨૦૩
ચ્યારેં જલ પેંઠા જેટલે કૌતક એક થયું તેટલે
અંતરિક્ષ-થી અજુયાલું થયું વિમાંન હેઠું આવી રહ્યું ૨૦૪
તેહ-માં ઇંદ્ર-તણી અપછરા માંનની મોહ-ભરી મછરા
કંદ્રપ-રુપ જેહવી કાંમ્યની નહી ભુતલ એહવી ભાંમ્યની ૨૦૫
કોટિ જીભાઈં નવિ કહેંવાય વર્ણવ રુપ-તણુ નવિ થાય
શુભ સ્નાંન તે નારે કર્યું ધ્યાંન ધરણીધર-નું ધર્યું ૨૦૬
ચ્યારેં જોઇ રહ્યા તે જાત્ર તે-આગલ બીજી કુંણ માત્ર
ચિત્ર લખ્યા ચ્યારે હોઈ જિમ થંભ થઇ રહ્યા તે તિમ ૨૦૭
મોહ પાંમ્યા મન વીભલ થયા એક દ્રષ્ટે જોઈ નેં રહ્યા
મહુર્ત એક ઈમ કરતાં થયું વિમાંન આપ આકાસે ગયું ૨૦૮
વિદ્યુત ચમકી જાઇં જિમ અદ્રષ્ટ થયું જોતા-માં તિમ
નારી-સ્યું નેહ તે લાગો ઘણો પ્રેમ રહ્યો મન-માંહિ તે-તણો ૨૦૯
'અફલ ગયો આપે અવતાર સુપન-માંહિ નાવિ કો નારિ
ઉગ્ર તપ આપણ કીજીઈં સ્ત્રી-સાથે લાહો લીજીઇં' ૨૧૦

આસન વાલી બેંઠા ત્યાંહ દારુણ તપ માંડયું વન-માંહિ
ધરણીધર-સ્યું રાખી ધીર તજ્યું અંન નીદ્રા નેં નીર ૨૧૧
દુખ વેંઠે આપે નિશાં નેં દીસ ઓંકાર મંત્ર જપે મુખ ઈશ
ઘણા દિવસ તપ કરતાં ગયા દીલ મહાદેવ-નેં આવી દયા ૨૧૨
'માગો માગો હો ચ્યારે મીત્ર બુધ્ય તમારી પરમ પવિત્ર
દુખ વેઠીનેં જે તપ કીધ તેણે મુઝ-નેં વેચાથી લીધ ૨૧૩

ભગતિ તમારી મન-માં વસી　　માગતાં ભ્રાંત ન રાખો કસી'
ડંડવૃત કરી જોડ્યા હાથ　　બોલ્યા રૂષી શ્રી-શીવ-ને સાથે　૨૧૪
એક કહે 'મેં દીઠું સુખ　　તે દેખી હું પાંમ્યો સુખ
તે પાંમવા-ની ઇછા કરું　　તેણે ધ્યાંન તમારું ધરું'　૨૧૫
બીજો કહે 'સરમાયું મહારાજ　　કહેતાં વાત આવે છે લાજ
સ્રી-પયોધર-ઉરવર-તણું　　મોહ-બાણ વાગ્યું છે ઘણું　૨૧૬
તેહ સું-ને માંણ્યા-ની આસ્ય　　ધરું ધ્યાંન તમારે પાસ'
ત્રીજો કહે 'સાચી કહું વાંણ્ય　　સ્રી-ના નીરખ્યા મેં પાંણ્ય　૨૧૭
તે સાહાવા-ની ઇછા થઈ　　એટલે દ્રષ્ટ-આગલ-થી ગઈ
તેહે-ના વેહે-થી પ્રગટ્યો છે તાપ　　આરાધ્યા ઉમયાપત્ય આપ'　૨૧૮
ચોથો કહે મેં નિહાલ્યું અંગ　　રામા નગન-સ્યું લાગો રંગ
નારી-ઉપરિ પ્રગટ્યો નેહ　　નિરખું નીત્ય બેઠો એ દેહ　૨૧૯
આપો તો લાહો લીજીઇ　　નહીતર તો હત્યા દીજીઇ
તું માહારાજ છે મોહોટો નાથ　　બીજા કો-આગલિં ઓડું હાથ　૨૨૦
તુમ-વીના નહી કો દાતાર　　મેંહે જોયો બાધો સંસાર
તે-માટે મોહોટો મહાદેવ　　મન-વાંછિત આપ્યાની ટેવ　૨૨૧
સ્તુતિ કીધી છે સીવ-ની ઘણી　　પ્રસંન થયા ત્રિલોક-નો ધણી　૨૨૨

## દુહા

શિવજી કહે 'સહુ સાંભલો　　વીપ્ર-તણા છો તંન
અખિલ વરદાંન એ આપીઈ　　જેહ-નું તમ-ને મંન　૨૨૩
સંસાર-મધ્ય જે સુંદરી　　રુપ સ્વરુપે નાર
નિરખો તેહ-ને નેહ-સ્યું　　આંણી પ્રીત અપાર　૨૨૪
આદ્ય-થકી અંતે લગી　　સૃષ્ટિ-નું નીરવાંણ
નિરખો નારી તિહાં લગી　　પ્રીત્ય ઘણે પરમાંણ　૨૨૫
પતિવ્રતા ને પદ્મની　　રૂષી-પત્ની ને રંક
ઉરવંસી ને મોહની　　માંણો નીત્ય નીશંક'　૨૨૬

તાહરેં બાલક બોલીયા 'સ્યુ બોલ્યા મહારાજ
નારિ સઘલી નિરખતાં કુલ-નેં બોહોત લાજ ૨૨૭
લંપટ કહેંસ્યેં લોક સહું ફોગટ બેસેં પાપ
ઘેંર-ઘેંર કિમ પરવરું એ કાંમેં નિત્યેં આપ ૨૨૮
એક નારિ-સ્યું જે રમેં તેહ-નેં મોહોટી ખોડ
સઘલી નારી નિરખતાં કિમ પોહોચેં મન કોડ' ૨૨૯

## ચોપઈ

સીવજી કહેં 'વચન મુઝ જાય ત્રણ લોક તો પ્રલય થાય
પાપી નહી કેંહેંવાયો તમ્યો એહ વરદાંન આપીસ્યું અમ્યો ૨૩૦
તુમ-સ્યુ ખેદ કોય નહી કરેં હેતં-થી સહુ અંગેં ધરેં
જડ-રૂપ થઈ પ્રથવી-માં પડો આભરણ-માંહેં જઇનેં અડો ૨૩૧
વસો ઘરેણેં જઈનેં વાસ સદૈવ રહેંસ્યો સ્ત્રી-નેં પાસ
શાંમા નીરખતાં સમસ્યે શોક લંપટ નહી કહેં કો લોક ૨૩૨
સહુ ભાંમિની-ના જે ભરતાર દેશેં માંન તે અપરંપાર
અહર-નીસ રહો રામા-સંગ નીત્ય ઉઘાડાં નીરખો અંગ ૨૩૩
જેહ-નેં જેહની ઈછા ઘણી તે થઈ બેસો તેહ-નો ધણી
એહ વચનેં માંણો નીજ આપ તેહ-થી લોપેં નહી તંમ પાપ' ૨૩૪
એહવું કહીનેં શીવજી ગયા અતિ ઉમેદેં આભુષણ થયા
જેહુ-નેં મુખ જોઈ મોહ થયો વેસર થઈ મુખ ઉપર રહ્યો ૨૩૫
જેહ-નેં ઉર વાહાલું અપાર તે થયો મોતિ-નો હાર
અહર-નીશ ઉર ઉપર રહેં લંપટ તેહ-નેં કોય નવિ કહેં ૨૩૬
જેહ-નેં વાહાલા હતા પાંણ કંકણ-રૂપ થયો નીરવાંણ
જેહ-નેં જેહ-સ્યું પ્રીત છેં ઘણી છતેં કંથ બીજો એ ધણી ૨૩૭
જેહ-નેં ચરણ-સ્યું હતો પ્રેમ તણેં વાસ કર્યો જઇ હેમ
વારુ વીંછુયાં નેપુર-સંગ બેઠો નીરખેં બાધું અંગ ૨૩૮

આભુષણ-માં કીધો વાસ કરવા માંડ્યો વારુ વિલાસ
આધાં આભુષણુ છે ઘણાં આપ્યાં સ્થાંનક રહેવા-તણાં ૨૩૯
વરદાંન-થકી પાંમ્યા એ વાસ આદ્ય આભુષણુ બારે માસ.

પંથી કહે 'સાંભલ્ય સુંદરી વનિતા વાત કહી વિસ્તરી' ૨૪૦
એહવી પુછી વાત એકાંત્ય ભાગી તેહ-ના મનની ભ્રાંત્ય
'શિવ-વરદાંન-થકી એ વસાં એહ વાત-માં અચરત કશાં ૨૪૧
ઈશ્વર આંણ્ય ન બોલું વૃથા પદ્મપુરાંણુ-માં પેહેલી છે કથા
પુરાંણુ અઢાર સાંભલ્યાં છે જેહ તેહે-ને મંન તો નહી સંદેહ' ૨૪૨
તે નારી તો પાગે નમી સાચી વાત મન-માંહિ ગમી
'બુધિવંત દીસો છો તમ્યો જીત્યા આપ નેં હાર્યા અમ્યો ૨૪૩
કરો મુલ-ખરીદી દાસ રણુ મુંકો કેં રાખો પાસ'
વલતા તો બોલ્યો રાજંન સાંભલ રે ક્ષત્રી-ની તંન ૨૪૪
'તાહરે હઇયડે હોઇ હાંમ પુછ વાત તે આંણે ઠાંમ
વણીક-પ્રીયા-ની વાત જ ઘણી ભાગું ભ્રાંત તાહરા મન-તણી' ૨૪૫
તાહરે બોલી બીજી નાર 'તુઝ-નેં વાતો પુછું ચ્યાર
માહારા મન-માં સંદેહ ઘણો પ્રતિઉતર આપો તેહ-તણો ૨૪૬
માહારી સહીયર સુંદર નાંમ રહે છે ઇહાં-થી બીજે ગાંમ
તેહ-સ્યું મેં પાડી છે હોડ તે તો છે મુઝ સરખી જોડ ૨૪૭
વાતો કરતાં વાદે થઈ મેં તેહ-નેં સમસ્યા કહી
તેણિંઇ ભાગ્યો તેહ-નો ભેદ પણુ મન-માં રાખ્યો છે ખેદ ૨૪૮
હેતેં આવી માહારે ઘેંર તેણીંઇ એક વીચ્યારિ પેંર
કૌતક ચ્યારેક ઉભાં કર્યાં તે માહારા મુખ-આગલ ધર્યા ૨૪૯
તેહ-નો પાર જો આપો મુંને તો ચતુર-સીરોમણી જાણું તુ-નેં
સહીયર-માંહે સપરાંણી થાયું બિડાં પાંન મુખ તાહરે ખાયું' ૨૫૦
પંથી કહે 'પોચાડું આસ સીઘ્ર લાવી મુંકો મુઝ પાસ'
એહવાં વચન વીક્રમેં કહ્યાં તે નારિંઇ મન-માં લહ્યાં ૨૫૧

## દુહા

સુંણતે હરખી સુંદરી ફૂલી આપે અંગ
વેલણ મુખ આગલ ધર્યું જેહ-નો રુડો રંગ ૨૫૨
પંચ રંગે રંગ્યું ઘણું બેં પાસાં સમતુલ્ય
મેહેલે પંથી-આગલે મંન કરી માહામુલ્ય ૨૫૩
'ટોચ કેઈ નેં થડ કિયું સુકું કાષ્ટ છે એહ
ઉપરિ-નું કેહું ઠર્યું તે કિમ ભાગે સંદેહ ૨૫૪

## ચોપઈ

ઝાડ-થકી કાપ્યું જેહે દીન ઘણું હરખ ધરીને મંન
દીધો રંગ મોકલીયું આંહાં વીચ્યાર કરી જુયો મન-માંહાં ૨૫૫
ઘડ્યું સરખું સુતારેં સાથ ચકર-ઉતાર્યૂં હેતે હાથ
એટલો માહરેં મન સંદેહ થડ કે ડાલ દેખારો તેહ' ૨૫૬
પંથી કહે 'સાંભલ્ય રે સતિ એહમાં ઝાઝું અચિરજ નથી
સલિતા નદીયે વહે જીહાં નીર વેહતું મુંકો તેહ-ની તીર ૨૫૭
તણાતાં-માં આગલ થસ્યે તેણેં તાહરો સંદેહ જસ્યે
પાછલ રહે તે તો થડ જાંણ્ય આગલ તે તો ટોચ પ્રમાંણ ૨૫૮
પ્રગટ પારખું તેહ-માં હોઈ એહમાં ભ્રાંત ન રાખો કોઈ'
તાહરેં હરખી તે કાંમની ભાગો ભેદ ભાવેં ભાંમ્યની ૨૫૯
'હવેં સંદેહ બીજા છે ત્રણ તે સંભલાવો માહરેં કર્ણ'
બાર બાર વરસ-ની બાલક બેહ તે વેલાં તેડાવી તેહ ૨૬૦
પહેંરાવ્યાં આભુષણ ઘણાં રુપ બેં-નાં છે રાંમા-તણાં
'તેહ-માં છે એક નર નેં નાર ઓલખો અકલ-થકી આકાર' ૨૬૧
બેં-ના સરખાં દીઠાં રૂપ વિસમેં પાંમ્યો ભારે ભૂપ
'એહ વાત-તણુ કારણ છે સહેંલ હંવડાં ભ્રાંત ભાગું તુ મેહેલ્ય ૨૬૨
ઉબર ઉલંઘી ઘર-માં આવ્ય એ બેં જણ-નેં સાથેં લાવ્ય
ડાબો પગ ઉપાડે જેહ જુવતી જાત્ય જાંણો નેં તેહ ૨૬૩

જમણો પગ પરઠે પરમાંણુ પુરુષ પારખું જગતેં જાંણ્ય'
તેહ-નું વચન તો મુસ્તક ધરૂં જેહવું સાંભલ્યું તેહવું કરૂં ૨૬૪
મન-તણો ભાગો તે ભેદ 'પંથી વચન તમારું વેદ
માંનવ્ય નહિં કો દીસો દેવ કરું સર્વથા તમારી સેવ ૨૬૫

બેં વાત રહી માહરા મન-તણી ભાગો ભ્રાંત્ય જે ઘાયડ ઘણી
સરખા-સરખી બેં ઘોડલી રંગ રુપ એ છે બેં જોડલી ૨૬૬
ચોકડાં મોહરડા સહીત પલાંણુ ઓલખે નહી તેહ-નેં કોય અજાંણુ
એક મા નેં એક પુત્રી હોઇ તેહ-નો પાર ન જાંણે કોઈ ૨૬૭
કેઇ માત નેં કેઇ તંન ઉલખાવો તેહ વિચ્યાંરિ મંન'
પંથી કહે 'વિચ્યાર જ કર્યો એહ બોલ તો રુદયામાં-વર્યો' ૨૬૮
પંથી કહે 'સરોવર લેઈ જાયો બ્યણ-અસવારી પાંણી પાયો
બેં-નેં છુટાં મુંકો ત્યાંહ આવવા દ્યો પાછાં પુર-માંહ ૨૬૯
આગલ્ય ચાલી આવે ઘેંર તે જનુની જાંણો પુર પેર
કુદે નાચે હરખે ઘણું એહ વખાંણુ વછેરી-તાણું ૨૭૦
પાછલ રહી આગલ્ય જે જાય તેહ પુત્રી તેહ-ની કેંહવાય'
હર્ષ ઉપનો નારી-નેં ઘણો સંદેહ ભાગો મનડા-તણો ૨૭૧
'એક વિચ્યાર કેંહેંજ્યો મું-ને તો ચતુર-સીરોમણ જાણું તુ-ને''
સરખા-સરખી બેં સાહેલ પાસે આવી વલગી બેલ ૨૭૨
કોટિ કલા રાજસ ગુંણ રૂપ દીઠે-થી મોહ પાંમે ભૂપ
ષોડસ વરષ-તણી બેં બાલ કુંકુમ-તીલક કર્યાં છે ભાલ ૨૭૩
અંગ શણગાર સજ્યા છે સોલ મુખ-મંડણ બોહોલાં તંબોલ
પંથી-આગલ ઉભી કરી સોલ વરસ-ની બેં સુંદરી ૨૭૪
'એક લગ્ન પરણી છે એહ નાહ-સાથે બેં-નેં છે નેહ
એક-નો પતિ ગયો પરદેશ ઘેંર જુવતી છે જોબન-વેશ ૨૭૫
પરણીને પંથે પરવર્યો સંગ નથી તે સ્ત્રી-નો કર્યો
આ બીજી જોડે સુંદરી પરણી કંથ-નેં કોડે કરી ૨૭૬

એક રાતિ સાંમી ઘેંર રહ્યો પ્રભાતિં ઉઠી પરદેસે ગયો
એક-નેં એક રાત્ય-નું સુખ બીજીઇં તો નથી દીઠું મુખ ૨૭૭
વનીતા બેં જુઇં છેં વાટ પતિ પરદેસ ગયો તે-માટ
બેંઠી બેં તમારેં પાસ પ્રાક્રમ હોઇં તો કરો પ્રકાસ ૨૭૮

દુહા

કેહી નારી નર-ભોગવી કેહી રહી નિરમુખ
ઉલખાવો એહ-માં-થકી તો ભાગે માહારી ભુખ ૨૭૯
દાસી થાચું તાહરી જો ભાગો સંદેહ
સંદેહ ભાગેં માહરો તો દુધેં વુઠા મેહ' ૨૮૦

ચોપઈ

મહીપત્ય-કેરું હરખ્યું મંન 'વારૂ પુછ્યું એહ વચંન
પ્રથમ વાત સાંભલ માહરી પછેં ભ્રાંતિ ભાગું તાહરી ૨૮૧
તમ-નેં વાત કહું એક અમ્યો સમઝી ઉતર આપો તમ્યો'
સોલ વરસ-ની સરખી જાત્ય વિક્રમ કહેં તે-આગલ વાત: ૨૮૨
એક વીપ્ર-તણો છેં બાલ ખરી વાત-નો તેહ-નેં ખ્યાલ
માત-પીતાઇં વીવા કર્યો વિપ્ર રૂડી નારી-નેં વર્યો ૨૮૩
ચતુરા-માં ચતુરાઈ ઘણી ત્રીયા વરસ ત્રયોદસ-તણી
પતિઇં પરણી કીધી તાજ્ય ગયો વિદેસ વિદ્યા-નેં કાજ ૨૮૪
વિદ્યા-કામેં ગયો વિદેસ જુવતી મેહલી જોબન-વેસ
પરણી નારિ-ની સી થઈ પેંર રહી પીહર પોતા-નેં ઘેંર ૨૮૫
પીતા અધાંનવટું તો કરેં રાજા હેત રુદેં-માં ધરેં
રાજદ્વાર-નું કારણ ઘણું વજીર કાંમ ચલાવેં તેહ-તણું ૨૮૬
તેહ-નેં પેટ નહી કો તંન પુત્રી એક તન મન નેં ધંન
કેટલાક દાહ્યા વીત્યા વૃત તે વજીર પાંમ્યો છેં મૃત ૨૮૭
રાજા આવ્યો જોવા-કારણેં વિપ્ર અધાન-તણેં બારણેં
રાજા-આગલ સ્તુતિ બહુ કરી બોલેં બેંસારી દિકરી ૨૮૮

'તમ-સારુ માહારું ઘરસુત્ર    પેટ નથી કો પોઢો પુત્ર
પુત્રી છેં બોલે તમ-તણેં'    રાજા ચીતવેં હેતેં ઘણેં ૨૮૯
'એ નારી છેં ચતુર-સુંજાંણ    બત્રીસ-લક્ષણી ગુંણ-પરિમાંણ'
રાઈ વચન તેહ-નું થાપીયું    પ્રધાંનવટું પુત્રી-નેં આપીયું ૨૯૦
'રાજા હું નેં પ્રધાંન જ તમ્યો    રાજ-કાજ સુંપુ છું અમ્યો
કજા કજીયા નગર-ના જેહ    ચતુરાઈ યેં ચુકવજ્યો તેહ' ૨૯૧

ઈંમ કરતાં થયાં વરસ બાર    વિદ્યા સર્વ ભણ્યો ભરતાર
પોઢી પાંચ પુસ્તક-ના ભર્યા    વિદ્યારથી બહુ આગલ કર્યા ૨૯૨
હેત પ્રીત્ય નેં ઉલટ ભેંર    જાવા માડયું પોતા-નેં ઘેંર
વાટેં આવ્યો રુડો ઠાંમ    પોતા-ના સસરા-નેં ગાંમ ૨૯૩
ઈંધાંણેં ઉલખ્યું છે તેહ    મન-માંહેં ઉપનો સંદેહ
એટલેં આવ્યો બ્રાંમણ એક    તેહ-નેં પુછી વાત વીવેક ૨૯૪
'કહેં ભાઈ આ તે કુંણ ગાંમ    રાય-પ્રધાન તણું સ્યુ નાંમ
ઈહાં આંણ તે કોહ-ની ફરે    પ્રધાનવટું તે કોણ જ કરે'' ૨૯૫
વલતો વિપ્ર બોલ્યો તે વાંણ    રાજાસિંગ નરપત્ય નિરવાંણ
શિવસંકર પંડિત પ્રધાંન    રાય-તણાં જેહ-નેં બહુ-માંન ૨૯૬
તે તો મૃત્ય પાંમ્યો દિન ઘણેં    પુત્રી એક પ્રધાન-જ-તણેં
બત્રીસ-લક્ષણી છે તે નાંમ    પ્રધાંનવટા-નું ચલાવેં કાંમ ૨૯૭
ચુકવેં ન્યાય-અન્યાય જે ચોખ    આ પેલી બેઠી છે ગોખ'
ઈંમ કહીનેં વીપ્ર જ વલ્યો    બ્રાંમણ તો ચિંતા-માં ભલ્યો ૨૯૮
'એ નારી તે સ્ત્રી મુઝ-તણી    અપકીરત હસ્યેં તે ઘણી-
રાજ-ચેંહેંન જે અંગેં વહેં    અખંડ તન તે કિમ સ્થિર રહેં ૨૯૯
તેહ-નું પારખું પ્રીતેં જોયું    માહારા મન-નો સંદેહ ખોયું'
એમ વિચ્યાર કરેં તે મંન    તે કોઈ વાત ન જાંણે અન્ય ૩૦૦
વિદ્યારથી રસોઇયે થયો    પોતેં રાજ-દ્વારેં ગયો
પટંતરે-થી નરખી નાર    અલખત રુપ છે અપરંપાર ૩૦૧

રુપ-તણી નથી કાંઇ મણા    સેવક આગલ ઉભા ઘણા
બેંઠી ફેરવેં આપેં નયણ    વિચિત્ર પ્રકારેં બોલેં વયણ ૩૦૨
મહા મનોહરે દીઠું સુખ    દેખી દિલ-માં પ્રગટું દુખ
‘ વજીરપણું વિનીતા નહીં રીત    હસેં કો પુરુષ-સ્યું પ્રીત ૩૦૩
છતેં થયેં સંદેહ નવિ ટલેં    સ્ત્રી-ચરિત્ર કોયેં નવિ કલેં
કોટિ થાય પણ કુડી નવિ થાય    એહ-નેં મુખ કિમ પુછાય ૩૦૪
પ્રીત્યેં પૂછેં સાંનેં કીસ્ય    ખાઇ સહજ-માં સોએક સંમ
જોરાવરી પુછું આ દીસ    તો નિશ્ચે છેદાવેં માહરું સીસ ૩૦૫
પાર લેવો રાખિનેં પ્રીત’    કરેં વિચ્યાર તે રૂડી રીત
બે વાંનાં રહે જયમ દુંણિ ને દૂધ    કરું સર્વથા તેહવી બુધ’ ૩૦૬

એહવી વિચ્યારી પોઢિ મન પેંર    ગયો નગર-માં ગુંણિકા-નેં ઘેંર
‘ આજ-ની રજની રહેંસ્યું અમ્યો    મોહેં-થી મુલ માગી લ્યો તમ્યો ૩૦૭
ચ્યાર પોહર-માં સઘલું સુખ    રોક આપીઇ જે માગો મુખ’
તાહરેં ગુંણિકા હેંતેં હસી    ‘ એહ વાત-માં ભ્રાંત્ય છેં કસી ૩૦૮
સત રુપીયા આપો રોક    સુખ ભોગવો સમાવો સોક
સ્વર્ગ-થકી સુખ અધીક દેખાડું    રુડી રીતેં રયણ રમાડું’ ૩૦૯
એહવું પરઠીનેં પંડીત રહ્યો    પ્રીત્યેં, તે પ્રભાત જ થયો
સ્યાંમા કહે ‘ ખોટી કાં થાયો    પરઠ્યું આપી પંથેં જાયો’ ૩૧૦
પંડિત આવ્યો પ્રેમદા-પાસ    આપ્યા રુપૈયા અર્ધ પંચાસ
નારિંઇ તો નવિ ઝાલ્યા હાથ    રાઢ માંડિ. તે સન્મુખ સાથ ૩૧૧
‘ સરત્ય પરઠી રાખ્યો છેં રાત્ય    જુઠું બોલેં છેં પ્રભાત’
માંહો-માંહિં-માં રાઢેં થયાં    રાવલેં રાજદ્વારેં ગયાં ૩૧૨
બેંઠી પુત્રી પ્રધાંન-જન્તણી    ચતુરાઇ તેહ-માં અતિ ઘણી
આગલ બેં જણ ઉભા કર્યાં    ન્યાય કરવા ઠેકાંણેં ઠર્યાં ૩૧૩

જુવતી ગુંણીકાયેં જોડા હાથ    ‘ બાઈ પ્રથમ સાંભલો માહારી વાત
સાચી વાત પરઠણ-ની પેર    એ આપેં-થી આવ્યો માહરેં ઘેંર ૩૧૪

સત રુપીયા સાટું કરી    રહ્યો રાત્ય મન હેત જ ધરી
મોહારા કુલ-નું તો એ કાજ    એહ-માં સાં-ની મુઝ-નેં લાજ ૩૧૫
તેહ-માં તો અર્ધ આપી જાય છેં    રુડેં રાજ્ય અન્યા થાય છેં'
વિનિતા કહેં 'માહરો નહી વાંક    એહ-નેં પુછો આખર આંક ૩૧૬
બોલ્યું જે અબોલ્યું કરેં    તે સુખી-સાનિધ્ય સંચરેં'
આઘો તેહીનેં પુછું બ્રંમ    કિંમ ચાલ્યો તું કુડું કરંમ ૩૧૭
વિપ્ર-નો તો એ નહી ઘાટ    વિદ્યા ભણ્યા તે ઉંડી વાટિ
કદાચિત કર્યું એ કુડું કાંમ    પરઠ્યા પ્રમાંણેં આપો દાંમ ૩૧૮
રાજદ્વાર આવ્યા મહારાજ    નથી આવતી મન-માં લાજ
પરઠણ આપી પંથેં પરવરો    ખરી વાત-માં રહ્યો ખરખરો ૩૧૯
બ્રાંમણ માટેં જાવા દેઉં    નહિંતર સર્વસ્વ ખુંચી લેઉં
દીસો છો વિદ્યા-નું રુપ    ડાહાપણ સર્વ પડું છેં કુપ' ૩૨૦

દુહા

બ્રાંમણ કહેં 'સુંણુ બ્રાંમણી    કાં ઘેહેલા ગુંણ ગાયો
બેઠા ઇશ્વર-નેં બેસણેં    તો સાચો ચુકવો ન્યાયો ૩૨૧
મુખ કહેંતાં અમ્યો લાજીઇં    તમ્યો છો મોહોટાં જંન
અવિચ્યાર આપેં કરો    મેલ વીચ્યારી મંન ૩૨૨
સાચું બોલું સર્વ-થી    ફોલ ન કાહું ફોક
ચ્યાર પોહોર-ના પરઠિયા    સત રુપઇયા રોક ૩૨૩
અરધ સુખ મેં ભોગવ્યું    આપ્યા અર્ધ પંચાસ
અર્ધ સુખ એહ-નેં થયું    તે રાખ્યા મેં પાસ ૩૨૪
વિચાર કરો મનડા-વીપેં    સત રુપૈયા મુલ
અર્ધ અર્ધ બેં ભાગ-નું    સુખ બેં-નેં સમતુલ્ય ૩૨૫
માંણિ જુયો મનડા-વીપેં    વધતો કોહો-નેં કાંમ
એક ઠરાવો એહ-નો    તો પુરો આપુ દાંમ ૩૨૬

## ચોપઇ

નારી-નું નવિ ઉપર કરો    સાચો નાય રુદે-માં ધરો
ક્રહે નર-નેં કેં નારી-નેં ઘણો    વિચ્યાર કરી જુયો તેહ-તણો 327
મેં માહારો અર્ધ આપ્યો ભાગ    એહ-ના અર્ધ-નો આપેં લાગ
વાંક-વીના મુઝ સાથેં વઢેં    ગલેં ગરીબ જાંણીનેં પડેં 328
સાચો અક્ષર ન કહો આપ    તો લક્ષ વીપ્ર હણ્યાં-નું પાપ'

કહેં બ્રાંમણી 'સાંભલ રે બ્રંમ    મેં નવિ જાંણ્યો એહ-નો મર્મ 329
નર-નારી-ના ક્રેહ-ની વાત    સમણેં નવિ જાંણું સાક્ષાત
એ કરમ જે-કો આચરેં    કબુલ ન્યાય તમારો કરેં 330
બીજી ચાતુરી મુંજ-માં ઘણી    અજાંણિ બુધ્ય એ વિદ્યા-તણી'

વિક્રમ કહેં 'સાંભલ એં નારિ    હું ઉભો હતો તે ઠાર 331
એહ બે-માં કુંણ જુઠું હસ્યેં    એહ-નો ન્યાય તે કો-થી થસ્યેં
પૂછી જોઉં છું ઠારોઠાર    નથી પ્રીછતો એહ-નો પાર 332
તમ્યો બેં દીસો ડાહ્યાં ઘણું    વચન કહો મુઝ સંદેહ-તણું
મન જાંણો નેં ન કહો મુ-નેં    તો ગૌહત્યાદિક પાતિક તું-ને' 333

## દુહા

પ્રેમદા કહેં 'પંથી સુંણો    સમ ખાધા તેં ક્રોક
એહ-માં નવિ જાણું અમ્યો    પુછો જઇ કો લોક' 334
વલતી વનીતા બીજી કહેં    'સાચું કહું આ ઠાર્ય
સાચો બ્રાંમણ બાપડો    ધુતારી તે નાર્ય 335
સુખ સમતુલ્યેં ભોગવ્યું    આપ્યા પ્રીત્યેં પંચાસ
લોભ-તણું કારણ કસ્યું    સો-તણી સી આસ્ય 336
રસોઇ લાવ્યો એક જણ    જમવા એકલો લાગ
બીજો આવી તેહ-માં ભલેં    તો આપેં તેહ-નો ભાગ 337
ન્યાય તે સાં-નો ચુકવ્યો    એહ-માં સી વઢવાઢ
દીસેં વાંક તે નારિ-નો    રાંડ કરેં છેં રાઢ 338

આહાર તો બમણો નારી-નેં લજા ચોગુણી હોઇ
આઠ-ગણો તો કાંમ છેં આપ વિચ્યારી જોઇ ૩૩૯
નીસરી જાઈ નારિયો વિનીતા કરે વિલાપ
કાંમ ઘણેરો કાંમિની વેદ-પુરાંણે છાપ' ૩૪૦

ચોપઈ

ઇમ કહી તે નારી રહી પંથી-ની તો ચિંતા ગઈ
'સ્યાબાસ' કહીને તે તો રહ્યો પ્રતીઉતર વલતો તે કહ્યો ૩૪૧
'આંણીઇં તો નથી દીઠું મુખ આ સમઝે છેં સઘલું સુખ'
તે વાત સહુ-કો-નેં ગમી પ્રદક્ષણા દેઈ પાગે નમી ૩૪૨
'તમે બોલ્યા તે વાંણી વેદ મલી ચાતુરી ભાગો ભેદ
હું તો દાસી થઈ તમ-તણી તુંમ-માંહે ચતુરાઈ ઘણી' ૩૪૩

પ્રધાંન-પુત્રી ચતુર-સુજાંણ 'જે પુછે તે વખાંણો વાંણ
તેહ-નો પ્રતિઉત્તર દીજીઇ જીત્યા-કેરો જસ લીજીઇ' ૩૪૪
નૃપતી કહે 'સુભ નારી સુંણો ભારે વાત ગમે તે ભણો
આમ્યો પંથી મારગડે જાઉં ઘણું કાંમ છે ખોટી થાઉં' ૩૪૫
પ્રધાંન-પુત્રી પાગે નમી ગુંણની વાત રુદે-માં ગમી
'પુછું વાત સંખેપે આજ કહેતા તો આવે છે લાજ ૩૪૬
પુછું વાત તમ-નેં એક કથી મન-નો સંદેહ ભાગતો નથી
સહુ-થકી મોહોટા માહાદેવ કરે દેવ સનકાદિક સેવ ૩૪૭
નારાયણ-સરખા નર નમે બ્રંમાદિક તો ભુલાં ભમે
આદ્ય નિરંજન પુરુષ પુરાંણ વેદ ભણે મુખ ચ્યારે વાંણ્ય ૩૪૮
સરજીક પાલક સંઘારક જેહ ત્રીગુણ રુપ નાંમે છે એહ
પારવતી-પતિ ભોલોનાથ અષ્ટ સીધ્ય નવ નિધ્ય છે હાથ ૩૪૯
તે કિંમ પુજાવે છે લીંગ રુડા પુરુપ-તણો સ્યો રંગ
સર્વ દેવ પુજાવે શીશ લીંગ પુજાવે આપે ઇશ ૩૫૦

સ્વર્ગ મૃત્યુ પાતાલેં ઠાંમ ડાહ્યા પુરુષ-તણાં એ કાંમ
લિંગ ઠાંમ લજા-નું ઘણું કરેં પુજન સહુ-કો તેહ-તણું ૩૫૧
પ્રથમ પુછું છું એટલું જ્ઞાંન તમ-માંહેં કેટલું
સંદેહ એહ સંભલાવો કર્ણ વલતા પ્રશ્ન પુછીસ્યું ત્રણ ' ૩૫૨

દુહા

વિક્રમ કહેં: શાંમા સુંણો એહ ભલો મહીમાય
એહ વાત વખાંણતેં પાપી પાવન થાય ૩૫૩
ઘણુંક રેંહે ગોદાવરી સિંહ-ગુરુ-માં નાહાય
તે શીવ-મહિમા સાંભલેં પલ-માં પાવન થાય ૩૫૪
શીવ-મહીમા જે સાંભલેં પવિત્ર થઈ પરસંન
સ્નાંન ભાગીરથી-ગંગ-નું રેવા-નું દરસંન ૩૫૫
ઝ્યપુ પાડેં જઈ વેણીઈં કરવત કરેં કેદાર
તે ફ્લ પાંમેં સહુજ-માં એ શીવ અપરંપાર ૩૫૬
ગુંણે કાવડ ગંગોતરી સમપેં સીત્ર-નેં શીશ
તે ફ્લ પામેં સહુજ-માં જો આરાધેં ઈશ ૩૫૭
પ્રથવી-પ્રદક્ષણા જે કરેં હિંમેં ગાલેં હાડ
તે ફ્લ પાંમેં સહુજ-માં શીવ પ્રીછેં તે પાડ ૩૫૮

શીવપુરાંણ-માંહેં કથા સાંભલી રૂડી રીત
...ાંમની તુઝ-નેં તે કહું પ્રેંમ ઘણેરી પ્રીત ૩૫૯
સ્તુતિ-નંદ્યા છેં શીવ-તણી ગુંજ્ય ઘણેરી હોય
મહીમા મુરખ-આગલેં કેંહેંસ્યો માં જન કોય ૩૬૦
વંદે તે વૈકુંઠ પાંમસ્યેં નીશ્ચેં કરો નીરવાંણ
નંદે તે નરકેં જસ્યેં પડસ્યેં રૌરવ-ખાંણ ૩૬૧
એહ અજોનિ ઈશ છેં આદ્ય-થકી છેં આદ્ય
બ્રહ્મા-થકી જે બ્રહ્મ છેં નિર્ગુંણ-સગુણ-ની હદ્ય ૩૬૨

## ચોપઈ

પંથી કહે : સુંણ સ્યામા વાંણિ — પ્રીછો પ્રશ્ન જોડીને બે પાંણિ
વિચ્યાર કર્યો વિષ્ણુંઈં એક દિન — માયા-રુપ-માં પડિયું મંન ૩૬૩
'નિત્ય કરે છેં જેહ-ની સેવ — તે મોહોટો કહેંવાય માહાદેવ
પ્રીછું આજ હું એહ-નો પાર — જોયું સૌંધ્ય શીવ-તણો સાર' ૩૬૪
અતલ નીતલ વીતલ છેં જિહાં — સુતલ પાતાલ તલાતલ તિહાં
ગમ્ય-સુધી ગયા તે શરણ — ચતુરભુજેં દીઠાં તિહાં ચર્ણ ૩૬૫
પાર ન પાંમ્યાં હેતેં હરી — પ્રીતેં ચરણ-ની પૂજા કરી
પાતાલ-લોકેં પુજાઇં ચર્ણ — જિહાં વસેં દેવતાઇ વર્ણ ૩૬૬
મૃત્યુ-લોક તિહાં-થી આવિયા — શીવ-ભક્તિ લેખેં લાવીયા
નાવ્યો પાર શીવ-કેરો સંગ — અરધ અંગેં નિરખ્યું છેં લંગ ૩૬૭
પાગ્ય લાગીનેં પૂજા કરી — લેંગ-ભક્તિ મન-માંહે ધરી
સાક્ષાતકાર વીષ્ણુ-કેરો સંગ — માંનવ સહુ પૂજેં એ લેંગ ૩૬૮
જોઉં ઉચા છેં શીવ આકાસ — પાર લેવા ચાલ્યા તે પાસ
ભુર ભુવર મહર-લોક-માંહે — સ્વર જન તપ સત્ય-લોક છે તાંહે
સ્વર્ગ-થકી ગત્ય ઉચી ઘણી — જોઈ ચરચા શંભુજી-તણી ૩૬૯
તોહેં પાર ન આપેં ઈશિ — સ્વર્ગ-લોક પુજાઇં સીસ
વિષ્ણું પૂજી પાછા વલ્યા — મહીમા ઈશિ-તણા નવિ કલ્યા ૩૭૦
પાતાલ પગ મૃત્ય-લોકેં લિંગ — સ્વર્ગ-લોક શીવ-મુસ્તક સંગ
પ્રથવી કેરૂં જેહ-નેં પીઠ — સાત સમુદ્ર તો કુંભેં દીઠ ૩૭૧
રોમાવલી તો ભાર અઢાર — એહ અજોનિ અપરંપાર
એ તો જે દિન સૃષ્ટી થઈ — વાત તે દાહડાની કહી ૩૭૨
સ્વર્ગ મૃત્યુ પાતાલેં સંગ — ચૌદ લોક પુજેં સહુ લંગ
દેવી લખમી નેં સરસ્વતી — બ્રંમાદિક નેં કમલાપતિ ૩૭૩
વેદ વિપ્ર સોભા-ના સંગ — સકલ લોક પૂજેં છેં લંગ
પુરાંણ-થકી પ્રીછું છું અમ્યો — કહ્યું તે ચીત ધરી લ્યો તમ્યો ૩૭૪

એક સમે એ અકલ-સ્વરુપ  બેઠા કૈલાસે ભોળો ભુપ
બેઠા છે આપે એકાંત  ઉપની મન-માં ભારે ભ્રાંત ૩૭૫
નંદી ભૃંગી છે તે-પાશ  સોભી રહ્યો છે ગિરિ કૈલાસ
સહુસ્ત્ર અઠ્યાસી ધરે છે ધ્યાંન  ત્રિદશ દેવ સહુ દે છે માંન ૩૭૬
ચોસઠ જોગંણી જોડે હાથ  સ્તુતિ કરે બેઠી શીવ-સાથ
આરતીયો વાલે છે ઈંદ્ર  નીલવટ ઝલકે છે ચંદ્ર ૩૭૭
કોટિ રવિ પૂરણ પ્રકાશ  સોભે એહવો ગિરિ કૈલાશ
પંચવદન ઝલકે છે જિહાં  ત્રિણ નેત્ર શોભે છે તિહાં ૩૭૮
વાઘાંબર અતિ અંગે ધર્યું  તિલક ભાલ વિભુતિ કર્યું
કર્પુરાકૃત ઉજલ શુભ વાંન  ઓંકાર-તણું અહોરાત્ર વિશાંણ ૩૭૯
અઘનાશા છે એહનું નાંમ  કોટિ-કોટિ લાજે છે કાંમ
બેઠા સીવ રાજસની રીત્ય  પારવતી-સંગે બહુ પ્રીત્ય ૩૮૦

વાત કરંતે વાદ જ થયો  અહંકાર બોલ કાંમનીઈ કહ્યો
શીવ કહે 'નર-વશ્ય નારી હોઈ  એહ-માં ભ્રાંત્ય ન રાખો કોઈ' ૩૮૧
કહે પારવતી નાંમી સીસ  'મોહોટા છો અજયોની ઈશ
નારિ-ને વશ્ય નર તો જાંણ  પરગટ બાધે સર્વ પુરાંણ' ૩૮૨
સિવ કહે 'માહરે જાવું વંન  તપ આરાધું જાંણે મંન
ગિરિ કૈલાસ કરું હું તાજ્ય  ધરું ધ્યાંન તપ કેરે કાજ ૩૮૩
સંસાર-સાર-માં મોહોટું ધર્મ  તેહ-થી અધિકું તપ-નું કર્મ
તપ-થી અધિકું સાર જ નથી  ફરી ફરી સ્યું કહીઈ કથી ૩૮૪
સુખે તમ્યો રહેંજ્યો બારણે  અમ્યો તો જાસ્યું તપ-કારણે"
જગત-પાવનીએ જોડ્યા હાથ  બોલ્યાં શ્યાંમા શીવ-સાથ ૩૮૫
'તર્પ-જોગ નથી તિહાં કોય  ગ્નાંન-દ્રષ્ટી વીચ્યારી જોય
પાંચ ઇદ્રી-માં જે પરધાંન  કાંમદેવ સહુ-થી બલવાન ૩૮૬
જાત્યે કહાવે આપ અનંગ  કરે તપ-કેરા જઈ ભંગ
કાંમ-જીત જે નર કહેંવાય  નથી સરજ્યો સ્રષ્ટી-માંહિ ૩૮૭

વાર'તામાં વન-માં જસ્યો ખોશો ભાર કાંમાતુર થસ્યો'
કહ્યું એમ ઉમા શંણિઇ 'તપ જાસ્યેં વહેંતે પાંણિઇ ૩૮૮
તાહરેં વલતા કોપ્યા ઈશ પગ-ની ઝાલ લાગી સીસ
'મું-નેં કાંમ પાપી સ્યું કરેં પંચ ઇંદ્રી તો દેખી ડરેં ૩૮૯
માયા નવિ લોપેં મુઝ અંગ રાચ્યું નહી રંભા-નેં રંગ'
પારવતી કહેં 'કહું સ્યું કથી મોહોટું કો માયા-થી નથી' ૩૯૦

ઇશ્વિર ગયા તપ કરવા કોડ પાડી પ્રીતેં પારવતી-હોડિ
ધ્રઢ થઈને માંડયું તપ ધ્યાંન આંણી આપ અહંકેરુ ગ્નાંન ૩૯૧
માસ ચ્યાર ગયા જેટલેં વસંત રુત આવી તેટલેં
પાંચ-ગણો પુરુષ નેં કાંમ સ્રીનેં સોલ-ગણો તે હાંમ ૩૯૨
ફૂલી વનસ્પતિ બહુ વંન માહા-માયાઇં વિચ્યારું મંન
'આજ ઉપાસું એહ અનંગ ભોલા-નો કરું તપ-ભંગ' ૩૯૩
એહવું જાંણી આંણ્યું હેજ તેડયો કાંમ ઉપાસી તેજ
પ્રદક્ષણા દેઈ પાગે નમ્યો સઘલો શોક શીવા-નો સમ્યો ૩૯૪
'સ્યેં કામેં હું તેડ્યો આજ કાંયક દ્યો સેવક-નેં કાજ'
પારવતી કહેં 'વેગેં જાયો શીવ-સરીર-માં પરગટ થાયો ૩૯૫
છલ પાડો પરિભ્રમ-નેં પેંર વિણ-તેડ્યા સિવ આવેં વેંર
લજા પાંમેં ભોલોનાથ તો સ્નેહ કરેં અમારેં સાથ' ૩૯૬
કહેં કાંમ 'સાંભલ રે માત જગત-પતી જગત-નો તાત
કદાચિત જો રીસ જ ચઢેં તો નિશ્ચેં ઘાટ અમારો ઘડેં ૩૯૭
તાહરેં હું કો-પાસેં જાચું દેં શ્રાપ તો દુખીયો થાચું'
કહેં પારવતી 'સાંભલ કાંમ તાહરું નહિ લેવા દેઉં નાંમ ૩૯૮
માહરી માયા-ની નાંખું જાલ જેહ-નેં લોપી ન સકેં કાલ
દેહ માયા વ્યાપેં જેટલેં પ્રવેશ કાંમ કરો તેટલેં' ૩૯૯

એહવું કહેંતાં આંણી ધીર ગયો કાંમ ગંગા-ની તીર
શીવ બેઠા છેં આસન કરી ધ્યાંન એક-ચીતેં-થી ધરી ૪૦૦

વસંત-રુતુ-નો વાયુ વાય કાંમ-વસ નર-નારી થાય
નીરમલ પુરુષ ઉઘાડે નેંન વસંત-રત્ય-નાં વ્યાપાં ચેંન ૪૦૧
એહ વાત ઇહાં-થી રહી કૌતુક વાત એક બીજી થઈ ૪૦૨

## દુહા

ગંગા-ત્રટ પાવન ઘણી ગુહારણ કેંહેવાય
સહસ્ર અઠયાસી રૂષિ મલી તપ કરે છેં ત્યાંય ૪૦૩
આપ આપણા આશ્રમ-વીષેં ધ્યાન ધરેં નિજ ધર્મ
ઇષ્ટદેવ-ઉપાસના સાચવેં નીત્ય ખટ-કર્મ ૪૦૪
રુષી-પત્ની તેવતેવડી સતિ-સીરોમણ સાર
વર્ત હુંતું એકાદસી સહુ મલ્યાં તે ઠાર ૪૦૫
આભ-થકી જિમ આભલાં વૃષા-રુતુ-માં થાય
રુષી-પત્ની ઘેંર-ઘેંર-થી ગંગા નાહવા જાય ૪૦૬
નારી નાહવા નીસર્યાં આવ્યા ગંગા-તીર
પરમેશ્વર-નેં પરણમ્યા નાહાયાં નિરમલ નીર ૪૦૭
દંડવર્ત્ત રવિ-નેં કર્યાં વનફુલ પેંહેર્યાં અંગ
મન-ઉછાહ મલવા-તણો મલ્યાં માંનની રંગ ૪૦૮
વસંત રાગ આલાપીયો પરિભ્રંમ-ઉપરિ પ્રીત
વર્ણવ કરેં વિશ્વનાથ-નું ગાઇં ગુંણ-સ્યું ગીત ૪૦૯
સ્વરુઈં સ્વર આલાપ-માં વિવધ પ્રકારેં ફાગ
સાસ-વિષે જેહવો ઘટેં તેહવો કીધો રાગ ૪૧૦
ફરેં કુંડેં સહુ ફુદડી હંબોટા લે હાથ
કલોલ લોલ લખ્યણ કરેં સખી સહુ-માં સાથ ૪૧૧

## ચોપાઈ

અંતસ્કરણ-માં પુરણ પ્રીત રુષી-પત્નીઇ ગાયાં ગીત
સ્વર સાંભલ્યો સદાસિવેં કાંન ધ્યાંન ધરેં બેઠા તિહાં રાંન ૪૧૨

અમૃત-થી મીઠું લાગીયું કાંમ-બાંણ હરદેં વાગીયું
આંખ્ય ઉઘાડી નીહાલી જોય નારી નામ ન દીઠું કોય ૪૧૩
મોહ પાંમ્યા સાભલતેં રાગ કાંમદેવેં જોયો છેં લાગ
નેત્રેં થઇનેં પેઠો તેહ અજીત-નાંમ કહેંવાઇ જેહ ૪૧૪
અંગોઅંગેં વ્યાપ્યો કાંમ ઉઠ્યા સીવ તજી તે ઠાંમ
ગ્યાંન ધ્યાંન પોતેં પરિહર્યું વન વિજયા-નું ભક્ષ જ કર્યું ૪૧૫
મન ગયું તે નાર્યો-ભણી ન રહી સુધ્ય તે વસ્ત્ર-જ-તણી
જટાધારી નેં અંગ ભભુત ચાલ્યા જિહાં જુવતિ-નું જુથ ૪૧૬
રુષી-પત્ની ગાઇ છેં ગીત પ્રભુ પધાર્યા આંણી પ્રીત
આદ્ય નીરંજન પુરુષ પુરાંણ જેહ-નું વેદ કરેં વખાંણ ૪૧૭
તે સરિખો ભોલવાયો ભુપ માહા-માયા એ અકલ સ્વરુપ
ગ્નાંન આપ રુદેં આંણજ્યો માહા-માયા મોહોટી જાંણજ્યો ૪૧૮
પારવતી-ની માયા જેહ વશી રુષી-પત્ની-ની દેહ
તેણેં તેહ-નો વાધ્યો વેશ કાંમેં કીધો તિહાં પરવેશ ૪૧૯
ઉમયા આપ અંતર-માં વશી ન રહી ભ્રાંત્ય નારિ-નેં કસી
તે-મધ્યે આવ્યા મહારાજ નીરગમી આપ રુદેં-થી લાજ ૪૨૦
તાલી પાડેં કુંડેં ફરેં તાંડવ-નૃત્ય નિરવાંણી કરેં
અંગ-માંહિં પ્રગટ્યો અનંગ બીજું આપ ઉઘાડું અંગ ૪૨૧
સ્ત્રી-સમીપેં ઉમયા વશ્યાં શીવ-સાંમું જોઈને હસ્યાં
કોટિ અરુણ-જેહવું છેં તેજ સહુ જુવતિ-નેં વાધ્યું હેજ ૪૨૨
વચ-માં નાચેં ભોલોનાથ તાલી દેઈ લે સ્ત્રી સીવ-સાથ
કો કહેં 'એ મોહોટાં મહાદેવ તેણેં કરીઇં એહ-ની સેવ' ૪૨૩
કો કહેં 'મેહલો આલિયેં નગ્ન-રુપ તે કિમ નાહાલિયેં'
કો કહેં 'આનંદી એહ નીરમલ જાંણી આંણો નેહ' ૪૨૪
જેમ ક્રશ્ણ-નેં વસ્ય કાંમની તિમ ભોલવાઈ સહુ ભાંમની
પારવતીઇં નાખ્યો પાસ નવિ ઉલખ્યો કોણે અવીનાશ ૪૨૫

કાંમ-રૂપ દીઠા તે કાંસ વીભલ થઈ સહુ તેણેં ઠાંમ
શીવ ક્રીડા કરેં છેં વંન નારદજીઇ વિચાર્યું મંન ૪૨૬
સહુ રુષી-નેં પાસેં રહ્યા મરમ-બોલ કૌતકના કહ્યા
'રુષી-પત્ની નાહેં છેં ગંગ તિહાં તો થઈ રહ્યો છેં રંગ ૪૨૭
જોગી-સાથેં રામા રમેં તેહ-ના ગુંણ તમ-નેં કિંમ ગમેં'
આગલ-થી જે નંદ્યા કરી તે ફરી રુષીઇ પૂજા કરી ૪૨૮
સ્તુતિ-વચન જે દેવેં કહ્યાં તે શીવપુરાંણ-માં લેખેં લહ્યાં
તે કહેતાં તો કલપ જ થાય સખેંપેં સમઝો મહીમાય ૪૨૯
રુષી ચાલ્યા સહુ રુડી પેંર તેડવા ઘરુણી-નેં ઘેંર
આલીગાલી બ્રાંમણ-ની જાત્ય સ્યુંણતાં ધાઈ બાધી નાંત્ય ૪૩૦
ગ્નાંન આપ રુદેં-માં નવિ ધરેં 'મારો મારો' સહુ-કો કરેં
આવ્યા સહુ ગંગા-ની પાસ જિહાં શીવજી કરેં છેં હાસ્ય ૪૩૧
નગ્ન સરીર દીઠું તે-તણું લાગું દુખ રુષી-નેં ઘણું
રુષી-પત્ની-ને ખબર જ નથી આંનંદ-રૂપ કહું સ્યું કથી ૪૩૨
પારવતી-ની માયા ઘણી ભુરુકી નાંખી છેં મોહ-તણી
કાંમ-વશ્ય કરુણાનિધી હોય તેણેં દ્રષ્ટ ન દીઠા કોય ૪૩૩
'મારો મારો' કરેં સહુ રુષી તિમ તિમ શીવજી થાઇ સુખી
કો છાંટેં ગંગા-નું વાર કોયે રેણું ઉડાડેં છાર ૪૩૪
વલી જ્ઞાંન રુદેં-માંહેં એ થાય 'જાંણેં જે ઘેંહેલો નાશી જાય'
રુષિ કરેં જિમ અધિકો પ્રહાર શીવ-ના મન-માં નાવેં ખાર ૪૩૫
રુષી-નેં મન કોપ જ ઘણો શીવ-નેં થાઇ ઉલટ તેહ-તણો
તાંમસ એક રુષી-નો બાલ તેહ-નેં આવી પ્રગટ્યો કાલ ૪૩૬
કર્યો ક્રોધ મન તેણેં આપ દીધો શ્રી ઇશ્વર-નેં શ્રાપ
'નાગો થઈ નારી-માં રમેં દેવાંસી રુષી-નેં દમેં ૪૩૭
દેખેં માતા માહારી બેંહેંન કિંમ દેખી સકું તે ચેંહેંન
સત્ય વચન માંને માહરું ત્રુટી લિંગ પડો તાહરું' ૪૩૮

એહવો બોલ સ્યુંણ્યો છે કર્ણ ત્રુટી લિંગ પડ્યું તે ધર્ણ
મન-થી પારવતીઇં કહ્યું તિહાં-થી જાંણ્ય સહુ-કો-નેં થયું ૪૩૯
પંચવદન દીઠા જે ભુપ ઓલખ્યા આપેં અકલ-સ્વરુપ
થયું રુષી-પત્ની-નેં જાંણ 'એ માહારાજા પુરુષ પુરાંણ' ૪૪૦
સ્તુતિ કરી જોડ્યા સહુ હાથ દિન વચન બોલ્યા શીવ-સાથ
'અમ-માં મોટું મુરખપણું રુપ ન જાંણ્યું ઇશ્વર-તણું' ૪૪૧
એહ વાત તો ઇહાં-થી રહી શીવ-અંગેં બહુ વ્યાધિ થઈ
વેદના જેહવી લખ્ય વીંછી-તણી તેહ-થી વૃથા ઈશ્વર-નેં ઘણી ૪૪૨
એહ લેંગ જે થાંનક જાય પ્રથવી-સહીત સહુ પ્રલેં થાય
એકેં સ્થાંનક તે નવિ ઠરેં જિહાં જાઇ તિહાં પ્રલે કરેં ૪૪૩
પ્રથવી જવા માંડી પાતાલ ડોલી પડેં દસેં દિગપાલ
ત્રુટ્યાં નીર સહુ નદિયો-તણાં વિઘન થયાં પ્રથ્વી-માં ઘણાં ૪૪૪
સલસલ્યા સેષ નેં ધ્રુજી ધરા ગ્રહ-ગણ તારા નેં ખેચરા
બ્રમાંડ જાંણે ત્રુટી પડ્યું સંકટ સહુ-નેં આવી અડ્યું ૪૪૫

મલ્યા એકઠા બ્રમા નેં ઇંદ્ર વરુણ વાયુ રવિ નેં ચંદ્ર
બીજા તેત્રીસ સર્વે દેવ વિષ્ણુ-સહીત કીધી સેવ ૪૪૬
જલ-થલ સઘલે લાગી આગ નહી કોહો-નેં રહા-ની જાગ
'ક્ષમા કરોજી ભોલાનાથ બુડતાં સહુ-નો ઝાલો હાથ ૪૪૬ ક
સહુ જન-નેં સંકટ થાય છેં સૃષ્ટી તો દેંહેંવટ જાય છેં
કરતા કરતા છો જી તમ્યો તેહ-માં સ્યું વખાણું અમ્યો' ૪૪૭
શીવજી કહેં 'સ્યું કહીઇં કથી એહ-માં વાંક રુષી-નો નથી
અનંગ-વશ્ય થયો જે આપ તે-માંટે પાંમ્યો છું શ્રાપ ૪૪૮
કટકા લેંગ-ના થયા છે બાર નથી રહેંતા હરીનેં ઠાર
પ્રલેં કરેં છેં આડેં આંક સ્યો એહ-માં અમારો વાંક ૪૪૯
ધ્યાંન સહુ-કો સક્તિ-નું ધરો આવાહન અંબા-નું કરો'
ધરણીધરેં ધર્યું છેં ધ્યાંન દેવતાઇં દીધાં બહુ માંન ૪૫૦

સ્તુતિ અલેખે અધકી કરી ત્રુઠાં છે ત્રિપુરાસુંદરી
દેખી દેવ સહુ પાગે નમ્યાં સોક-સંતાપ સહુ-ના શમ્યા ૪૫૧
કરુણાનિધી પાંમ્યા જે કષ્ટ તે ઉમયાઇ દીઠું દ્રષ્ટ
દ્વાદશ રુપ પોતાનાં કરી દ્વાદશ ઠાંમ પોતે પરવરી ૪૫૨
શક્તિરુપીયુ આસન કર્યું શીવ-લિંગ યોનિ-માં ધર્યું
શીવ-શક્તી બે એક સ્વરુપ સુખ પાંમ્યા તે ભોલો ભુપ ૪૫૩
અગ્ની સમ્યો તે શીવજી-તણો ઉલટ થયો ઉમયા-ને ઘણો
કોપ કરી રુષીઇ કાપીયું વેદ-મંત્રે સ્થિર થાપીયું ૪૫૪
જયોતિ-લિંગ છે બારે નાંમ સ્થિર થાવર રહ્યાં તે ઠાંમ
શીવજી કહે 'કારજ કીજીઇ કાયક ડંડ કાંમ-ને દીજીઇ' ૪૫૫
કહે પારવતી નીરમલ નેહ 'માહરો મોકલ્યો આવ્યો એહ
કોય લેઈ સકે નહી નાંમ અજીત કરો તે દાઢે કાંમ' ૪૫૬
શીવ-ને પાસે આવ્યા રુષી ગદગદ-કંઠ થયા તે દુખી
અમ્યો ઇશ-ને દીધી ગાલ કીધો પ્રહાર ચઢચો બહુ કાલ ૪૫૭
એહ વાતે નરક-નો ઠાંમ પાપ-છુટકો કોહોને કાંમ'
શીવ શક્તિ બોલ્યા છે બેહ 'દેવરુપ છો બ્રામણ-દેહ ૪૫૮
આપુ વરદાંન હુંસે-થી હોડ ક્રિપા કરી પોહોચાડું કોડ
પૂજો સહુ રુડેરી પેર શીવ-લિંગ થાપો ઘેરે ઘેર'' ૪૫૯

લેંગ પુજી નવિ જાંણિયો ભટકચો ભવ-માં તે પ્રાંણિયો
સ્વર્ગ મૃત્યુ પાતાલે સંગ પુજે સહુ શીવ-નું લેંગ ૪૬૦
લિગ તે છે પરમ જ ઇષ્ટ લિંગ-થકી થઈ બાધી સ્રષ્ટ
લિંગ ઈશ્વર ને લિંગ જ દેવ લિગ-વિના બીજી સી સેવ ૪૬૧
જલાધારી તે જયોની-રુપ લિંગાકાર તે ભોલો ભુપ
પ્રથવી-પીઠ તે યોની પાસ ઉપર લેંગ તે તો આકાસ ૪૬૨
અણુ-માત્ર ઠાલો નહી ઠાંમ લિંગ-ભગાકારી બે નાંમ
રોમ-રોમ શીવ વ્યાપી રહ્યા ભગ-લેંગ-સ્વરુપે થયા ૪૬૩

નંઘા એહે લેંગ-ની કરે　　કોટિ કલપ નરકેં અવતરે
પુજી લેંગ નેં લાગે પાય　　સ્વદેહે શીવ-લોકેં જાય ૪૬૪
જે નર-થી લેંગ-પુજન થયું　　તેહ-નેં બાકી સ્યુ રહ્યું
લિંગ-પૂજન કરેં નર-નારિ　　સફ્લ કર્યો તેણેં અવતાર ૪૬૫
લિંગ પુજીયું કોડે કલ્યું　　પુજન ત્રિદશ-કેરું વલ્યું
લિંગાકાર જગત-નો તાત　　ભગાકાર માહા-માયા માત ૪૬૬
એહ-થી પ્રગટયાં એહ-માં લીન　　એહ-થી ડાહાપણ એ-થી દીન
લેંગ જોની વિના નર હોય　　એહવો એક દેખાડો કોય ૪૬૭
કહેવા-માત્ર કથાંતર ઘણું　　વધતુ પુન્ય લેંગ-પુજન-તણું
આદ્ય સૃષ્ટી-તણું મંડાંણ　　જયોની-લેંગ પરઠાં પરમાંણ ૪૬૮
એહ-માં સાં-નો સંદેહ રીઝ　　લિંગ સકલ સૃષ્ટી-નું બીજ
સીવપુરાંણ-અનુસારેં લહી　　તે મેં એહ વાંણિ કહી ૪૬૯

દુહા

એ પ્રતિઉત્તર અમ-તણો　　કાંમની સાંભલ્ય કર્ણ
અમ્યો તો પંથે પરવરું　　તો પ્રશ્ન તું પુછેં ત્રણ　　૪૭૦
પાગ લાગી તે પદ્મની　　'પુછું તમ-નેં મર્મ
પાખંડ-ઉપર પ્રીતિ નહી　　મુઝ-નેં વાહલો ધર્મ　　૪૭૧
સાક્ષાતકાર જે વિષ્ણુ છેં　　બ્રમાં-સરિખો ભુપ
તેહ-નેં સહુ પુજેં ગોલો કરી　　રુડું જેહ-નું રુપ　　૪૭૨
નહી આકાર નહી પ્રતીમા　　નહી મોહ માથું મેલ
સખો કરી પુજેં સહુ　　શાલીગ્રામ-સ્યું ખેલ　　૪૭૩
નહી લાંબો નહી ટુંકડો　　નહી નીચો નહી ઉર્ધ
નહી સુક્ષ્મ દીરઘ નહી　　નહી લઘુ નહી વર્ધ　　૪૭૪
ગોલમોલ ગોલો કરી　　કરેં પુજા-નાં કાંમ
આકાર તો એકેં નહી　　વિષ્ણુ મોહોટું નામ'　　૪૭૫

## ચોપઇ

સ્યાબાંસ રે સુંદર સુંદરી  એહ પુછયેં-થી આંખ જ ઠરી
કોટિ જનમ-પાતિક કહેંવાય  પ્રીછંતાં-માં પ્રલેં થાય ૪૭૬
રાજરાજેશ્વર પુરશ પુરાંણ  કરતા હરતા વિવીધ વખાંણ
શીવ બ્રમા તેહનેં નિત્ય રટેં  નાંમેં બ્રમ-હત્યા અઘ મટેં ૪૭૭
જગત-કરતા જગત-નું બીજ  રુઢી વાત-તણી જે રીઝ
જોગ્ય-પુરષ જલહલ જે જયોત્ય  તેજ-પુંજ્ય ઉદેં ઉદ્યોત ૪૭૮
તેહ-નેં સહુ-કો કહેં છેં ધાંમ  જેહ-નો નાશ નહી નાંમ
નહી સ્રી નહી પુરુષ-નું રૂપ  ત્રીગુંણ બ્રંમ ન જાંણે ભુપ ૪૭૯
સઘલેં ખરો નેં કહિંઇ નહી  રમી રહ્યો સહુ-માં તે અહીં
બાવન-થી બાહિર પચવીસ-થી પરો  કહિંઇ નહી નેં સઘલેં ખરો ૪૮૦
નીરાકાર નેં શુભ સાકાર  અખીલ મંડલ-માં જે આકાર
વરણવ ન્યાય કરેં વિવેક  આદ્ય નીરંજન વિષ્ણું એક ૪૮૧

સૃષ્ટી કર્યા-નું છેં તે મંન  પંચ મહાભુત નહી તે દીન
નહી પવન પાંણી આકાશ  પ્રથવી તેજ નહી તિહાં પાશ ૪૮૨
તેહ-નેં ઇછા થઈ જ્યાહરેં  ત્રીગુંણ-રુપ થયા તાહરેં
થઈ થકતી રાજસ-ગુંણ રીઝ  થયા વ્રક્ષ બાધા-નાં બીજ ૪૮૩
થયું એક અધીકારી ઇંડ  ભાવેં થયું ભારે બ્રંમાંડ
એક-થકી તો થયાં અનેક  વિવિધ પ્રકારેં વિવધ વિવેક ૪૮૪
અણુ-માત્ર ઠાલો નહી ઠાંમ  રમિ રહ્યો સઘલા-માં રાંમ ૪૮૫

## દુહા

ઇછા-થકી તો ઉપનું  સકલ લોક નેં દેવ
વિચ્યાર કર્યો ત્રણે ગુંણે  'શી કરસ્યું જી સેવ ૪૮૬
નાંમ-રુપ નિરખ્યું નહી  એ કો અકલ-સ્વરૂપ
કોણ પ્રકારેં પુંજસ્યું'  કહેં હરિ-હર બ્રંહ્મા ભૂપ ૪૮૭

'કો ચતુર્ભુજ પૂજસ્યેં કોયક પુજસ્યેં ઈશ
કોયક શક્તિ પુજસ્યેં કો પૂજે જુગદીસ ૪૮૮
કો અગની આરાધસ્યેં કો તારા રવિ ચંદ્ર
એમ ઇષ્ટ-ઉપાસના કો આરાધેં ઈંદ્ર ૪૮૯
આપણ ઈશ્વિર જગત-ના સહુ પુજેં સાકાર
આપણ કોહો-નેં પુજસ્યું નિરંજન નિરાકાર' ૪૯૦

ચોપઈ

બ્રમા વિષ્ણુ રુદ્ર જ જંન એ ત્રણ્યે વિચાર્યું મંન
'આપણે તો એક દીઠું ધાંમ નથી જાંણતા તેહ-નું નાંમ ૪૯૧
નવિ જાંણિઇ તેહ-નું રુપ નવિ જાંણિઇ બ્રાંમણ કે ભૂપ
આપણો તો ઈશ્વિર એહ દીઠી નહી આપણે દેહ ૪૯૨
ધાંમ તેજ નેં જ્યોત્ય કહેંવાય એહ-ની તે પુજા કિમ થાય
બ્રહ્માંડ બાધું ખોલી જોય એ-વિણ ઠાંમ એકેં નહી કોય ૪૯૩
જલ થલ પવન પાંણી આકાસ વ્યાપિક વીશ્વ બાધેં પરકાસ
ધાતુ ધાન વનસ્પતિ-માય ઠાલો ઠાંમ મલેં નહી કાય ૪૯૪
કોણ રુપ એ ઈશ્વિર હસ્યેં એહ-ની પુજા તે કિમ થસ્યેં
નીરાકાર નીરવાંણી નેટ ઠરી રહ્યા સાકારેં ઠેઠ' ૪૯૫

કલપના કલપ-સુધી તિહાં કરી પણ બુધિ એકેં ઠાંમેં નવિ ઠરિ
ત્રણ્યેં દેવ મલીનેં કહ્યું 'બ્રમાંડ ગોલાકારેં થયું ૪૯૬
બ્રમાંડ-રુપ એ ભારે ભુપ કરી કલ્પના ત્રિગુંણ-સ્વરુપ
ગોલાકાર એ તો આકાર નાંમ નહિ એ તો નિરાકાર' ૪૯૭
સઘલેં રમી રહ્યો એ ઠાંમ સહુ-કોયે ઠરાવ્યાં સાલિગ્રાંમ
°'સાક્ષાતકાર એ તો છેં બ્રંમ' મોટે પુરુષ વીચ્યારું મર્મ ૪૯૮
સાલીગ્રાંમ નાંમ જેહ-નું ત્રીગુંણ પુજન કરેં તેહનું
સાલિગ્રાંમ-ની ભગતેં ભલેં સાક્ષાત ઈશ્વરની પુજા વલેં ૪૯૯

શાલીગ્રાંમ વિષ્ણુ નેં ઈશ સાલીગ્રાંમ સ્વયેં જુગદીસ
શાલીગ્રાંમ તે સ્વયેં શક્ત શાલીગ્રાંમ તે વ્યાપિક વ્યક્ત ૫૦૦
શાલિગ્રાંમ તે તો સાકાર નીશ્ચેં એહ છેં નિરાકાર
એકે રુપ-માં એ તો નહી સકલ સ્વરુપેં વ્યાપિક સહી ૫૦૧
આદ્ય-નું આદ્ય જ્યોતિ-ની જ્યોતિ તેજ-નું તેજ અધીક ઉદ્યોત
રામ-નો રામ ઈશ-નો ઈશ શાલીગ્રાંમ તે શ્રી જુગદીશ ૫૦૨
મોહોટા પુરુષ-નેં ન જણ્યોમર્મ ત્રીગુણ આદ્ય પુજેં એ બ્રમ
કોટિ-કોટિ બ્રમાંડ જ કહ્યાં સાલીગ્રાંમ-રુપેં સહુ થયાં ૫૦૩
સમારથ સહુ પુજન જોય શાલીગ્રાંમ-સમો નહી કોય
સાલીગ્રાંમ-નેં જે નર નડેં કોટિ કલપ તે નરકેં પડેં ૫૦૪
સાલિગ્રામ-ની પૂજા કરેં સત્ય-લોકે સ્વર્ગેં સંચરેં
શાલિગ્રાંમ-નું લેસ્યેં નાંમ પાંમેં પંચ પદારથ ઠાંમ ૫૦૫
શાલીગ્રામ-સમો નહી દેવ શાલીગ્રાંમ-સમી નહી સેવ
કોટિ સાસ્ત્ર કહેં સ્યું કથી એ-સમાંન કો દૈવત નથી ૫૦૬
શાલીગ્રાંમ-મહીમા નવિ લહ્યો અવતાર અફલ વાયુ-વત વહ્યો
શાલીગ્રાંમ-ની પુજા-માટ ચ્યાર વેદ ભણ્યા લે વાટ ૫૦૭
શાલિગ્રાંમ ન સેવ્યો નેટ તે ગર્ભ ગલ્યો જનુનિ-પેટ
શાલિગ્રાંમ ન પૂજ્યો જ્યથા તે જનુની-ગર્ભ નહી સર્વથા ૫૦૮
તુલસી સમર્પિં નહી જે શીશ તેહ-નેં રુઠા શ્રી જુગદીસ
સાલિગ્રાંમ-નાંમેં નવિ નમ્યો તેણેં દેહ પોતા-નો દમ્યો ૫૦૯
સાલીગ્રાંમ-સ્યું ન ધરી પ્રીત તે ડાહ્યો વાહ્યો રુડી રીત
સાલિગ્રાંમ-સ્યું ન ધર્યો નેહ આંખ્ય છતેં આંધો નર તેહ ૫૧૦
શાલીગ્રાંમ ન જાંણેં સાર ઉઠી વાટચ તેહ-નો અવતાર
બ્રમાંડ બ્રંમ-તણો છેં ઘાટ શાલિગ્રાંમ પુજેં તે માટ ૫૧૧

## દુહા

કાંમ્યની કહે 'કરુણા કરી | કોડે સાભલ્યું કર્ણ
સુરત્ય નહી બ્રમા-તણી | પુછું પ્રશ્ન ત્રણ ૫૧૨
ચતુર્ભુજ તો વીષ્ણુ-ના છે | શીવ-નું લિંગ પુજાય
નહી બ્રહ્મા-ની પ્રતિમા | એ અચરત કહેંવાય ૫૧૩
ધાતા કરતા સૃષ્ટિ-નો | આદ્ય દેવ છે એહ
તેહ-ને કો પુજે નહી | મોહોટો એ સંદેહ' ૫૧૪
'પ્રશ્ન પવિત્ર તેં પુછીયું | તેહ-થી પાવન થાઉં
અડસઠ તીરથ-થી અધીક | ઘર-માં ગંગા નાહાઉં ૫૧૫
કહ્યું છે બ્રંમપુરાણ-માં | સાખ્ય સાસ્ત્ર દેં સર્વ
સંખેપેં તે હું કહું | મેહેલો મન-નો ગર્વ ૫૧૬

## ચોપાઈ

હરી હર બ્રહ્મા જે ભુપ | એ ત્રણ્યેંનું એક સ્વરુપ
અધિક તુન્ય એહ-માં નહી કોય | વેદપુરાંણ સાસ્ત્ર-માં જોય ૫૧૭
બ્રહ્મા-ની પુત્રી સરસ્વતી | નિરમલ-નાંમ મનોહર-મતિ
દેવાંગના-થી દીસે વડી | ઘણે હેત કીરતારેં ઘડી ૫૧૮
દૈવત-સાર તે પૃથવી-તણું | તે-થી તેજ તે-માંહે ઘણું
અણું-માત્ર કલા-નો ભેદ | તેહ-ના ચ્યાર થયા છેં વેદ ૫૧૯
આદ્ય-અનાદ્ય-થકી એ ગાત્ર | બ્રહ્મ-પુત્રી તે કેંહેંવા-માત્ર
તેણેં મંન વિચ્યારું ખરું | 'વર રુડો હોય તો વરું ૫૨૦
જો પરણાવેં માહરો તાત | તો તે વિશ્વ વખાંણે વાત
કિમ લજાઈ મેં કહેંવાય | તે કિમ જાંણ્ય પીતા-ને થાય ૫૨૧
બાલિક-માંહેં ગણે છેં એહ | નથી થતો પરણાવા નેહ
માટેં દાખવું માહરું તંન | જો પીતા સમજે પોતા-ને મંન' ૫૨૨
બેંઠા એક સમે એકાંતિ | ભાંમનીયેં વીચ્યારી બ્રાંત્ય
પ્રકાસ કર્યું પોતાનું રૂપ | આવી બ્રમ-તનયા જિહાં બ્રમા-ભુપ ૫૨૩

બેંઠા સંધ્યા-વંદન કાજ એકાંત્ય તાલી લાગી ' આજ
જિમ ઘંન-માંહિં હોઇ વીજલી પીતા-પુઠેં નારી નીકલી ૫૨૪
અકસ્માત અજુયાલું થયું ચૈત્યન જ્ઞાંન રુદેં-થી ગયું
સંધ્યા-વંદન જોગેં જ્યાંમનિ કટાક્ષ-દ્રષ્ટેં જોઈ કાંમની ૫૨૫
દેવાંગના દીઠી દેહ-નેં વીર્ય-દ્રાવ થયો તેહ-નેં
ન રહ્યું ધ્યાંન નેં બીજું ધીર અનંગ-વસ તે થયું સરીર ૫૨૬
પામ્યો મોહ અકલાંમણ ઘણી પુત્રી દીઠી તે પેટ-જ-તણી
લજ્યા પાંમ્યા રાજ-સ્વરૂપ ભોલવાયો જે ભારે ભુપ ૫૨૭
' જપ તપ તેજ નેં ગુંણ તો ગયું ' સાંન વીચારી દુખડું થયું
' ધીક અવતાર માહરું જે નાંમ ધીક ધીક પાપી છેં એ કાંમ ૫૨૮
ધિક ધિક પુત્રી જે માહરી ધીક ધીક બુધ્ય તરુણી તાહરી
અચાંનક આવી બારણેં કોડેં પરણા-તણે કારણેં ૫૨૯
શ્રાપ અંતઃકરણ દેઉં અમ્યો જનમ-જનમ કુંયારાં તમ્યો
પરણવા-ની ન પોહોચો આસ રહેં કુમારિ બારેં માસ ' ૫૩૦
એ શ્રાપ કલ્પાંતે કહ્યો લાક્ષણવંતીયેં મન-માં લહ્યો
મુખ-થકી મુંક્યો નિશ્વાસ 'નિશ્ચેં કીધી મુઝ-નેં નિરાસ ૫૩૧
બુદ્ધિ-હીણ થયો તું બાપ તો સાંભલજે માહરો શ્રાપ
હરિ હર બ્રંમા સરખા હોય તેહ-માં તમ-નેં નવિ પુજેં કોય ૫૩૨
હરિ-હર-ની માંનતા હોજયો ઘણી પુજાસ્યો માં પ્રતિમા તમ-તણી
જો તેં નિરમુખ મુંકી મું-નેં રખે પુજતો કોઇ તું-નેં ૫૩૩
બાવના ચંદન બહેંક બરાસ હરિ-હર પુજાસ્યેં તે પાસ
ત્રિદશ દેવ સહુ જુગ-માય પ્રતિમા-રુપ થઇ પુજાય ૫૩૪
માહરા વચન-થી શ્રાપ જ હોય બ્રહ્મા-નેં પુજે માં કોય '

માંહોમાંહેં દીધો શ્રાપ પડ્યાં વીમાંસણ બેટી-નેં બાપ ૫૩૫
કહેંતેં સ્યું કહેંવાઈ ગયું દુખ ઘણું બેં જણ-નેં થયું
દેવ-તણાં વચન કિમ જાય ત્રણેં લોક તો પ્રલેં થાય ૫૩૬

## દુહા

ભ્રમા કહેં 'ભુંડું કર્યું મેં દીધો તુ-નેં શ્રાપ
ક્ષમા કરો તે તો તમ્યો આપું વરદાંન જ આપ ૫
કુંયારિ કુંયરી તમ્યો માહરું તુઝ-નેં માંન
પ્રસન થાઉં પરમેશ્વરી વારુ દેઉં વરદાંન ૫
મા તુ જેહનેં મુખ વસી મોહોટો જંન તો તેહ
વિદ્યા-થી જે વેગલો પશુ-કાષ્ટ-વત દેહ ૫
વિદ્યા મુલ એ મોક્ષ-નું તત્વ-તણું એ તત્વ
ધર્મ-મુલ વિદ્યા ખરી સાસ્ત્ર સકલ-નું સત્વ ૫
વેદ-મુલ તે સરસ્વતિ કર્મ-મુલ તું માત
તુઝ-વિણ આંધો આતમા તુઝ-વિણ સુંની જાત્ય ૫
સાર શુભ સંસાર-માં વિશ્વ બાધા-માં વાસ
સદવિદ્યા શોભેં જિહાં તેહ-ની લખમી દાસ ૫
વિદ્યા-વશ્ય સહુ દેવતા વીદ્યા-વશ્ય કુલ-કર્મ
વીદ્યા-વશ્ય તે ઇષ્ટ છેં વીદ્યા-વશ્ય ધન-ધર્મ ૫
ભ્રમા વીષ્ણુ રુદ્ર જે અનમી મન અહંકાર
તે સહુ વસ વિદ્યા-તણેં આધપત્ય અપરંપાર' ૫

## ચોપઈ

વરદાન પાંમી શ્રી સરસ્વતી જેહ-ની મનોહર નિરમલ મતી
'પીતા શ્રાપ-અનુગ્રહ કરું અવિચલ વાંણી આગલ ધરું ૫
તેત્રીસ કોડ બીજા સહુ દેવ કરેં સહુ પ્રતિમા-ની સેવ
કો પાષાંણ કો કાષ્ટ પુજાય કો સપ્ત-ધાતુ પીતલ-નું થાય ૫
કો સોનેં રુપેં મુહુરતિ હોઇ પ્રત્યક્ષ પુજાઇ નહી કોઇ
મૃતુલોક-માં જે માંનવી સ્વર્ગ-પાતાલેં દેવ-દાંનવી ૫
તે સહુ પ્રેમ ઘણેરો ધરેં પ્રત્યક્ષ માહારિ પૂજા કરેં
ભ્રામણ લે તમારું રૂપ તેહ-ને પુજસ્યેં ભારે ભુપ ૫

એ પરતક્ષ પૂજા તમ-તણી　　જગત બાધા-માં વ્યાપે ઘણી
બ્રાંમણ બ્રમા બ્રાંમણ ઈશ　　બ્રામણ તે હોઈ જુગદીસ ૫૪૯
બ્રાંમણ સુરજ બ્રાંમણ દેવ　　બ્રાંમણ અગ્નિ સદગુરુ સેવ
બ્રાંમણ તીરથ બ્રાંમણ નીર　　બ્રામણ ધર્મ કર્મ ધીર ૫૫૦
બ્રાંમણ-નેં જે માંણસ ગણે　　સુકીત સત જન્મ-નું હણે
દેવ-ના દેવ બ્રાંમણ-જાત્ય　　બ્રાંમણ ઈશ્વિર રવી પરભાત્ય ૫૫૧
બીજાં તીરથ થાવર કાંમ　　બ્રાંમણ તીરથ જંગમ નાંમ
પ્રથમ તો બ્રાંમણ પુજાય　　જગન આરંભણ વૃલતો થાય ૫૫૨
વિષ્ણુ-પુજન બ્રાંમણ-થી વલેં　　શીવ-પૂંજન બ્રાંમણ-થી ફલેં
વરત-ફલ તો તાહરેં ઠરેં　　જાહરેં બ્રાંમણ ભોજન કરે ૫૫૩
પીત્રી પિંડ તો લેં તાહરેં　　ત્રપ્ત બ્રાંમણ થાઈ જાહરેં
હુવન-હોમ દેવતા-નેં ગમેં　　તેહ વલેં જો બ્રાંમણ જમેં ૫૫૪
પ્રથવી-માં જે પ્રત્યક્ષ દેવ　　સાક્ષાત બ્રામણ-કેરી સેવ
અડસઠ તીરથ મહીમા ધસેં　　તે વીપ્ર-તણે અંગુઠે વસેં ૫૫૫
ભુદેવ તે બ્રાંમણા-નું નાંમ　　સકલ જગન-નાં એહ-થી કાંમ
જેણે ઓલખ્યા બ્રામણ ભુપ　　તેણે ઉલખ્યા અકલ-સ્વરૂપ ૫૫૬
નંદેં બ્રાંમણ-ને દે જે ગાલ　　તેહ-નું પુન્ય ગયું પાતાલ
મંત્ર જંત્ર ઉપાસન અન્ય　　વિપ્ર-સમાંન બીજું નહી પુન્ય ૫૫૭
બ્રામણ-ઇશ્વર-માં અંતર જેહ　　રૌરવ નરક ભોગવશેં તેહ
વીષ્ણુ વીપ્ર-ચરણોદક ધરેં　　શીવ-આરાધન વીપ્ર-ની કરેં ૫૫૮
ભવાંની તે બ્રાંમણ હોય　　એહ-માં ભ્રાંત્ય ન જાંણો કોય
સર્વ તજી જે પુજેં બ્રમ　　છેં સાસ્ત્ર-માં મોહોટો ધર્મ ૫૫૯
અનેક સાસ્ત્રેં મત છેં ઘણા　　સઘલેં મહીમા બ્રાંમણ-તણા
વિપ્ર-વીના કરેં શુભ કાંમ　　તેહવો દેખાડો કો ઠાંમ ૫૬૦
વિપ્ર-જોડ બીજું જે હોય　　તેહવું સૃષ્ટી-માં નહી કોય
વેદ બોલે હાકી નીશ દીસ　　બ્રાંમણ તે વિષ્ણુ ને ઈશ ૫૬૧

સાસ્ત્ર-સકલ-ના એહ સુજાંણ પોકારીને કહે પુરાંણ
કોડિ મત બીજા જે કથી દૈવત વીપ્ર-સમાંને નથી ૫૬૨
બ્રાંમણ તે બ્રંમા-નું રૂપ ભાગ્યસાલી તે બ્રાંમણ ભુપ
બ્રાંમણ તીરથ બ્રાંમણ વ્રત જિહાં બ્રાંમણ તિહા ઇશ્વર વ્રત ૫૬૩
મુલ-થકી બ્રાંમણ-ને માન વલી વશેષ પાંમ્યા વરદાંન
સ્રષ્ટ મંડાંણ કરતા જે કાંમ તે તો નીરમલ બ્રાંમણ નાંમ' ૫૬૪

## દુહા

પાગ્ય લાગી તે પદ્મની પુછું પ્રશ્ન જ એક
ચીત-થી ચ્યાર પુરાં કરો વાંણી સુંણુ વિવેક ૫૬૫
મોટા વિપ્ર તમ્યો કહ્યા જેહવા શ્રી-જુગદીશ
પ્રથવી પૂજે તેહ-ને સંમ્યક પ્રકારે શીશ ૫૬૬
ધેનુ જાત્ય પશુ-તણી ગુરુ-સમાંને ગાય
મન-માં સંદેહ માહરે જે પુછે કીમ પુજાય ૫૬૭
એ તો અચિરીજ અતિ ઘણું કિયા સાસ્ત્ર-ની રીત્ય
બાધું અંગ અકજ કર્યું પુછ ઉપર સી પ્રીત્ય' ૫૬૮

## ચોપઈ

રાજા કહે: 'સુંણ્ય રાંમા વાત શુભ વાત પુછી સાક્ષાત
ગંગા ગોદાવરી કેદાર એહ-થી સાંભલ્યે પુન્ય અપાર ૫૬૯
જેહવું નર્મદા-નું દરસંન પુછે પ્રશ્ન-થી પુન્ય પરસંન
એક વાર શ્રી રુડો રાંમ ગયા વંન કો કારણ કાંમ ૫૭૦
જગત-પાવની નાંમ જેહ-નું ધરે ધ્યાંન બ્રંમા તેહ-નું
પુરણબ્રંમ પુરણાનંદ જેહ નિરમલ નાંમ સુખદાયક તેહ ૫૭૧
શીતા લેઈ લંકા-થી વલ્યા સકલ શોક મન-માંથી ટલ્યા
રોલ્યો રાવણ રાક્ષસ સુત્ર પુર્વે તે બ્રાંમણ-નો પુત્ર ૫૭૨
રહ્યો ખરખરો મન અહરનીશ બ્રાંમણ-હત્યા બેઠી તે શીશ
ગયા નર્મદા-કેરી તીર મુંક્યાં વસ્ત્ર નાહાવા નીર ૫૭૩

તે જલ-માં પગ બોલેં જાહરેં નીકટ નહી નર્મદા તાહરેં
જિમ-જીમ રાંમજી આઘા જાય તિમ-તિમ રેવા દુર પલાય ૫૭૪
નવ ધનુષ નર્મદા ગયાં ઝાંન રાંમ-રુદે-માં થયાં
કર જોડીને ઉભા રહ્યા બોલ નર્મદા પ્રતેં તે કહ્યા ૫૭૫
'હું આવ્યો નાહાવા-કારણેં તમે દુર જાયો બારણેં
તેહ-નું કારણ કહોને તમ્યો પવિત્ર થવા આવ્યા છું અમ્યો' ૫૭૬

દૂહા

કહેં રેવા 'શ્રી-રાંમ સુંણ્ય અસત્ય કહું નહી આપ
બ્રંમ-રાક્ષસ રણ રોલીઓ તેહ-નું પરતક્ષ પાપ ૫૭૭
નીસાપપ તે તપ-થી થસ્યો તેહ પાપ તુમ ત્રણ્ય'
લક્ષ્મણ રાંમ સીતા સહીત કથન સાંભલ્યાં કર્ણ ૫૭૮
રામઘાટ રાંમેં રચ્યો તપ કરવા દ્દઢ ધીર
નીત્યેં નરખે નર્મદા નેહેં પીયે નીર ૫૭૯
વાડી સીતાયે વારૂં કરી વાવ્યાં કેલી-નાં વંન
મન દ્દઢ કીધું માંનની નીરમલ કરવા તંન ૫૮૦
લેંગ થાપ્યું તિહાં લક્ષમણેં બેંઠા આસન વાલ્ય
મંત્ર જપેં સુખ શીવ-તણો કર ઝાલી શુભ માલ ૫૮૧
વૈશાખ માસ ઇમ વહી ગયો થયો સંવત્સર સાર
નિસપાપ થયાં નર નારિ સહુ પુન્ય તે અપરંપાર ૫૮૨
રુદ્રદેહા રંજીત થયાં પ્રીત ધરી પરસંન
'કરો અવગાહન ગંગ-માં વિશ્વનાથ-દરસન' ૫૮૩
પ્રણાંમ કરીનેં પરવર્યા અજ્યોધ્યાપતિ જે અંગ
પુન્ય-પ્રતાપેં પાંમીયા જે ગુણવંતી ગંગ ૫૮૪
મુક્તિ-ક્ષેત્ર મહીમા ઘણો અધિપત્ય મન અતિ આસ
ત્રીકુટા-ત્રટ બાંધી રહ્યા પ્રીત ધરીનેં પાસ ૫૮૫

વારૂ વાડિ વન કર્યું કેતકી-કેરાં વૃક્ષ
અગનીહોત્ર સેવે સુખે સકલ ધરમ-ની સાક્ષ ૫૮૬
ધેનું પુજે ધર્મ-કારણે સેવા શ્રાધ શુભ કાંમ
કાસી-વાસ વશી રહ્યા રાજીવ-લોચન રાંમ ૫૮૭

પ્રીતે આવ્યો પીત્રી-દિન આનંદ મન ઉલ્લાદ
દિવસ શ્રાધ દશરથ-તણો સંવછરાદીક શ્રાધ ૫૮૮
તાત-દિને તરપણ કરે પ્રીત્યે દ્યે પીંડ-દાંન
આનંદ ઇકોત્તર તરે મોટિમ પાંમે માંન ૫૮૯
રાંમ કહે 'શીતા સુણો કરો સામગ્રી સર્વ
ઉપસકરણ જે શ્રાધ-નાં તે લાવું હું દ્રવ્ય' ૫૯૦
શ્રી રામચંદ્ર વન-માં ગયા રહ્યા સુંદરી ધૈર્ય
વેલા શ્રાધ-તણી થઈ તિહાં સી પરઠી પેર ૫૯૧
'સમે જસ્યે જો શ્રાદ્ધ-નો તો પીત્રી નિરસુખ જાય
પુન્ય હોયે પંનર ભવ-તણું તે પલ-માં પ્રલે થાય' ૫૯૨
આકુલ-વ્યાકુલ અતિ ઘણું શીતાજી મંન સાથ
પ્રીતે પંડ્ય પોતે કર્યા દીધાં દશરથ-હાથ ૫૯૩
પ્રતક્ષ હાથ તે પરઠીયો સહુજ સમાવ્યો શોક
તે વેલાં ત્રપત થયા પીંડ-થી પીત્રી-લોક ૫૯૪
આજ્ઞા માગી સીત-ની પીત્રી સ્વર્ગે જાય
કર જોડી ઉભાં રહ્યાં શીતા લાગાં પાય ૫૯૫
'શ્રી-રામચંદ્ર કિમ માંનસ્યે ત્રીપત થયા એ દેવ
તે-કારણ મુઝ-ને કહો જે કરુ સર્વથા સેવ' ૫૯૬
'અગની સાક્ષ જ પુરસ્યે સાચું કહેસ્યે ગંગ
ધેનુ જોડે કેતકી રૂડો રહેસ્યે રંગ ૫૯૭
ત્યારે સાખી તાહરાં પુરે સાક્ષ સુજાંણ
રાંમ-તણું મન રીઝસ્યે પ્રીછસ્યે પ્રીત્ય પરમાંણ' ૫૯૮

## ચોપઈ

પીત્રી દેવ તો સ્વર્ગે ગયા સીતા-ના મનોરથ થયા
મુહુરત એક થયું જેટલેં શ્રી-રામચંદ્ર આવ્યા તેટલેં ૫૯૯
'અરે સીતા અન્યાય થાય છેં શ્રાધ-તણી વેલા જાય છેં
પીત્રી નીરમુખ પાછા જશ્યેં સકલ ધર્મ-તણો ક્ષય થસ્યેં' ૬૦૦
ધસમસ કરેં ઉતાવલ ઘણી કર જોડી વાંણી શીતાઇ ભણી
'રાજરાજેશ્વર ભોજન્ન કરો એ વાતેં નવિ આંણો ખરખરો ૬૦૧
સાચું બોલું હું તુંમ-સાથ્ય પિંડ આપ્યા મે પીત્રી-નેં હાથ
સંતુષ્ટ થઈ નેં સહુ-કો વલ્યા પીત્રી-લોક-માંહેં તે પલ્યા' ૬૦૨
રાજીવ-લોચન બોલ્યા રાંમ 'શીતા નહી તમારું કાંમ
જુઠા જે બોલો છો બોલ એ તો નહી તમારો તોલ ૬૦૩
જુઠું વચન સેંહેંજેં સારીઇ સુકીત જનમ-તણું હારીઇ
ભાગ્યની લાગી દીસેં ભુખ માટેં મુ-ને ઉપજાવો સુખ ૬૦૪
કોટી-વરાં તરુણી કહો તમ્યો એહ વચન કિમ માંનું અમ્યો
જુઠી વાત તો રહેંવા દ્યો ઉઠીનેં ડાભ-સંથારો લ્યો' ૬૦૫
સીતા કહેં 'તુમારી આંણ્ય જો મુખ જુઠી બોલું વાંણ્ય
દશરથ પિંડ લેઈનેં ગયા તેહ-ના ચ્યાર આ સાક્ષી થયા ૬૦૬
ગંગા કેતકી અગની નેં ગાય તે ચારે સાક્ષી તેહે-ના થાય
પરઠેં સાખ્ય તો સત્ય માંનજ્યો નહીતર તો જુઠી જાંણજ્યો'
ચ્યારેંનેં પુછેં શ્રી-રાંમ કોય ન બોલ્યું તેણેં ઠાંમ ૬૦૭
નવિ બોલ્યા કો તેણી ઘડી સતિ-સીરોમણિ ઝાંખી પડી
ફરી શ્રાધ માંડયું શ્રી-રાંમ પીત્રી બોલ્યા તેણેં ઠાંમ ૬૦૮
'બીજી વાર કાં તેડ્યા તમ્યો તેણે ક્રુટ પાંમ્યા છું અમ્યો
સીતાઇ શ્રાધ ભાવેં-થી કર્યું જયેષ્ટ પેટ અમારું ભર્યું' ૬૦૯
ગયા પીત્રી કહી તે દીશ ચઢી માત સીતા-નેં રીસ
'પાડી જુઠી મુજ-નેં આપ તમ ચ્યારેં-નેં દેઉં શ્રાપ' ૬૧૦

ગંગા-નેં કહે 'સુકી જાયો' અગ્ની-નેં કહે 'સર્વે ખાયો'
ધેનુ-નેં કહે 'ઉખર કરોં ભુતલ-માં જઈ નેં પેટ ભરો' ૬૧૧
'કેતકી તું નવિ બોલી હીસ રખે ચઢે તું સીવ-નેં સીસ'
સીતાઇ તો દિધો શ્રાપ ચ્યારેં-નેં તો લાગું પાપ ૬૧૨

દુહા

પાંમ્યા શ્રાપ તે ચ્યારેં જણાં કુડું કીધું કાંમ
કર જોડી ઉભાં રહ્યાં જિહાં બેઠા શ્રી-રાંમ ૬૧૩
સમ્યક્ પ્રકારેં સ્તુતિ કરી ધર્યું હેત-થી ધ્યાંન
કરુણા-સાગર કીપા-નીધી મંન-થી દીધાં માંન ૬૧૪
'શ્યા-માટે બોલ્યા નહી સાચી ન દીધી સાખ્ય
તેહવું પામ્યાં છો તમ્યો વાંક તમારો લાખ' ૬૧૫

ચોપઈ

ગંગા કહે 'મેં જાણ્યું એહ રાંમ પખાલેં મુઝ-માં દેહ
શ્રાધ કરેં તો પાવન થાઉં રાંમ-રુપી જલ-માં નાહું ૬૧૬
એમ જાંણીનેં નવિ બોલ્યાં અમ્યો જિમ જાંણો તિમ કરજ્યો તમ્યો'
અગ્ની કહે 'મેં જાંણ્યું એમ પરિભ્રંમ-ઉપરિ મુઝ-નેં પ્રેમ ૬૧૭
અગ્નીહોત્ર હોમેં જો એહ તો પવિત્ર થાયેં માહરી દેહ'
કહેં કેતકી 'મહીમા મલેં રાંમ આવી બેસેં મુઝ-તલેં ૬૧૮
સ્પર્શે રાંમ-નેં પાવન થાઉં સ્વર્ગલોક-માં સહેંજે જાઉં'
કહેં ધેનુ 'નહી માહરો વાંક મેં વિચ્યાર્યું આખર આંક ૬૧૯
ચ્યાર પિંડ આપેં શ્રી-રામ પોહોચેં કોડ થાઇ મુઝ કાંમ'
એહવું ચ્યારે વચન જ કહ્યું 'સવલું કરતાં અવલું થયું ૬૨૦
પુન્ય-કાલ છેં શ્રાધ-જ-તણો થયો શ્રાપ શીતાજી-તણો
હવેં શ્રાપ તે તો નવિ મટેં કરો પાવન અમ-નેં ઘટેં' ૬૨૧

## દુહા

શ્રી-રાંમ કહે ' સીતા સુણો પ્રસંન થઈનેં આજ
વરદાંન આપો એહ-નેં તેહ અમારેં કાજ ૬૨૨
ગંગા પાવન જગત-ની ધેનુ જગત-ની માત
કેતકી-વલ્લભ આપણેં અગ્નિ સુભ સાક્ષાત' ૬૨૩
' વચન જાઈ સીતા-તણું કિમ બોલાઈ ફોક
પ્રલેં થાઈ પલક-માં ચ્યાર ખંડ ચૌદ લોક ૬૨૪
શ્રાપ થયો તે તો થયો મુલ વધારું માંન
પીત્રી-દીવસ સંતોખીઇ દિલ-માં જાંણી દાંન ૬૨૫
ગુપ્ત વહો ગંગા તમ્યો પ્રગટ વહો નહી પુર
સહસ્ત્ર-ઘણો મહીમા તુ-નેં કુલ-જુગ-માં નિરમલ નુર ૬૨૬
સકલ-ભક્ષ હુતાશની પવીત્ર સઘલેં કાંમ
અપવીત્ર અગ્ની ચીતા-તણો અધિકારી એ ઠાંમ ૬૨૭
કેતકી-નેં કરુણા કરી અંગ ચઢેં નહી ઈશ
વીષ્ણુ આદ્ય ત્રીદશ-તણું સોહાવેં તું સીસ ૬૨૮
અપવીત્ર મુખ ધેનું-તણું કહ્યૂ શીત સ્વરૂપ
પુછ પવીત્ર બહુ પરઠીયું પુજેં બ્રહ્માદીક ભૂપ ૬૨૯
હરી હર બ્રમ નેં શકતી બહુ ત્રિદશ બીજા દેવ
તે પુજેં સહુ ધેનુ-નેં સકલ પ્રકારેં સેવ ૬૩૦
કહેં પશુ જે ધેનુ-નેં તે જન રૌરવ જાય
પ્રીત કરી પુજેં નહી તે તો પતીત કહેંવાય' ૬૩૧

## ચોપઈ

સાક્ષાતકાર ગૌરી-ની દેહ નીરમલ નારાયણ-સું નેહ
ભૃગુટી-માં તો બ્રંમા વસેં માહારુદ્ર તો લલાટેં અભ્યસ્યેં ૬૩૨
વિષ્ણુ તણો તો વિપુઇ વાસ અડસઠ તીરથ પુછ-નેં પાસ
બ્રમાંડ-નો ઉર ઉપર ભેદ ચ્યારેં સ્તનેં વસેં છેં વેદ ૬૩૩

સાત સમુદ્ર ઉદર-માં હોય　　ધેનુ-મહીમા કહે નહી કોય
ગાય-નું મુત્ર તે જાંણો ગંગ　　અઘ-નીવારણ બાધું અંગ ૬૩૪
ગ્રહ-ગણ તારા નેં રવી-ચંદ્ર　　ચ્યાર ખરીઇ વસેં છેં ઇંદ્ર
એકાદશ રુદ્ર વશે છેં પીઠ　　દેવ-ની દેવ ધેનુ-નેં દીઠ ૬૩૫
મુત્રે સ્પર્શ નેં મુત્રે નાહાય　　અડસઠ તીરથ અવગાહન થાય
આસન છાંણ-તણું જે કરેં　　પાંચ ભવ-નું પાતિક હરેં ૬૩૬
પય દધી પ્રાસ્યે ફલ હોય　　શીવ પુજેં કલે નહી કોય
માંખણ-ધૃત-નો મહીમા ઘણો　　પંચગવ્ય થાઇ તેહ-તણો ૬૩૭
ધેનુ-પાછલ પ્રદક્ષણા કરેં　　પૃથ્વી-ની પ્રદક્ષણા સરેં
કોટિ વાર કહિઇ સ્યું કથી　　ગંગા ગૌરી-માં અંતર નથી ૬૩૮
અંતર આણેં સંદેહ થસ્યેં　　કોટિ કલપ તે નરકેં જસ્યેં
દેવસ્થલ તીરથ-નેં જાત્ર　　પુજવા-જોગ્ય તે ધેનુ પાત્ર ૬૩૯
ધેનુ ઈશ્વિર-પારવતી-નાંમ　　ધેનુ લક્ષ્મી-નારાયણ-ઠાંમ
સોવર્ણ મેરુ આપે માંન　　તે-સમોવડ ધેનુનૂં દાંન ૬૪૦
કોટિ વર્ત્ત કોડે-થી કરેં　　ધેનુ-આગલ અસન જ ધરેં
નિત્ય ગવાંનક કાઢી જમેં　　જમ-દુત તેહ-નેં નવી દમેં ૬૪૧
ધેનુ-દાંન કરેં જન જેહ　　વૈતરણી ઉતરસેં તેહ
કનકેં કાયા તોલેં ઘણી　　તિમ પુજા એ ધેનુ-તણી ૬૪૨
કલીયુગ કલ્પ-થી છુટે કર્મ　　તે એક મોટો ધેનુ ધર્મ
એહ-માં દલ-મેં રાખો સંદેહ　　નરક-તણો અધિકારી એહ ૬૪૩
પુજ્યું પુછ જે ધેનુ-તણું　　જગ જીત્યો, પુન્ય કીધું ઘણું
ધેનુ સકલ પદારથ સોય　　ધેનુ-સમું તીરથ નહી કોય ૬૪૪

દુહા

કર જોડી કેહે કાંમની　　'દેઈ પ્રદક્ષણા પ્રીત
દાસી દીન હું તાહરી　　રાજસ રૂડી રીત્ય' ૬૪૫
પંથી કહેં 'સુંણ્ય પ્રેમદા　　રાજપુત્રી તુઝ નાંમ
પુછય તાહારે જે પુછવું　　કરવું હોઇ જે કાંમ' ૬૪૬

## ચોપઈ

રાજપુત્રી કહે રૂડી રીત્ય 'પંથી તંમ-ઉપર બહુ પ્રીત્ય
કહેવા-જોગ્ય સમરથ છો તમ્યો તે-માટે પુછું છું અમ્યો ૬૪૭

## દુહા

કોણ વડો સાયર-થકી કોણ અમૃત-પેં મીઠ
કોણ ગલ્યું સાકર-થકી નિરમલ ચંદ્ર-થી દીઠ ૬૪૮
મેઘ-પેં ગીરુઉ કવણ કવણ તરણ-થી તુછ
કવણ લોહ-થકી કઠણ પવન-પેહેંલો કો પુછ ૬૪૯
કવણ કડુયું ઝેહેંર-થી કવણ રવી-થી તેજ
કવણ મોઘું માણક્ય-થકી કવણ અગન્ય-થી એજ ૬૫૦
કવણ સંજીવન-થી અધીક કવણ શ્રીવંત-થી સુખ
કવણ સૂત-થી છે સગો કવણ દેવા-થી દુખ ૬૫૧
પ્રીછું પાર એ ચ્યાર-નો સમ્યક્ પ્રકારેં સોલ
તો જીત્યા તમો હાર્યા અમ્યો માંણું તમારે મોહોલ' ૬૫૨

હરખ્યો ઘણું હઇયડા-વીષેં 'પુછયું પ્રશ્ન અપાર
ડાહાપણ-થી એ દાખવું સાસ્ત્ર સકલ-નું સાર' ૬૫૩
ઉતર આપેં અધિપતિ 'સાંભલ સાંમા કાંન
કહ્યું કાલીદાં ભોજ-નેં તે પત્ર લખાંણાં પાંન ૬૫૪
સત્ય વડુ સાયર-થકી ગરજ અમૃત-પેં મીઠ
પ્રીત ગલી સાકર થકી તપ ચંદ્ર-પેં દીઠ ૬૫૫
દાતા ગીરુઉ મેઘ-થી મંગણ તરણ-થી તુછ
સુંબ લોહ-થકી કઠણ પવન-પેંહેલું મન પુછ ૬૫૬
દુષ્ટ કહ્યો હલાહલ-થકી નેત્ર રવી-થી તેજ
માંન્ય મોઘાં માંણક-થકી ક્રોધ અગન્ય-થી એજ ૬૫૭
અંન સંજીવન-થી અધિક સંતોષ શ્રીવંત-થી સુખ
સવારથ સુત-થી સગો કુનાર્ય દેવા-થી દુખ' ૬૫૮

### ચોપઇ

પાંચ અદક્ષણા પુઠેં ફરી લાગી પાય સાચી સુંદરી
કર્યું પીતા-નેં જુગતેં જાણ્ય 'એ પંથી છેં અમારો પ્રાંણ ૬૫૯
એહ-નેં વશ્ય દિલ માહરું થયું પુછયા-નો પ્રતિઉતર કહું'
પૃથક્ પૃથક્ ત્યારેં ઘેંર ગઈ હકીગત્ય પોતા-ની કહી ૬૬૦
પંથી કહેં 'વરું નહી અમ્યો હાથ પારકેં આપ્યાં તમ્યો
બેંસાર્યો દુખીયો બારણેં હું આવ્યો છું તે-કારણેં' ૬૬૧
તાહરેં પ્રેમદા પુછેં સોય 'સકેં રાય વિક્રમ નર હોય
ઉલખ્યો આવ્યો તાહરેં એન કમલ-પત્ર-સ્યાં નીરમલ નયન ૬૬૨
અમૃત-સરખી વારુ વાંણ્ય ઢીંચણ-થી હેઠા બેં પાંણ્ય
નિરમલ મુખ મનોહર મતી સાચો વિક્રમ પૃથ્વીપતિ ૬૬૩
વચનેં બાંધી લીધાં અમ્યો જે જાંણો તે કરજયો તમ્યો'

વીક્રમ કહેં 'કરો એક કામ પ્રકાસ કરો માં માહરું નામ ૬૬૪
દીવસ એક-બેં રાજી રહો પછેં કહેવું ઘટેં તે કહો'
કોલ સાત પસ્યિા-નો દીધ પંથી પંથ કર્યો છેં સીધ ૬૬૫
બેંસાર્યો બાહિર તે તેઓ સાથ જેહ-નેં વચન આપ્યું હતું હાથ
ના આંણિ બીક કસી મન-માંહ ગયો વાડીયે વેહેલો તાંહાં ૬૬૬
નીસ-ચરચા જોવા તાંહાં રહ્યો દીઠો છોડ જે સુકી ગયો
રાય પેંર્ય વિચારેં ઘણું પાંમ્યો દુખ મન-માંહિં તે-તણું ૬૬૬અ
ધરી દુખ સુતો જેટલેં સ્વપ્ન એક લાધું તેટલેં
'ઉઠ ઉઠ રે નિદ્રા તજી કરો કર્મ ભવાંની ભજી ૬૬૭
બલ હોય તો બતાવું બુધ્ય લાવ્ય વીર વાઘણી-નું દુધ
નવ-પલવ એ વેલો હતો આવ્યો વાઘ વાડી અણછતો ૬૬૮
ચગલ્યો વેલો ચાવ્યાં પાંન ચઢયું ઝેંર સુકું એ રાંન
પય વાઘણ-કેરું સીંચાય નાગરવેલ નવ-પલ્લવ થાય ૬૬૯

પાંન લેઈને પાછા વલો મુખ બોલ્યા છો તીહાં જૈ મલો
તુમ વચન પલશેં જેટલેં સુકસ્યેં એ વેલા તેટલેં ૬૭૦
પછેં આસ્ય જે પાંન-ની કરેં વણ-ખુટેં નીશ્ચેં મરેં'
ઇષ્ટ-દેવ પોતા-ને આપ સ્વપ્ન-માંહે પઠાવી છાપ ૬૭૧

ઝણકી જાગ્યો નીદ્રા ગઈ પ્રાત-સમય-ની વેલા થઈ
'ધન-ધન રે માહરી તું માત તુઝ વીણ કોણ કરેં એ વાત' ૬૭૨
સાથ લીધો'તો જે-કો જંન તેહ-નેં મુંકયો વાડી વંન
ખડગ ચોધારું કર-માં ધર્યું સ્મરણ ઇશ્વરી-તણું તો કર્યું ૬૭૩
ગયો એક પરવત નેં પાડ જે દેખંતાં ધ્રુજેં હાડ
ગયો ગુફા જિહાં વાઘ-ની હોય મનુષ્ય નાંમ ન દિઠું કોય ૬૭૪
એક વાઘણ નેં બીજો વાઘ પોહોંઢયાં એક સ્થાનક-માં લાગ
ગુફા-આગલ જઈ ઉભો રહ્યો છંછેડો વાઘ હુંકારો કહ્યો ૬૭૫
તે આલસ મોડી ઉઠીયો જિમ ગજ મદગલ છુટીયો
ઉઠી તે આવ્યો જેટલેં વિક્રમસેન્ય બોલો તેટલેં ૬૭૬

'ઇશ્વરી-ની ભગતી-માં ભલો પોતા-ની માતા-નેં મલો
સુખ-દુખ પ્રીતેં તે-પાસ મુંકો આપ જીવ્યા-ની આશ' ૬૭૭
એહવાં વચન કહ્યાં જાહરેં હસી સેર બોલ્યો તાહરેં
પગ ખેંચીનેં ઉભો રહ્યો વલતો બોલ રાજા-નેં કહ્યો ૬૭૮
'માનવ-રુપ ઇહાં કિમ આવીયો આવડી હાંમ તું કિમ લાવીયો
નિકટ મોંત આવ્યું છેં આજ સાચું બોલતાં સાં-ની લાજ ૬૭૯
તાહરું નાંમ કહેં નહી મું-નેં તો બ્રંમ-હત્યાદિક પાતિક તું નેં' ૬૮૦

દુહા

રાજા કહેં 'તેં સમ કર્યા એ સ્યું કીધું કાંમ
પ્રકાસ કરવું પડસે મું-ને માહરું તુઝ-નેં નાંમ ૬૮૧
ઉજેણી-નો અધિપતી દેવ સહુ-નો દાસ
વિક્રમ નાંમ તો વિશ્વ કહેં પ્રીતે આવ્યો પાસ' ૬૮૨

વાઘ કહે 'વિક્રમ નહી તું કો બીજો અન્ય
દુખ-ભંજણ દેહ તેહ-તણો મારવા-નું સ્યું મંન ૬૮૩
કે જક્ષ કે કો દેવતા કે કો પ્રતાપ-નો પુર
બીજો કોણ આવી ચઢે મારવા મુઝ હજુર ૬૮૪
સાબાસ હીમત તાહરી અતુલી-બલ તું આપ
સત્ય નાંમ કહે નહી તો બ્રહ્મ-હત્યાદિક પાપ' ૬૮૫
ઈશ્વર-આંણ્ય સાચું કહું કરું, અવંતિ-નું રાજ્ય
જોઈઇ દુધ વાઘણ-તણું તે પર-દુખ-ભંજણ-કાજ' ૬૮૬

વાઘ હસીનેં બોલીયો 'ઇહાં-થી પય લેઇ જાય
નથી સરજ્યો કો સ્રષ્ટી-માં સુંઠ ન ખાધી માય ૬૮૭
દુધ વાઘણ-નાં દોહીલાં હુંસે મોહોટી હોડ
જા મુકો પાછો વલી એકે ન પહોચે કોડ ૬૮૮
દુખ-ભંજણ તું દેસ-નો ભાગે સહુ-ની ભુખ
તુઝ-નેં મારી નાંખતાં લાગે મુઝ-ને દુખ ૬૮૯
કોટિ એક બ્રામણ હણે કોટિ હણે કો ગાય
તેહવાં પ્રછીત ભોગવું જો તેં પય લેવાય ૬૯૦
એક હાથ-નો તું નથી જિમ ખાવું ખીચડી ઘૃત
મારું તલપ એક સુંઠ-ની તો ઝાડરે હાથે મૃત ૬૯૧
પાર લેવા દેઉ છું અમ્યો પ્રીત કરીનેં પેર
હજી હેત છે મુઝ-નેં જો પાછા જાઉ ઘેર' ૬૯૨
વિક્રમ કહે 'સુંણ વનપતિ નેટ વાત નીરધાર
માંકણ મસલી નાંખતાં તે તુઝ મારંતાં વાર ૬૯૩
બે કોટિ બાલક-હણે સાત કોટિ સ્રી દીસ
પય લીધા-વીણ પાછો ફરું તો તે પાતિક મુઝ સીસ ૬૯૪
કે રાક્ષસ રણ રોલીયા કે હણીયા ઝેરી સાપ
કેઇ વાઘ વિડારીયા અતુલી-બલ હું આપ ૬૯૫

વાદ જે મુઝ-સ્યું કરો ખડગ મેહલતેં જાંણ
જીવ લીધા-વીણ નવિ વલે જેહવું શંભ-નું ખાંણ ૬૯૬
કાં બેંઠો બાલક થઈ દેખાડો દેહેં જોર
પછેં જુયો પટંતરો શીદ કરો શોહેર' ૬૯૭

પુંછ ઝાટકી ઉઠીયો કરવા વીક્રમ-ઘાત
'હાં હાં' કહી વીચ-માં ગઈ વાઘણી વાઘ-ની માત ૬૯૮
'તું મારીશ જો એહ-નેં તો પૃથવી રંડાય
એહ મારેં જો તુઝ-નેં તો મુઝ જીવ્યું મીથ્યાય' ૬૯૯
'રહેં રે મા તું વેગલી વાંણી બોલેં વર્થ
સંમ-જાઇ કિમ માહરા એહ સરેં કિમ અર્થ' ૭૦૦
રાજા કહેં 'તું રીસ તજ્ય તું નવિ બોલેં ફેર
વચન માહરું જસ્યેં નહી હું સવાયો સેર' ૭૦૧

ચોપઈ

વીચ-માં આવી વાઘણી રહી 'પુત્ર પુત્ર' તે બેં પ્રતેં કહી
'રાઢય ન કરસ્યો ક્રોધેં કોઈ તાહરું પય ને એહ-નું લોહી ૭૦૨
માહારા તો તમ્યો બેહુ પુત્ર ઇશ્વર-આણ સાચું એ સુત્ર
તાહરેં પય જોઇઇ જેટલું રુધીર પાંચ ગણું તેટલું ૭૦૩
દુધ સવા સેર આપું આંચ પાયો રુધીર એહ-નેં સેર પાંચ
એટલેં બેં-નાં વાયક ફલેં પય લેઇ પ્રથવીપતિ પલેં' ૭૦૪
કહી વાત જે નારેં નમી ગુંણ-સાગર બેં જણ-નેં ગમી
નસા-જાલ સાંધેં કાપીયું રુદે થકી રુધીર આપીયું ૭૦૫
સંતોખ્યો બલવંતો બુધ્ય લીધું વીરે વાઘણ-નું દુધ
કરી પ્રણાંમ તે પાછો વલ્યો મીત્ર વાડીઇ તેહ-નેં મલ્યો ૭૦૬
સીંચ્યો વેલો રાતેં વાન બેંહાં તેહ પ્રભાતેં પાંન
વિણ્યાં પાંન વેલેં-થી ઘણાં ભાજ્યાં દલીદ્ર માલી-તણાં ૭૦૭

સાત પેઢી-સુધી તે ખાય અન્ય ઇછા તેહ-નેં સી થાય
પ્રીતેં પાંન લીધાં શુભ પેંર આવ્યો પેલી રાંણી-નેં ઘેંર ૭૦૮

નગર-માંહિં જાંણ્યું સહુ આજ 'એ તો વિક્રમસેન્ય મહારાજ
દેવ-રુપ દીસંતા પુતલું અધિક ભાગ્ય-થી આવી મલ્યું' ૭૦૯

ઠાંમ-ઠામ-થી નર-નેં નાર્ય દરસન કરવા હુંસેં હાર
'ધન્ય ભાગ્ય ધરતી-નું ઘણું પ્રયાંણ થયું પ્રથવીપત્ય-તણું' ૭૧૦

બાધ્યાં તરીયા તોરણ બારણેં ચ્યારેં-ના વીવા-નેં કારણેં
રાજા કહેં તિહાં રુડી રીત્ય 'પરણો આ પંથી-ને પ્રીત્ય' ૭૧૧

વચનેં બંધાણી તેણે હા કહ્યું કમલ મુખ કરમાઇ ગયું
બેંસાર્યાં ચોરી-માં જાહરેં પુછેં નૃપતિ નારી-નેં તાહરેં ૭૧૨

'સ્યા-માટેં કરમાયું મુખ ઇશ્વર ભાગસ્યેં તાહરું દુખ
દુખ હોઇ તે કહેંજ્યો તમ્યો ઇશ્વર કરેં તે ભાગું અમ્યો' ૭૧૩

## દુહા

કર જોડી, કહેં કાંમ્યની 'ગરથ ઘણો છેં દેશ
પરણાવ્યો પંથી તમ્યો વૃધ એહ-નો છેં વેસ ૭૧૪

છેં કાલો નેં કુબડો રોતો દીસેં રાંક
આપ્યો તે ઇશ્વર હું પણ મન-માં મોહોટો વાંક ૭૧૫

'રોસ છંડો' રાજા કહેં પ્રીતેં આપુ પાંન
થયો પુરસ કો પ્રાક્રમી વીક્રમ-જેહવો વાંન ૭૧૬

પુત્ર નહી તે રાય ઘેંરેં સુંપ્યો તેણેં ઠાંમ
'જામાત્ર રાજ્ય તાહરું કરેં કાંમસેન્ય શુભ નાંમ ૭૧૭

પ્રલણું જે આપો મું-નેં તેહ કર્યું મેં માફ
ખાઉ પીઉ ખુણી કરો તે ઇશ્વિર-પ્રતાપ' ૭૧૮

## ચોપઈ

આગના માગે છે જેટલે લાગી પાય ત્યારે તેટલે
'અંમ ત્યારે'-નાં પોહોતાં કોડિ હેત-પ્રીત-સ્યું પુરી હોડ ૭૧૯
મન-ગમતો પરણાવ્યો પતિ રાજા તાહરી રુડી રતી
એક એક પુછીઇ ત્યારે વાત પછે પંથ જાઉ પરભાત' ૭૨૦
રાજા કહે 'જે હોઇ કાંમ તે તમ્યો કહો આંણે ઠાંમ
પ્રીતેં-સ્યું જે પુછો તમ્યો તે તુમ-પ્રતેં કહીસ્યું અમ્યો' ૭૨૧

## દુહા

વીદ્યા-થી વધતું કસ્યુ લખ્યમી-થી સી લહેર
ચીરંજીવી-થી જીવ્યૂ કસ્યું પ્રીઃછું તેહ-ની પેર ૭૨૨
કાજલ-થી કાલું કસ્યું કાયા-થી વાહલું કોણ
દુધ-થકી સ્યું ઉજલું બોલો વખાંણી વાણ ૭૨૩
નીર-થકી નીરમલ કસ્યું તિમર-થકી સ્યું ઘોર
આભુષણ સ્યું હેમ-થી કહો એ વાત અંકોર ૭૨૪
દાંન-થકી રુડું કસ્યું પુન્ય-થકી સ્યું પવીત્ર
ભલી જાત બ્રાંમણ-થકી મન-થી કહો એ મીત્ર' ૭૨૫
વિક્રમ કહે 'વનીતા સુંણો મુલ વિચારો મર્મ
સંદેહ મન સાં-નેં ધરો ધારી જુયોનેં ધર્મ ૭૨૬
વિવેક વડો વિદ્યા-થકી લખમી-થી કીરતિ લહેર
જસજીવિ ચીરંજીવ-થી પ્રીછો રુડી પેર ૭૨૭
કાલો કપુત કાજલ-થકી કાયા-થી વાહાલી લાજ
દાંન દુધ-થી ઉજલું કુલ-અજુઆલણ કાજ ૭૨૮
નીરદોષ નીરમલ નીર-થી અગતાન તિમર-થી ઘોર
ગુંણ આભુષણ-થી ઘણા અવિકો એહ અંકોર ૭૨૯
દાન-થકી રુડી દયા પુન્ય-થી પરોપકાર પવીત્ર
બ્રંમ ભલો બ્રાંમણ-થકી મનસા વાચા મીત્ર' ૭૩૦

પાગે લાગી પદ્મની વારુ સાંભલી વાંણુ
સીખ માગીનેં સંચર્યો વડ-હથ વીર સુજાંણુ ૭૩૧

આવ્યો નગર-ઉજેણી-માં ગડગડિયા ઘોર નીસાંણુ
જસ બોલેં બહુ જાચિકા લ્યેં લાખીણાં લાંહાંણુ ૭૩૨
ભરી સભા ભુપતિ ઠર્યો દીધાં મેદની માંન
જે બોલ્યા તે પાલીયું પ્રીતેં આપ્યાં પાંન ૭૩૩
સુખ મનાવ્યું સર્વ-નેં સેભી સર્વ સભાય
એક થયો અવની-વિષેં રુડો વીક્રમરાય ૭૩૪

કહેં પુતલી 'ભોજ સુંણ્ય કર્યાં કોટધા કાંમ
તાહરેં દુખ-ભંજણ પડ્યું નવે ખંડ-માંહેં નાંમ' ૭૩૫

પુરાંણુ લખાંણું લખ્યધા કીધાં કાલીદાસ
સંસક્રત-માંથી સોધીયું વિવિધ વીવેક વિલાસ ૭૩૬
ગુંણુ-સાગર ગુજર-ધરા સેંહુજ-ગાંમ સુંજાંણુ
કાઉજી-કુલ કણબી વડો મનજી-સુત મહેંરાંણુ ૭૩૭
રણીદાસ રાજસ ગુણેં પુન્ય-તણો જે પુર
લેઉઆ-માં લાયક લહો ન્યાયેપણા-નું નુર ૭૩૮
પરમારથ પ્રાક્રમ કર્યાં નીર-નેં સુભ નીવાંણુ
પરવાર પનોતો પુત્ર સુભ સકલ ધર્મ સુજાંણુ ૭૩૯
પાટીદાર પરતાપવંત સુભ સભાઇ સર્વ
બેંઠા બુધ-સાગર બહુ નહી મન ધાયડ ગર્વ ૭૪૦
ડાહ્યા દસુંદી તેહ-ના ગુંણુ ગાડે ગમાંન
કિરત રુડી કુલ-તણી ગુણ-રુપ સુભ ગાંમ ૭૪૧
ભલું વચન ભાટેં ભણું 'સુણુ રૂડા રણીદાસ
કવી એક કાશી-સમો વેગનપુર-માં વાસ ૭૪૨
કિરતી કાંનેં સુણી અયો સકલ અમીરી આજ
તેહ-નેં તેડું મોકલો મનજી-સુત મહારાજ' ૭૪૩

પુત્ર પ્રતાપીક વડો વડ-હથ વેંણીદાસ
આવ્યો અમદાવાદ-માં પંડિત-કેરે પાસ ૭૪૪
કવિ-નેં તેડ્યો કોડ-થી અલખત આપી અરથ
પુરણ અંન પસાયતાં ઘણો ઘણેરો ગર્થ ૭૪૫
કર જોડી કવિ-નેં કહ્યું 'જે સાસ્ર સકલ સુજાંણ
નવો ગ્રંથ થાએ તે કરો પરમારથ-પુરાંણ ૭૪૬
પ્રીત ઉપજે પુન્ય-પર ધરમ-ઉપરિં રહે ધીર
બુદ્ધ-થી બત્રીસી કરો વર્ણવો વીક્રમ વીર' ૭૪૭
સુંપો ગ્રંથ પુરણ કરી અખુટ પુન્ય જેં આથ
દીધો તેહ દિસોદિ-ને હેત ધરીનેં હાથ ૭૪૮
કિરત ચાલી કવી-તણી નીરમલ એહ-નું નાંમ
રણીદાસ-પરતાપ-થી કર્યું પુરણ એ કાંમ ૭૪૯

પ્રીત ધરીનેં સાંભલે મન પુરણ પરસંન
ફલ ચંદ્રાયણ વૃત-નું રેવાનું દરસંન ૭૫૦
રામ-ચરીત્ર રસ સાંભસેં પુરણ મંન પવિત્ર
તેહ સમોવડ જાંણજ્યો વારુ વિક્રમ-ચરીત્ર ૭૫૧
એકે અક્ષર-અક્ષરેં ગુંણ-ગુંણ-માં ગૌદાંન
ઈકોતર સત ઉધરે કથા સુંણે જે કાંન ૭૫૨

કહે કવી જાંણું નહી સૌમ્ય અક્ષર-ની સુધ્ય
અંતર-માં કો અગ્નીપતિ બહુ પ્રકારેં બુધ્ય ૭૫૩

કહે પુતલી 'ભોજ સુંણ્ય તેહવો થયો તે રાય
એહવાં પ્રાક્રમ જો કરો તો ધરો સીંહાસન પાય' ૭૫૪
એમ કહીને પુતલી આપે ગઈ આકાસ
એહ કથા પુરણ થઇ કહે કવી **સાંમલદાસ** ૭૫૫

*

# કામધેનુની વારતા

## કવિ શામળ ભટ કૃત સિંહાસનબત્રીશીની ૨૨મી વાર્તા

### કહેનાર પૂતળી સુભગા

છપય

શ્રી શીવ-સરીખા તાત, માત ઉમયા છે જેહ-ની
લખ્ય-લાભ શુભ પુત્ર, રીધ્ય-વૃધ તનયા જેહ-ની
એમ-કુ[શ]લ જમાત્ર, પાત્ર અષ્ટ સીધ્ય દલ દાસી,
ત્રીદશ આદ્ય દેવ, સેવ નવ નીધ્ય ઘરવાસી
પીતા પંચાનન પ્રભુ, ખડાનન બાંધે ઘણું,
ગજાનન ગુણ-આગલો, પ્રથમ ધ્યાન ધરું તેહ-તણું ૧

દુહા

ગીરજા-નંદન ગુંણ-નીધિ બુધ્ય-સાગર બલ-વીર
દાતા દિવ્ય, દયા દલે ધરમ ધ્યાંન દ્રઢ ધીર ૨
શ્રી-બ્રમા-પુત્રી સરસ્વતિ મતિ-દેયણ તું માત
વાસ સકલ વ્યાપી રહી વીણા વેદ-વીખ્યાત ૩
બહુકનાથ બુધી-આગલો વીરભદ્ર ભડ ભુપ
ધમકે ધમધમ ઘુઘરા રંજીત રુડે રુપ ૪
આદ્ય સિવ ઉમયા-પતિ જગત-પાવન જુગદિશ
સેવક-સહાયક તું સદી અઘ-નીવારણ ઇશ ૫
કૃષ્ણ કૃપાલ કરુણાનીધી કલ્યાંણ કોટિ કરંત
કરણ કોટિ બ્રમાંડ છે કે અઘ-ના ઓઘ હરંત ૬
બહુચર બાલા સુંદરી હિંગલાજ હરસીધ્ય
સમરતે સુખ ઉપજે નીત્ય નીત્ય નવ નવ નીધ્ય ૭
પ્રણાંમ પ્રીતે-થી કરું પુરણ થાશું પવિત્ર
પુરાંણ-પરમારથ કરું વારુ વીક્રમ-ચરીત્ર ૮

## ચોપાઈ

શ્રી-ધારા-ધર-નો ધણી   વીવેક ઘણી છેં વિદ્યા-તણી
ભલો ભોજ ભરતખંડેં નાંમ   કરેં કોટિધા રુડાં કાંમ ૯
નવી વાત-ની દેં જે સાખ્ય   લેશ-માત્ર-માહેં દેં લાખ
નીરમુખ જાચીક નવી વલેં   કલપતરુ એ સફલેં ફલેં ૧૦
બમણા આપેં દિલ-થી દાંમ   બમણ-ભોજ પડાવ્યું નાંમ
નિત્ય નીત્ય કૌતક જુઇ કોડ   એ-સરીખો જવરલો જોડ ૧૧

એક સમેં સોની દ્વીજરાજ   ગયા એકઠા રલવા-કાજ
વીપ્રેં મોકલ્યાં રતન જ ચ્યાર   તે નામુકરી ગયો સોનાર ૧૨
માંહો-માંહેં-માં રાઢેં થયા   રાજદ્વાર ન્યાય કરવા ગયા
પ્રધાંન ચીત-થી ચુકી ગયો   વાડવ-નેં દેસવટો દીયો ૧૩
પશુ-ચારણ ઘડ-પાસેં ગોપ   દીઠો કારમો તેણેં કોપ
રાજા થઈ બેંઠો તિહાં એક   વડી ચાતુરી વિવીધ વીવેક ૧૪
ન્યાય ચુકવ્યો કરી જતંન   અપાવ્યાં વીપ્ર-નેં ચ્યાર રતંન
તેહ વાત જાંણી ભડ ભોજ   ખરી વાત-ની માંડી ખોજ ૧૫
તેણેં ચાતુરી કીધિ ઘણી   સરવ એ રામત્ય ભુમી-તણી
ખોદાવી ભોગી રાજંન   અભિનવું આવ્યું આસંન ૧૬
રતન-સિંહાસન હીરે જડ્યું   આપ હાથે વીશ્વકર્માંએ ઘડ્યું
ભલેં હેતેં ભુપતિ ભાવીયો   સિંહાસન સભા-મધ્યે લાવીયો ૧૭
પંડિત-નેં પુછી મહુરત લીધ   આસન બેંસવા મનહું કીધ
તોરણ બાંધાં મોતી-તણાં   કુંકમ-છટણાં કીધાં ઘણાં ૧૮
ખેર મહેંર દીધાં બહુ ધંન   જાચિક-માંગણ-નેં સનમાંન
નગર-લોક સભા સહુ જોય   જયજય શબદ હેતે-થી હોય ૧૯
પંચ પ્રદક્ષણા પ્રીતેં કરેં   જમણો પગ ધરણીપત્ય ધરેં
જોવા મેદની ઝાઝી મલી   એટલેં એક બોલી પુતલી ૨૦

'ભોજ સિંહાસન ન ધરો પાય બેઠે-થી સુખ નહી થાય'
જગતેં ભોજે જોડ્યા હાથ બોલ્યો તે સુભગા-નેં સાથ ૨૧
'કુંણ બેંસસેં એણેં ઠાંમ તે નરપતિ-નું કહેં નાંમ'
કહેં સુભગા: સાંભલો નરનાથ બેંસો હેઠા જોડિનેં હાથ ૨૨

દુહા

પ્રીત ધરી કહેં પુતલી સુભગાસુંદરી નાંમ
વખાંણ કહું વિક્રમ-તણું કરી ગયો જે કાંમ ૨૩
ઉજેણી-નગરી-નો અધીપતી દેવાંસી તે દેવ
ચતુર રાજ્ય તે ચુકવેં કરેં સદગુરુ-ની રુડી સેવ ૨૪
પર-દુખ હરેં પરમારથે પર-કાજેં દેં પ્રાંણ
પર-નારી-સહોદર પ્રાક્રમી તે વીક્રમ વીર સુજાંણ ૨૫
સભા ભરી સિંહાસનેં બેંઠો છેં એક દિસ
એટલેં ગોર પોતા-તણો અતિ દીધી આસીસ ૨૬
'કોટિ કલ્યાંણ તાહરું થજ્યો નિત્ય નિત્ય પુર પ્રતાપ
સદા શીવ સનમુખ હજ્યો આદ્ય શક્તિ-થી આપ' ૨૭

ચોપઇ

વીપ્ર કહેં 'સાંભલ રાજંન માહરું જાતરા-ઉપર મંન
કરો રાજ્ય તમો વાસિંઇ અમ્યો વાસ કરસ્યુ કાસીંઇ ૨૮'
ખાધું, પીધું, અતી આનંદ કર્યું મન વણારસી-ઉપર ધર્યું'
રાંઇ શ્રીફલ આપ્યું હાથ-માં કહું છું સભા સહુ સાથ-માં ૨૯
આપી ખરચી રતન અમુલ્ય શુભ ચીંતામણ-નેં સમતુલ્ય
'કાંયક આગન્યા બીજી કરો માહરેં વીપ્ર-તણો આસરો' ૩૦

દુહા

'બ્રાંમણ, તુલસી નેં પીપલો ગાય ને બીજી ગંગ
એહ-થી અધિકું બીજું નથી સદા કરજે તું સંગ' ૩૧

ગોર તે ગામત્રેં ગયો   રાય-નેં લાગી રીઝ
'પ્રીતેં સેવું પાંચ-નેં   સ્રષ્ટ સકલ-નું બીજ' ૩૨

ઘર-ઘર વવરાવ્યા પીપલા   ઘર-ઘર તુલસી-વંન
ભાવે પુજેં બ્રંમનેં   સુંપી તંન મંન ધંન ૩૩
ઘણી સેવા નીત ગાય-ની   માંડી અપરંપાર
આખી ઉજેણી દેશ-માં   ગોચર ઠારોઠાર ૩૪
સીત-કાલેં સેવા કરેં   હીર ચીર નીધ નેહ
ઘણી કરાવેં ગોદડી   ઢાંકેં સહુ-ની દેહ ૩૫
ઉનાલેં આનંદ-માં   નીર ભરેં નીવાંણ
સાકર-ના સરબદ કરેં   પાઇ ધેનુ-નેં પ્રમાંણ ૩૬
ચાતુરમાસેં ચાકરી   ધરમસાલા ધરમ-ધાંમ
રુડા રાજદ્વાર-માં   ધેનુ રહેંવા-ઠાંમ ૩૭
ઘણી હેમ-ઘંટ ઘુઘરા   સેંગ સોના-નાં સીસ
ચૌદ લાખ દિહેં વીચરેં   ઉજેણી દશ દિશ ૩૮
ધણ આવે જારે ધેન-નું   કરે રાજા દરસંન
મોતીએ વધાવેં મહીપતિ   પ્રીતેં થઇ પરસંન ૩૯
વાંહણેં વોલાવેં ઘણું   સાંઝેં સાહમો જાય
દુભેં નહી કોઇ દેશ-માં   દુખ ન પામેં ગાય ૪૦
રહીયત રાખેં ગાય-નેં   ઘેંર ઘેંર સેવા સાર
રાજા આપેં રીઝ-માં   સોના-તણા સણગાર ૪૧
મોતી-કેરા મોરડા   જોવા સરખી જાત્ર
ચ્યારે ચરણે ઝાંઝરી   પુજેં પવીત્ર પાત્ર ૪૨
આભ્રણ સહુ-નેં ઉપતાં   ઉજેણેં અમુલ્ય
જરકસી ઝાઝી હીર-ની   સહુ-નેં મસ્તક ઝુલ ૪૩
તરણ ચરવા તે પરવરેં   વાજેં ઘુંઘરા-ઘંટ
જાંણે દુંદભી દેવ-નાં   તોલ ઘણેરેં તંટ ૪૪

## ચોપઈ

ચૌદ લાખ એ રીતેં ચરેં　　સકલ લોક તે સેવા કરેં

એક દિવસ સીવ-રમણી સાર　　માગશર શુદિ ચોથ સોમવાર ૪૫
સીવ-મહીમા-નાં વૃત સુવીસેસ　　આચરેં સરવ ઉજેણી-દેશ
પરદોસ-સમેં જો શીવ પુજાય　　લખ્ય પુજન માનેં સીવરાય ૪૬
પરદોસ-પુજન-મહિમા ઘણો　　સમરથ નહી કોય કહેંવા-તણો
બાધા વીશ્વ-તણા જે વૃત　　પરદોશ-પુજનેં વલેં તે તરત ૪૭
સોમ-પ્રદોસ-તણું જે ફલ હોય　　કલી ન સકેં મહીમા કોય
એહવું જાણી મહિપતિ શ્રી-મંન　　સાંઝેં કીધું સીવ-પુજંન ૪૮
પરિભ્રમ તોબ્યા શુભ પેંર　　જવા માંડ્યું પોતા-ને ઘેંર
સેવક કોય નથી તે-સાથ　　ખડગ-કોહલું છેં એક હાથ ૪૯
આવેં વાટેં વડ-હથ્થ વીર　　ગાય બરાડેં ક્ષીપ્રા-તીર
ભાં ભાં કરી પોકારેં ઘણું　　કાંને વચન સુંણ્યું તેહ-તણું ૫૦
ગયો રાય તે-પાસેં વલી　　દીઠી ગાય તે કાદવ-માં કલી
બાધું બુડ્યું કાદવ-માં અંગ　　ઉચી કોટ કરી શુભ સંગ ૫૧
દુખ પાંમતી દીઠી રાય　　કાદવ-માંહેં કલી છેં ગાય
પલક એક-માં પહોતો વાસ　　સેવક પ્રીતેં તેડ્યા પાસ ૫૨
આપ હાથેં અવંતી-રાય　　કાઢી કાદવ-માંથી ગાય
દીઠિ દાંમણી તેહ-ની દેહ　　નરપત્ય-નેં તે-ઉપર નેહ ૫૩
ઉપડાવી સુખપાલેં ધરી　　લાવ્યો મંદિર કોડેં કરી
સુધ્ય કર્યું તે ધેનુ-સરીર　　ઉપર ઉઢાડ્યું અંબર ચીર ૫૪
આપ વસ્ત્ર-થી લોહેં અંગ　　શુભ થાનક આસન-નો રંગ
પહેંલ પથરાવ્યા સેજા-તણાં　　ખાંન-પાંન ખવરાવ્યાં ઘણાં ૫૫
અમુલ્ય આભુષણ રતને જડ્યાં　　ઘણા મુલ-થી હેતેં ઘડ્યાં
બગલા-પંખ-જેહવી છેં દેહ　　નરપતિ-નેં ઉપર બાહુ નેહ ૫૬

નાહાની સીંગડી નાહાના ચરણ ઉદર અડે ધેનુ-નું ધરણ
રુડું અતી રઢીયાલું રુપ ભાવ ઘણો ધરે મન ભુપ ૫૭
જીવ-થકી વાહલી તે ગાય પુજે પ્રીતે લાગે પાય
વાંહાંણાં-માં વોલાવા વલે સાંઝે તેડવા પંથે પલે
જોત્રા-સરખી થઈ તે જાત્ર પુજવા-જોગ્ય પવિત્ર જ પાત્ર ૫૮

## દુહા

એક દિવસ સંધ્યા-સમે ઘેંર ન આવી ગાય
વાટ જુઇ બહુ વલવલે આકુલ-વ્યાકુલ થાઇ ૫૯
વારુ કીરત વીક્રમ-તણી વ્યાપી દેશ-વિદેશ
નવ ખંડે શુભ નાંમના નિરમલ એહ નરેસ ૬૦
સ્વરગ-માંહે સોભા થઈ ઇંદ્ર અધિપત્ય જ્યાંહ
વખાંણ થયાં વીક્રમ-તણાં સભા ભરી છે ત્યાંહ ૬૧
કો કહે 'અરજુન અવતર્યો' કો કહે 'રામચંદ્ર'
કોય કહે 'ફરસુરાંમ છે' કોય કહે 'હરિચંદ્ર. ૬૨
સત્યવાદિ કો એ-સમો ધૃઢતા મોટો ધીર
સુરપુર સામદ વડો નામ રાખણ એ નીર ૬૩
ભક્ત કરે બ્રાંમણ-તણી પુજે ગુંણવંત ગાય
પ્રાંણ આપે પર-કારણે પાછો ન ધરે પાય' ૬૪
ઇંદ્રે એહવું સાંભલ્યું ચઢી ઘણેરી રીસ
પગથી જવાલા અગટી તે જઈ ભેદે સીસ ૬૫
કાંમધેનુ-ને તેડી કહ્યું 'જા અંતરિખ તું આપ
છલ પાડો એ રાય-ને સહજે દ્યોને શ્રાપ ૬૬
પેંર પેંર જો પારખું નાંણી જો તું મંન
બાલીને પ્રલે કરો જાચું કહે રાજંન ૬૭
સત ચુકવે કે શ્રાપ દે કે લેજે એહ-ના પ્રાંણ
ન્યાલી જો નીમેખ-માં લખ-કોટધા લહાંણ' ૬૮

કામદુર્ગા કોપે થઈ જોઈ લાખીણો લાગ
જયોધ નૌતમ નવ હાથ-નો વેષ ધર્યો છે વાઘ ૬૯
પુછ ઝાટકી ઉઠીયો સુર સવાયો સેર
વન ચરતી'તી ગાવડી તેહ-ને લીધી ઘેર ૭૦
ધ્રુજી તે ધરણી પડી એક ન સુઝે પેંર
પડિ હાથ પાપી-તણે તે કીમ જવાઇ ઘેર ૭૧
કાંમધેનુ બહુ કરગરે, 'મેહલ મું-ને માહરાજ
ઘડી એક-માં ઘર જઈ હવડાં આવું આજ ૭૨
વછ ઘેર દીવસ દશ-તણો બાલક છે નીરબુધ્ય
તું કહે તો તેહ-ને જઈ પાઇને આવું દુધ ૭૩
કાલો કુંયર કોડાંમણો જોસે માહરી વાટ
તરસે ભુખે વલવલે માગું છું તે-માટ ૭૪
નથી કોહે-ને ભાલ્યો નથી ખાતો તે તરણ
માહારા ત્રેંહ વીજોગથી તે નિશ્ચે પાંમે મરણ ૭૫
મન માહરું તેહ-માં રહ્યું પ્રીતે વલગો પ્રાંણ
એક ઘડી અલગો રહે તો લખ્ય દિધાં લાંહાંણ ૭૬

## ચોપઈ

દેવા-થી બીજું નહી દુખ સ્ત્રી-આગલ બીજું સ્યું સુખ
ભુખ-આગલ બીજા સ્યા ભોગ સાચા-આગલ સ્યો છે જોગ ૭૭
જુહાજુઠ-થી બીજું સ્યું જાંન મહિપતિ-થી બીજું સ્યું માંન
સંતોષ-આગલ નહી કો સુખી રોગી-આગલ નહી કો દુખી ૭૮
ગંગા-આગલ બીજાં સ્યાં નીર ત્રવેણી-આગલ બીજું સુ તીર
તાવ-આગલ બીજો સ્યો તાપ હત્યા-જોડે બીજું સ્યું પાપ ૭૯
દયા-જોડે બીજું સ્યું દાંન તીસોતમા-આગલ નહી તાંન
રાંમ-સમાંન બીજું સ્યું નાંમ પુણ્ય-જોડે તે તો કુંણ કાંમ ૮૦

રીઝ-આગલ બીજો સ્યો રાગ    ભાવેં આપેં તીહાં સ્યો ભાગ
હેમ-આગલ બીજી સી ધાત    વીપ્ર-જોડેં નહી કો જાત્ય ૮૧
અંન-આગલ તે ઉપધ કસ્યું    બરાસ-જોડેં બીજું સ્યું મસમસ્યું
ગુરુ-આગલ બીજી સી સેવ    ઇશ્વર-થી મોટો કુંણ દેવ ૮૨
ચુંણ-આગલ બીજું પુસ્પ    ગુંણ-ની જોડેં નવી આવેં રુપ
વેદ-આગલ બીજાં સ્યાં ગીત    પુત્ર-આગલ બીજી સી પ્રીત ૮૩
હવ કહી મેં પ્રથવી-તણી    પુત્ર-નેં માતા-સ્યું પ્રીત જ ઘણી
તે પુત્ર-નેં મેહલ્યો પારણેં    જાવા દેં તેહ-નેં બારણેં ૮૪
ધવરાવું તેહનેં માહરું થાંન    જો દયા કરી તું આપે દાંન' ૮૫

દુહા

'ઘેંહેંલી કાં થઈ ગાવડી    કરેં જો કોટિ ઉપાય
છુટેં નહી તું હાથ-થી    મંદીર નહી જવાય ૮૬

ચોપઇ

ભુખ્યા જન-નેં ભોજન મલેં    તે ભુખ્યો કીમ પાછો વલેં
તરસ્યા-આગલ રહેં કીમ નીર    નાગા-આગલ રહેં કીમ ચીર ૮૭
તસ્કર-આગલ રહેં કીમ દાંમ    કપુત-થકી રહેં કીમ કુલ-નાંમ
ગંગા નાહ્યા-થી રહેં કીમ પાપ    અકલ બુડીઇં રહેં કીમ આપ ૮૮
જુવતી-આગલ રહેં કીમ જોર    રવી-આગલ રહેં કીમ ઘોર
કુબુધી આગલ રહેં કીમ કરમ    લોભ-આગલ રહેં નહી ધરમ ૮૯
કીરપી-આગલ કીરતી નવી રહેં    મન-ને પાપ કહ્યે કીમ દહેં
સાધ્ય-આગલ રહેં કીમ સંદેહ    નંઘા-પાસેં રહેં કીમ નેહ ૯૦
માયા-આગલ મોટું કસ્યું    મેહ-નેં આગલ ઝાકલ જસ્યું
સિંહ-આગલ કુંજર કીમ જાય    વાઘ-હાથેં ન છુટેં ગાય ૯૧
ઘણી પડી છેં તાહરે ગરજ    ઉછા-આગલ કરેં છેં અરજ
ભુખી છેં ઘર-માં ભાંમીનિ    તો જાવા કીમ દું જામીની' ૯૨

'જો ભાઈ મુંકે ચીત ચઢી તો ઘેંર જઈ આવું આ ઘડી
તે વાતેં પ્રતીજ્ઞા કરું હું વાચા સત વાચા ધરું ૯૩
ચંદ-સુરજ રાખું બેં સાખ્ય સાચા સમ ખાઉં લખ લાખ
જો મન માનેં તાહરું તો કહ્યું કરજે માહરું ૯૪
થરથર ધ્રુજેં છેં પ્રાંણીયો શ્રી-ઇશ્વર વચ-માં આંણીયો
બ્રાંમણ થઇનેં નાંણેં બ્રાંત કરેં અભખ્યાભખ્ય એકાંત ૯૫
સંધ્યા-સ્નાંન-વીના જે જમેં મુરખ થઈ ડાહા-ને દમેં
ચાચર-ચાવડી જઈ ચાડી ખાય ગુંણ-કેડેં જે અવગુંણ ગાય ૯૬
અતી જુઠાં ચઢાવેં આલ મારેં નાહનાં રમતાં બાલ
સ્રી-વધ ગો-વધ જે જન કરેં થાંપણ પારકીઇ જે ઘર ભરેં ૯૭
મરમ-વચન-ના બોલેં બોલ કરેં બ્યાઘાત દેઇનેં કોલ
દુભેં જે પીતા ને માત વીસવાસ કરી પછેં દેં ઘાત ૯૮
જુઠા સમ ખાઈ લેં સીસ વેચેં વચમાં રાખી ઈશ
કરેં વીધવા-કેરો સંગ નાહતાં જુઇ ઉઘાડું અંગ ૯૯
જોરાવરી કરેં જે જાર ગરભ ગલાવેં દારુણ દાર
મલ્યા-સંઘાથેં મોટિમ કરેં અહંકાર આપ અધીકેરો ધરેં ૧૦૦
વીષ દેઇનેં જે વાલેં વેંર કબુધ-દ્રકી જે કરેં કહેંર
મદિરા-પાંન જે પ્રીતેં પીઇ અનૃત કરતાં જે નવિ બીહેં ૧૦૧
આસ-નીરાસ કરેં મન-ભંગ કરેં પાપ પોઢાં-નો સંગ
તીરથ-હોમેં ચોરેં તિલ હેમ સાચી વાત બોલ્યા-નો નેમ ૧૦૨
અજ ઉભાં લેં જે દાંન મંગણ જાંણિ નવી દેં માંન
તીલ કપાસ ચોરેં જે ગલી ભંગી-સાથેં બેંસેં મલી ૧૦૩
ભાઠી ગાલેં મદિરા-તણી લાખ સેલડી પીલેં ઘણી
અંધા-બેંહેંરા-ની નાંણેં લાજ ભારે ખાય ગધટતું ખાજ ૧૦૪
બોલ્યું અબોલ્યું કરેં વચંન ખેડેં ભોમી વરસતેં ઘંન
ભરેં અધિકો ચોપદ-પર ભાર પારોસી-ઉપર આંણેં ખાર ૧૦૫

લુટે સુહાસણ-ના સણગાર મરી રહ્યા-ને મારે માર
અનેક એહવાં બહુ છે પાપ કેટલાંએક વખાણુ આપ ૧૦૬
એહવાં પાતિક લાગે સું-ને જો ઘડી એક-માં ન મલું તું-ને
જઇ સકારને (?) વાલે વાટ ઉદ્યાપે પટલાઈ પાટ ૧૦૭
લુંણહરાંમ લેખે નવી ગણે ભીખ્યુક થઇને ભુંડું ભણે
અધિક નીચ-નું લે જે અંન નિત ઉઠી તાકે પર-ધન ૧૦૮
ઉદર ઉદ્યમ-પાખી ભરે પારકું સુખ દેખી નવી ઠરે
નંદે ભેખ નંદે નાતિ-ને નંદે આપ પીતા-માત-ને ૧૦૯
લોહ બાંધીને ખાઇ માર ધાડ થાઇ વોલાવો વાહાર
કન્યા ઉપર કર જે કરે કન્યા-દ્રવ્યે પેટ જ ભરે ૧૧૦
એહવાં પાપ લેઉં ચીત ચઢી જો પાછી આવું ના આ ઘડી'
એહવા સમ કરે તિહાં ગાય ઘેર રાજા આકુલ-વ્યાકુલ થાય ૧૧૧

કર-મધ્યે લીધો કટાર આપે એકલો આવ્યો બાહાર
પગલાં જોતો જુગતે જાય કોહ-નો ભય ન ગણે મન-માય ૧૧૨
વાલી ગાતડી અંગે ઘણી આવ્યો આપ ઉજેણી-ધણી
દીઠો સારદુલો તિહાં સેર રહ્યો ગાય-ને તે નર ઘેર ૧૧૩
ધેનુ પાંમતી દીઠી કષ્ટ તે રાજાઈ દિઠું દ્રષ્ટ
'હત્યા મેહલ્ય એહ-ને પાપીષ્ટ' એમ કહીને સમર્યો ઇષ્ટ ૧૧૪

## દુહા

કાઢી કટાર કોપે થયો દીધી આપે દોટ
નરપાત નીકટ તિહાં જઈ રહ્યો તેહ-ને કરવા ચોટ ૧૧૫
'સ્યું મારે એ રાંક-ને ભુંડી-જાયા લાજ
બલ હોઈ જો કાંઇ બાંહિ-માં તો દેખાડો આજ ૧૧૬

## ચોપઇ

રાંક-સાથે સી કરવી રાઢ પડતર ખેતર-ને સી વાડ
ઉજડ ગામ-માં તે સા-ની ધાડ રોગ-વીના સી જોવી નાડ ૧૧૭

ઉષ્ણ-કાલ-માહેં સી ટાઢય　　ઉષર ધરતી-માં સ્યાં ઝાડ
ગરિબ-ઉપર ગજબ સ્યો ઘોર　　નાગા પુરુષ-આગલ સ્યો ચોર ૧૧૮
સાંહમો થાય તો જાંણું સુર　　નહી તો નામરદા-નું નુર
વીપ્ર તે જે ભણેં મુખ વેદ　　ક્ષત્રી તે જે રાખેં ખેદ ૧૧૯
નારી તે જે નર-સ્યું બલેં　　માંણુસ તે જે કોલેં પલેં
નરપતિ તે જે તોલેં ન્યાય　　સુધર્મિ તે ન કરેં અન્યાય ૧૨૦
દાતા તે દિલ નાંણેં લોભ　　ખરા-બોલા તેહ-નેં નહી ખોભ
સાહા તે જે બોલેં સત્ય　　પંડિત તે જે ન મેહલે પત્ય ૧૨૧
જોરાવર જે હોય જાત　　તે વધેં વકારો કરતાં વાત
રાંણી-જાયો હોઇ રુપ　　તો ભડ ઇહાં આવિ ભુપ ૧૨૨
કુતી-જાયો હોઈ દાસ　　તો તે રહેં ધેનુ-નેં પાસ
ઇહાં રહ્યા-થી નહી ઉગરો　　કાયર થઇ સ્યા-માટેં મરો ૧૨૩
કાયર નારિ રંડાપો કરેં　　કાયર નર હિમત નવી ધરેં
વાંણીક ઓસરેં કરતાં વ્યાપાર　　કણબી ઉસરેં લેતાં ભાર ૧૨૪
ચોર ઉસરેં મરતાં-માંહેં　　વીપ્ર ઉસરેં નીરેં નાહેં
પટલ ઉસરેં લેતાં લાંચ　　ચુગલ ઉસરેં દેતાં આંચ ૧૨૫
ક્ષત્રી લોહ રણ દેખી બીહેં　　સુરો થાય તે અવસર કીઇં
નાઠેં છુટવો હવે નથી　　કાયર સ્યું કહેંવાઇં કથી ૧૨૬
કુલ-ધરમ તજેં જે-કોય　　મા-બાપ-માં જો અંતર હોય
દુરજોધને નવી ચુકી માંમ　　સો બંધવ મરાવ્યા જો ઠાંમ ૧૨૭
રાવણેં નવિ તજીયો વંક　　ખોયું રાજ્ય સોના-નિ લંક
હરિચંદ્રેં નવિ મુકયું સત્ય　　રાખી પરઠણ-કેરી પત્ય ૧૨૮
જોનેં સાખ્ય એહવાં-ની ઘણી　　પત્ય કાં મુંકેં પોતા-તણી
કાયર થયા માટેં એ ભણું　　સુરો થાય તો હવડાં હણું ૧૨૯
કાયર-નેં માર્યા-નું પાપ　　અકલ વીચ્યારી જો તું આપ' ૧૩૦

## દુહા

કહે સારદુલ 'સુંણ રાય તું પ્રથવીપત્ય ભુપાલ
પાટ ધાયો કીમ કીજીઇ તું પ્રજા-તણો પ્રતિપાલ ૧૩૧
પ્રથમ નાંખ્ય પ્રથવીપતિ ચીત ધરી તું ચોટ
પછે મહિમા જો માહરો દાખવું માહારી દોટ ૧૩૨
કવચન તેં કહ્યાં ઘણાં ઉભો આંણે ઘાટ
તે સરવે હું સમઝીયો ધેનુ મુંકાવા-માટ ૧૩૩
એ ભખ્ય છે માહરું જિમ તાહરે અંન આપ
તે મારતે મુઝ-ને નથી બેંસતું પાપ ૧૩૪
જા પુર-માં પાછો વલી તજી વડાં-સ્યું વેંર
પલક એક-માં ઓછસ્યો જો વધારો છો વેંર' ૧૩૫

## ચોપઇ

રાજા કહે 'જખ મારે તું પ્રથમ ચોટ કરું નહી હું
ધેનું સાંમી જો કરસ્યો દ્રષ્ટ કટાર વાગસ્યે પામસ્યો કષ્ટ' ૧૩૬

ઘડી એક ઇમ રગઝગ થઈ વાઘેં વાત વીક્રમ-ને કહી
'માહરે ઘેર નારી-ને નેટ પંચ માસ પુરો ગરભ પેટ ૧૩૭
બીજો એક કુંયર ધાવણો લાડકવાયો અતિ લાવણો
આઠ દિવસ નવિ પાંમ્યાં અહાર ભુખ-તણો ભરાંણો ભાર ૧૩૮
દેહે સહુ વેઠે છે દુખ એ સરવ-ને ભુંડી ભુખ
મહેંણાં દીધાં નારેં ઘણાં વાગાં બાણ તે બોલ જ તણાં ૧૩૯
પરણ્યો થઇને ન ભરે પેટ તેહ-ની જીવીત ઉઠી વેઠ
વનીતા નાં કરે જે-વખાંણ પુરુષ નહી તે પુરો પાંહાંણ ૧૪૦
સેવક દેખતે સ્વાંમી મરે સ્વાંન જોનિ-માં તે અવતરે
પુત્ર છતે દુખ પાંમે માત તેહ-નો ગરભ ગલે થઈ ઘાત ૧૪૧
અંધિપતિ-ની ન માંને આંણ જીવીત મરણ થયા તે પ્રાંણ
તન-ને તાત ન લડાવે લાડ તે પીતા ઉગ્યો વન ઝાડ ૧૪૨

સીષ્ય-આગલ કરેં ગુરુ કાંમ નીચ નિરમાલ્ય પુરુષ તે નાંમ
કહ્યા કબોલ કાંમીનીઇ વરત ભુખ-થકી ભલેરૂં મ્રત ૧૪૩
પાપ કરેં તે પેટ-કારણેં દેશ-વિદેશ જાઇં બારણેં
કાસદ હેંડેં દિન નેં રાત્ય મજુર ભાર ઉપાડેં ભાત ૧૪૪
મુકેં વાંહણ અરણુવ-ની તીર પેટ-કારણુ પેડં જે નીર
ચોર ચોરીઇ-થી સુલીઇ ચઢેં ભુપતિ ભુમી-માટેં ભડેં ૧૪૫
ગરાસ ગમાંતરુ વાસેં વાટ માઠાં કરમ તે પેટ-જ-માટ
બ્રાંમણુ નીત્યેં માગેં ભીખ સાંણી થઈનેં દેં જે સીખ ૧૪૬
નીચ ભોજન કરેં બાંરણેં પાપી પેટ-તણેં કારણેં
કેક કાલ નર નરકેં પડેં જુઠું બોલી ચોરેં ચઢેં ૧૪૭
જાંણીનેં દેં ગોત્રી-નેં ઝેંર એ પરપંચ તે પેટ-ની પેંર
રાજા-પરજા રહિયત રાંક પેટ ભરવા આડેં આંક ૧૪૮

છપય

પેટ કરેં પરપંચ, સંચ સો એક મન મંડે
પાપ કરેં પરજાય, રાય રહિયત-નેં ડંડેં
ખુહેં રણુ-માંહેં શીશ, ચોર સુલીઈ જાઇ બેંસેં
મુંકેં ઘેર ઘર-નાર, તાર પરદેશેં પેંશે
ભાર ઉપાડેં ભાર-થી, તજેં ઠાંમ સરવ સુખ-નું
કહેં સાંમલ સંયોગ, ભારે દુખ તે ભુખ-નું ૧૪૯
સામા મેહેંલે સરમ, ધરમ પોતા-ને ચુકેં
કબુધિ ધરે કુસંગ, પત્ય મહિપત થઇ મુકેં
કરેં ચાકરી કુડ, પોઠા સીર લેં ભર ભારી
તાવડ તડકો ટાઢ્ય, હાડ ભાગેં નર-નારી
જુઠું જુગતું જોડવું, નંઘા નીધી નર-નારી-ના
સાંમલ કહેં સાચું કહું, એ પરપંચ સરવ પેટ-નાં ૧૫૦

જાય નાચવા નાર, નટ-વિદ્યા નવી તે આણે'
કરે' રાગાંગી રાગ, કવી ય કપોલ વખાણે'
ભાટ કહે' બહુ ભેદ, વેદ વાડવ થઇ બોલે'
જાચીક થઇ જસ ગાય, થાય તરણા-ને' તોલે'
ઈંમ ઉપાય અધિકા કરે', દિન કાપે' બહુ દુખ-ના
કહે' કવી સામલ વેદ, ભેદ એ ભુંડી ભુખ-ના ૧૫૧
કોય મુંડાવે' મુંડ, ડંડ ઝાલે' કો કર-માં
કોય વેઠે' વન-વાસ, પાસ પુરુષ રહે' ઘર-માં
કોય ચોલે' તન રાખ, સાવક ખાંબર (?) કોઈ
કોઇ જટા સિર સોહ, કોઈ જહાવે' જનોઈ
ભેખ ભેદ બહુ જાત-ના, વપુ-રખણ એ વેઠનાં
કહે' સાંમલ સ્થાપ, પાપ એ પાપી પેટ-નાં' ૧૫૨

ચોપઈ

વાઘે' એહવા કહ્યા વીવેક ‘સાંભલ રે કહું અધિપતિ એક
પર-દુખ-ભંજન કહે' છે' તું-ને' તો નિરાસ કીમ મુંકે' મું-ને' ૧૫૩
તાહરું' નામ કરે' કીમ ફોક જૂઠો જુઠો કહે'સ્યે' લોક
સહુ લોક-નાં ટાલે' દુખ તો ભાગ્ય અમારી ભુંડી ભુખ ૧૫૪
મુઢે' કોલીયો આપ્યો માહરે' કિમ રુડું' થાસ્યે' તાહરે'
કીરત સાંભલી તાહરી ઘણી ભાગ્ય ભુખ ઉજેણી-ધણી ૧૫૫
આઠ દાહા-ની લાંઘણ ભાગ્ય ઉલવ તું અમારી આગ્ય
એહ માંસ ખાવા દે' મું-ને' જાચીક થઈને' જાચું તું-ને' ૧૫૬
કેઇ-ને' તે' આપ્યાં ઘરસુત્ર કૈ-ના પરણાવ્યા તેં પુત્ર
કૈ-નાં દુખ કરાં તેં તાજ્ય કૈ રાંક-ને' આપ્યાં તેં રાજ્ય ૧૫૭
સદાવૃત ચલાવી વાટ ઘણા કરાવ્યા પાંણી-ઘાટ
ઘણા-નાં વસાવ્યા વતન ઘણા-ને' તો આપ્યાં રતન ૧૫૮

ઘણાંક-નેં દીધાં જીવત-દાંન કેઇ સાંણા પાંમ્યા સનમાંન
એહવો નર જાંણી માગીઇં ભુપત ભુખ માહરી ભાગીઇં ૧૫૯
નીરાસ કરસ્યો જો આ ઠાંમ તો પર-દુખ-ભંજન ખોસ્યો નાંમ
એહવાં વાઘ-નાં સુણી વચન વીક્રમરાય વિચ્યારેં મન ૧૬૦

દુહા

રાજા તો સંકટ-માં પડ્યો 'ના પણ કીમ કહેવાય
ધેનુ મરવા કીમ દીજીઇં પાછો કીમ વલાય ૧૬૧
વાઘ વઢેં તો મારીઇં જો સાહમો થાઇં સુર
જાચીક-નેં કીમ જીતીઇં જાય નાંમ-નું નુર' ૧૬૨
'ઘેંર જાવા દ્યેં ગાય-નેં મેહલ એહ-નો ખ્યાલ
ભાવેં ભક્ષ મું-નેં કરો માંસ ઘણેરો માલ ૧૬૩
અમૃત દેહ છેં અતી ઘણી ત્રપતી થશેં તુઝ તંન
અજર ન કર એ વાત-માં' મહિપતિ કહેં 'મુઝ મંન' ૧૬૪
વાઘ કહે 'વીર સુંણ ધેનું માહેં બહુ ભાર
તનક પુરુષ તું માંનવી એક-તણો નહી આહાર ૧૬૫
ત્રણેં ભુખે તડફીઇં એક નારી એક બાલ
તે-માટેં હું આવીયો ઘણી કરી મેં ફાલ ૧૬૬

ચોપઇ

નર-નું માંસ ન ખાઇં નારી એ વાતેં તો નાહી વીવહાર
તુઝ-થી ત્રપત ત્રણેં નવી થાયું આપેં ધેનું તો તે લઇ જાયું' ૧૬૭
રાજા કહેં 'સાંભલ રે કરણ તમ્યો ભુખ્યાં તાહરેં ઘેંરેં ત્રણ
હું માહરી રાંણી નેં પુત્ર તુઝ પાસેં આંણુ ઘરસુત્ર ૧૬૮
એ ત્રણ જણ-નેં ત્રણેં ખાયો ભાગો ભુખ તમ્યો સુખીયા થાયો'
વાઘ કહેં 'જુઇં છેં મંન ભક્ષ કરવા ના'પે કોઇ નંન ૧૬૯
રાંણી કીમ મરવા આવસ્યેં ભુપત્ય તુઝ-નેં કિમ ભાવસ્યેં'
રાજા કહેં 'તેહ-નો લે કોલ બોલું સાત પરિયા-નો બોલ ૧૭૦

ખોલ્યું અણોલ્યું જો હું કરું તો સાત જનમ-નું સુક્રીત હરું'
'ઘડી એક-એ' જોયું વાટ મહિપત્ય તું સતવાદી માટ ૧૭૧
નિરાસ થઈ પછેં જાયું આપ દિલ-થી દેઇસ તુઝ-નેં શ્રાપ
તે વચ-માં આંણ્યા ઈશ જા ઘટીકા એ'-માં ન લાવું શીશ' ૧૭૨

વીક્રમ ધેનું મુંકાવી વલ્યો ઘડિ એક-માં મંદિર પલ્યો
બાંધી ધેનુ ઠેકાંણેં ઠાંમ અન્ય ન જાંણેં કોઇ ક્રાંમ ૧૭૩
તેહ્યો પુત્ર આપેં એકાંત્ય ભાગી મન-ની સરવ ભાંત્ય
વીતક વાત માંડીનેં કહી નિશાં આપ-કુંયર-ની તીહાં થઈ ૧૭૪
'ધન્ય ભાગ્ય છેં આપણું એહ પર-કાજ અરથેં આવેં દેહ
વાર મ લાવો એકે ઘડી' ઉઠ્યો ચીત ચુંપેં તે ચઢી ૧૭૫
'તયો પછવાડેં-થી આવજ્યો મુઝ માતા-નેં તેડી લાવજ્યો'
ઉઠ્યો ઇમ કહીનેં તે તંન મરવા-ઉપર અધીકું છેં મન ૧૭૬
'સાબાસ' કહીને રાજા ગયો નારી-પાસેં નરપતિ જઇ રહ્યો
વનીતા સાંભલ્ય માહરી વાત વેચી છેં આપણી તો જાત ૧૭૭
અજર થશે ઘડી એક-નો આપ શીવ-વચન-માં તે દેશેં શ્રાપ'
હરણાર દેઈ નેંહે વનીતા વરણ ચાલી વનીતા અણવણ-ચરણ ૧૭૮
કેહુ-નેં વાત ન કહી કરણ અન્યોઅન્યેં ચાલ્યાં ત્રણ

ડોઢ ઘડી-માં દીઠું વંન ઘોર ઘટા જેહવો હોઇ ઘંન ૧૭૯
ચંદ્ર-વદની જેહવી ચીતની રંભા રુપ રંભા ઇતની (?)
સુભ સકોમલ સુંદર રુપ ભાંમીનિ કોમલપણ-નો ભુપ ૧૮૦
લક્ષણ પદમની-કેરાં લેશ જુવતી રંભા જોવન-વેશ
પરમારથ મરવા-કારણેં આવ્યો અરી-તણેં બારણેં ૧૮૧
સપુત સુંદર સકલ સુજાંણ જેહવો આપ ઉગમતો ભાંણ
અભિનવો જેહવો હોઈ ઇંદ્ર તારા-મંડલ-માં જિમ ચંદ્ર ૧૮૨
વરણ વાયુ કેં કુલ કુબેર આવ્યો પુત્ર બેઠો જિહાં સેર
એક હતો તેહવાં છેં ત્રણ કહેં વીક્રમ 'સાંભલ રેં કર્ણ' ૧૮૩

કહે' તાહરી વાઘણ-ને' આજ રાંણી ભખ્ય એ તાહરું કાજ
કહે' તારા કુંયર-ને' સુત્ર પેટ ભરીને' ખાયો પુત્ર ૧૮૪
તું તે માહરી જુગતી જોડ કરો ભખ્ય પોહોચે' મન કોડ'
અંતરીખ્ય દેવ રહ્યા સહુ જોય 'એહુવો સતવાદી નહી કોય ૧૮૫
જોઇઇ કીમ રાખે' છે' ધીર સહુ સમરપે' કીમ સરીર'

કહે' વાઘ 'સાંભલ્ય રે ભુપ રુડાં અતિ રઢીયાલાં રુપ ૧૮૬
એહ અમે નવી માર્યાં જાય તો આમીષ એહ-નું કીમ ખવાય
પશુ વધતાં અમ-ને' નહી પાપ એહ અઘટતું કરવું આપ ૧૮૭

દુહા

મહીપત્ય કહું કર માહરે' આપે' કાપી અંગ
હેતે' આપો હાથ-થી તો રહે' રુડો રંગ ૧૮૮
નહીતર તો ખાઇઇ નહી નીરાસ થઇસ્યું નેટ
ભુખ-ને' દુખે' મરી જસ્યું પીડ ઘણેરી પેટ' ૧૮૯
કહે' રાજા 'ભલી કહી હું ક્ષત્રી-અવતાર
પર-કાંમે' પેંડ આપતાં મુઝ-ને' સ્યાં-ની વાર ૧૯૦
આગલ-થી કેહ-ને' કાપીઇ પાલીઇ પોતે' વરત
બોલ હત્યા બાધુર થઈ' બેંચ્યુ ખડગ જ તરત ૧૯૧
પદમની કહે' 'પ્રથમ જ વધો સારો અક્ષર સુત્ર'
તાહર-પેંહેલો આગલ થયો પેટ-તણો જે પુત્ર ૧૯૨
સારદુલ કહે' 'સાંભલો જો પરઠો દુઃખ પેંર
તો તમો તન નવ કાપસ્યો જાયો તમારે ઘેંર' ૧૯૩
રાંણી કહે' 'રે તું સ્યું લવે' તાહરે' મન છે' રીસ
માહરે' ઘેંર વીહવા-સમો મલસ્યે' શ્રી-જુગદીસ ૧૯૪
કોટિ કલપ રહું એકઠાં સ્વાંમી સુત' હું આપ
સ્વરગ-તણું સુખ ભોગવું તે આપ અંગ પ્રતાપ' ૧૯૫

તંન કહે 'ત્રીલોક-નું સહજે ભોગવું સુખ
વઇકુંઠ-ઉપર જઇ વસું જો ભાગે તાહરી ભુખ ૧૯૬
મહીપતિ-નેં તું ભલે મલ્યો ભલે મલી એ ગાય
ભલેં ભુખ લાગી તુ-નેં સહજે અમ-નેં સુખ થાય ૧૯૭
અધિક નાંમ અવની-વીષેં નાસ તેહ-નો હોય
પ્રાંણ આપેં પર-કારણે નાસ કરેં નહીં કોય' ૧૯૮

એમ કહીનેં આપ-થી કરવાલ મેહલેં સીસ
'હાં હાં' કહી કર ઝાલીયો શ્રી-ઉમયાપત્ય ઈશ ૧૯૯
વાઘ અલોપ થઈ ગયો કામધેનું શુભ કાંમ
સાક્ષાતકાર કો સુંદરી આવી તેણે ઠાંમ ૨૦૦
'માગ્ય માગ્ય રે મહીપતિ દેખાડ્યું દરસંન
ત્રીદશ દેવ વસ તાહરેં પરમેશ્વર પરસંન' ૨૦૧
પુસ્પ-વૃષ્ટી પુરણ થઈ જયજયકાર જસ હોય
ઇંદ્ર-આદેં સહુ દેવતા વીમાંન ચઢીનેં જોય ૨૦૨
'ધન્ય હીમત્ય મહિપત્ય-તણી ધન તરુણી ધરસુત્ર
ધન ઇષ્ટ-ઉપાસના ધંન તું પાટવી પુત્ર' ૨૦૩
'સાબાસ સાબાસ' સહુ-કો કરે 'ધનધન તુઝ અવતાર
કલજુગ-માં તું કલપતરુ દેવાંસી દાતાર' ૨૦૪
'મહિપતિ માગ્ય તું મુઝ-કનેં જે મન-ઇછા આજ
તે સુખ આપી સંચરૂં લેસ ધરો માં લાજ' ૨૦૫

ચોપઈ

નરપત્યે જુગતે જોડ્યા હાથ બોલ્યો કાંમદુર્ગા-નેં સાથ્ય
'સકલ સુખ-ની માહરેં મોટ આલખત-માંહે ક્ષણુ નહી ખોટ ૨૦૬
તે સરવે તાહરો પરતાપ અકલવંત મોટાં આપ
ચતુર છો તો ચીત-માં ચાહો જે ગમે તે આપતાં જાયો' ૨૦૭

કામધેનું કહે 'સાંભલ રાજ એક વરદાંન આપું છું આજ
કાંમધેનુ તાહરે ઘેર ગાય એહ-નો કરું મોહોટો મહિમાય ૨૦૮
આદ્ય ઈશ્વર તે અંશ-ની મોટો ભાગ્ય છે તે મહાવંશ-ની
આજ અમારી દ્રષ્ટે પડી તો વરદાંન આપું આ ઘડી ૨૦૯
પુન્ય પદારથ છે તાહરું તેણે વચન થશે માંહરું
એહ ગાય-તણું ઘી ખાય રગત-પીત જોતાં-માં જાય ૨૧૦
પીઈ દુધ મેહલી મન મોડ સત વરસ-નો જાઈ કોઢ
મુત્ર-છાંણ-નું મરદન કરે વ્યાધિ અષ્ટોતર સત હરે ૨૧૧
માંખણ-નું જો અંજન કરે આંધો સાત જનમ-નો ટલે
મોદ ગાય-તણો મસમસે માહાલક્ષ્મીજી વાસે વસે ૨૧૨
રહે સેવા-કેરે કારણે વંધ્યા પુત્ર પાંમે પારણે'
એહવાં વરદાંન અલોકિત દીધ અંતરિખ માતે કિધુ સીધ ૨૧૩
'ભીડ પડે સંભારો તમો એક પલક-માં આવું અમ્યો'
વાર લાગે કરંતે વાત આવ્યા ઘેર જતે અધરાતિ ૨૧૪
તે કોય અન્ય ન જાંણે વાત માત પુત્ર ત્રીજો તાત
મોટા પુરુષ મોહોડે કીમ કહે લખ્યણ લોક બીજા-સ્યું લહે ૨૧૫
વેદના સઘલી તે વાંમીઈ પાંચ પદારથ એ પાંમીઈ
પુન્યે પુન્ય તો વધતું જાય નિત્ય નિત્ય વાજ સવાયુ થાય ૨૧૬
પ્રજા સહુ પાંમે છે સુખ ટાલે મહાદુખીયા-નાં દુખ
રામ-રાજ્ય એ રીતે કરે પ્રજા-નું સુખ દેખીને ઠરે ૨૧૭

દુહા

એક સમે સભા ભરી બેઠો વીર વિવેક
એટલે વિપ્ર વિદેશ-થી આવી પોહોતો એક ૨૧૮
તોલા એક-નું તુંબડું ફાટાં મલીન અતિ અંગ
પ્રોઢી કર-માં લાકડી સામદ નહી કો સંગ ૨૧૯

